# JAYÂKÛNVAR.

**Ten years of worldly cares and comforts.**

**" Plant of celestial seed, if dropped below,**
**Say in what mortal soil thou deign'st to grow."**

**Published by**
**A. S. Durgalaxmi.**

**Third Edition.**

BOMBAY.

**Printed at The 'Saraswati' Printing Press, 356, Nagdevi Street.**



**1923.**

*Price Rupee 1-4-0.*

# સૌભાગ્યવંતા જયાકુંવર.

## સંસારસુખદુઃખનાં દશ વર્ષ.

ગીતિ.

"અનેક શુભ વર્ણોનાં, સુંદર પુષ્પોથી શોભતી નિત્યે;
પ્રયાસથી ઉછરેલી, વલ્લી ગઇ શું સુકાઇ ત્રિણવખતે !!"

પ્રકાશક

અ. સૌ. દુર્ગાલક્ષ્મી.

આવૃત્તિ ત્રીજી.

મુંબઈ,
શ્રી 'સરસ્વતી' છાપખાનામાં છાપ્યું.



સંવત્ ૧૯૭૯.

કિંમત ૧। રૂપિયો.

# પ્રસ્તાવના.



જનસમૂહને કાલ્પનિક કથાઓથી જેટલો બોધ લાગેછે, તેના કરતાં ખરી બનેલી હકીકતથી મળેલો બોધ વધારે અસરકારક નિવડેછે એ અનુભવસિદ્ધ છે. તેમ થવાનું એક સારૂં સાધન આ ઉમદા જીવનચરિત્ર પૂરૂં પાડશે એમ જણાયાથી, તથા તેની સાથે આવું એક અમૂલ્ય રત્ન દેશના એક ખુણામાં પાકી છેવટ કેવળ અંધારામાં રહી જતાં અટકે એવી ધારણાથી આ લઘુ પુસ્તક લખાયેલું છે.

બનેલા ખરા બનાવોમાં તેમને વધારે રસિક કરવાને કંઈ પણ ફેરફાર કરવો અયોગ્ય ગણી વાચકવર્ગની સમક્ષ તે જેવા બન્યા તેવાજ સરલ અને સ્પષ્ટ ભાષામાં મુકવામાં આવ્યા છે, તેમજ પ્રસંગોપાત લખાયેલા ખરેખરા પત્રો સમયાનુસાર વધારે બોધદાયક થઇ પડશે એવી આશાથી કંઈપણ ફેરફાર વગર દાખલ કરવામાં આવ્યા છે.

સ્ત્રીઓને કેળવણી આપવી જોઈએ, પણ તે કેવી જાતની હોવી જોઇએ અને તેનો સદુપયોગ કેવી રીતે કરવો, અથવા ખરી ઉચ્ચ કેળવણી કોનું નામ તથા તેનું શું સાફલ્ય એ સઘળું ઘણી સ્પષ્ટ અને યોગ્યરીતે બતાવી આપવાને આ જીવન–ચરિત્ર એક ઉત્તમ નમુનો છે. તે શિવાય આ

પુસ્તક જેને માટે લખાયેલું છે તે કુલવાન સ્ત્રીરત્નમાં જે સ્વાભાવિક નમ્રતા, વખાણવા લાયક વિનય, ઉચ્ચ પંક્તિનું શીયલ, અને બીજા કેટલાક માન આપવા લાયક સદ્ગુણો હતા, તે ખરેખર ગ્રહણ કરવા લાયક હોઈને બીજાંને તેનાં જેવાંજ થવાને માર્ગ બતાવે તેવું છે, અને તેથી સ્ત્રીવર્ગમાં તે કંઈક સંતોષકારક સુધારો કરનાર થઈ પડશે એવી આશા છે. તથાસ્તુ.

સંવત્ ૧૯૪૫.

કર્ત્તા.

---

## PREFACE.

That a narration of actual facts can influence the mind much more than fictions, is a truth now amply proved by experience. The writer of this little work could not like, that a life so noble as there-in described should fall into oblivion, at the same time that he had sufficiently in view the didactic effect likely to be produced by its perusal.

In the description of actual events the real has no tinge of the ideal. Without any deli-

berate design to render them interesting, they are narrated as naturally and artlessly as they happened. Genuine letters are introduced wherever they seemed likely to serve the primary purpose which runs throughout the book.

It is indeed admitted, that women should be educated; but what is to be the nature of that education, how it can be best used, and further what is true of high education itself, and wherein consists its utility, are still questions of profound importance, in answering which this short biography might render useful assistance. One great advantage which can be expected is, that the native modesty, the wonderful patience, the sublime purity, and other respectable qualities of the noble deceased may fill the heart of readers with admiration, and induce these to acquire them. So that, we may hope for some satisfactory amelioration in our female class after a proper circulation of this work. AUTHOR.

## બીજી આવૃત્તિ.

પેહેલી આવૃત્તિ ખપી જવાથી અને તેને માટે ઉપરા-ઉપર માગણી થવાથી આ બીજી આવૃત્તિ છપાવવાની જરૂર પડી છે. આમ કરતાં સૌ. જયાકુંવર વિષે વારંવાર પુછાયેલી શંકાઓનું નિવારણ કરવા **શીઘ્ર કવિ શંકર-લાલ માહેશ્વરે** પોતાનાં જાણીતાં સાવિત્રી ચરિત્ર નામનાં પુસ્તકમાં સંવત ૧૯૪૫માં છાપેલુ સૌ. જયા-કુંવરનું ટુંક જીવન–ચરિત્ર હું અહિં દાખલ કરૂંછું.

કર્ત્તા.

# સૌ. જયાકુંવરનું ટુંક જીવન-ચરિત્ર.

(લખનાર—શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વર.)



**સૌભાગ્યવંતાં જયાકુંવરે** સંવત્ ૧૯૨૨ના વૈશાખ માસમાં **વૈદ્યરાજ જટાશંકર વિઠ્ઠલજીને** ઘેર માતા **મણીકુંવરથી** જન્મ લીધો હતો. સંવત્ ૧૯૨૪ના કાર્તિક માસમાં જટાશંકર વૈદે પોતાનું કુટુંબ મુંબઈ તેડાવ્યું તે સમયે બેન જયાકુંવરની ઉમ્મર માત્ર બે વર્ષની હતી. પાંચમે વર્ષથી તે બેને કન્યાશાલામાં ભણવા માંડયું. પ્રથમ ચોપડીથી અભ્યાસ કરતાંજ તેનું મન ભણવામાં એવું આસક્ત થયું હતું કે સીમા. એક દિવસ તે બેન દાદર ઉપરથી પડી જવાથી માથું ફુટી ગયું ને માથામાં મોટો ખાડો પડી ગયો. સર્વ જણ તેનું લોહિ બંધ પાડવા વાસ્તે પ્રયત્ન કરતા હતા, એટલામાં તે બેન રોતાં રોતાં બોલ્યાં કે મને બીજું કાંઇ દુઃખ નથી થતું પણ મારે ભણવા નહિ જવાય તેનું દુઃખ થાયછે. એ શબ્દ સાંભળી સર્વની આંખોમાં હર્ષાશ્રુ આવી ગયાં કે આવી વેદના છતાં અને બાલક અવસ્થા છતાં કેવી ભણવામાં તેની પ્રીતિ છે!! **વૈદ્યરાજ**

**પ્રભુરામ જીવનરામ** કે જે બેન જયાકુંવરના સાસરા થાયછે તેના પુત્ર **પોપટ (શુકદેવ)**ના ગુણ જોઈ વૈદરાજ જટાશંકરને તથા તેનાં સ્ત્રી મણીકુંવરને એમ થયું કે આપણી પ્રિયપુત્રીનો સંબંધ પોપટસાથે કરિયે. તેથી પોતાના ગુરૂજનોની ખાનગી સલાહ લઈ રાખેલ, પરંતુ કેટલાંક કારણોથી જાહેર સંબંધ કરેલ ન હતો. તે પોપટનાં માતુશ્રી **રળિયાતકુંવર** ઘણાં માંદા થવાથી જયાકુંવરનાં માતાપિતાના મનમાં એમ થયું કે આપણે જે સંબંધ કરવો ધારેલ છે તે આ સમયેજ જાહેર કરવો, જેથી રળિયાતબાઈને સંતોષ થાય; એમ ધારી વૈદરાજ પ્રભુરામને તથા રળિયાતબાઈને તે સંબંધની વાત જણાવી ને તે વાત ઘણા સંતોષથી તેઓએ માન્ય રાખી. ત્યારપછી થોડાજ દિવસે પોપટનાં માતુશ્રી બાઈ રળિયાત કૈલાસવાસી થયાં. તે સમયે પોપટની ઉમ્મર સાત વર્ષની અને જયાકુંવરની ઉમ્મર ૬ વર્ષની હતી. પોપટ પણ અભ્યાસ કરતા ને જયાકુંવર પણ અભ્યાસ કરતાં. બેન જયાને પાંચમું ધોરણ થયા પછી ભણવું બંધ થયું. તે બેનની વાંચનશક્તિ,

લેખનશક્તિ અને કલાકૌશલ્ય ઘણાંજ ઉત્તમ હતાં. તેનું લખાણુ પણ ઘણી ઉંચી પદ્ધતિનું હતું. એના લખેલા પત્રો જો એકઠા કરિયે તો એક મોટું પુસ્તક થઈ પડે ને તેમાં જે લખાણો છે તે ઉત્તમ વિદ્વાનનાં જેવાં છે. વૈદ્યરાજ જટાશંકર સંવત્ ૧૯૩૧ ના વૈશાખ માસમાં મોરબી ગયા તે સમયે તે બેન પણ સાથેજ હતાં. મોરબીમાં એક માસ રહેવું થયું તે સમયમાં મહારાજ ઠાકોર શ્રી રવાજીનાં પુત્રી **બા શ્રી વખ્તુબા**ની સાથે તથા તેનાં પ્રિય સખી **માકુબા**ની સાથે જયાબેનની અતિ ઉત્તમ પ્રકારની પ્રીતિ બંધાણી. ઈશ્વર કૃપાથી જયાકુંવરની ઉમ્મર વિવાહને યોગ્ય થઈ તેથી જટાશંકર વૈદે વિવાહનો શુભ સમારંભ કર્યો અને બેન જયાકુંવરનું લગ્ન વ્યાસ પોપટ વિ૦ પ્રભુરામની સાથે નિર્વિઘ્ને થયું. તે મહોત્સવ સંબંધીઓને અતિ આનંદ આપનાર થઈ પડયો હતો. સં૦ ૧૯૩૭માં તેનું પ્રથમ આણું વાળ્યું તે સમયે મોટી સભા ભરી હતી અને પોતે જે કન્યાશાલામાં ભણતાં હતાં તે કન્યાશાલાની સઘળી કન્યાઓને ત્યાં બોલાવી તેની પાસે ઉત્તમ ભાષણ કરી કેટલાંક

પુસ્તકોની બક્ષીસ આપી હતી. સાસરે જઈને તેણે સાસરાનાં કુટુંબમાં ઘણોજ સંતોષ કરાવ્યો હતો. પતિવ્રતાનાં પુસ્તકો વાંચવાની તેને ઘણીજ ટેવ હતી. કવિતા ગુજરાતી કરવાની પોતાને પ્રીતિ હતી ને તે તેનાં માતાપિતા અને સખીઓ ઉપર લખેલા પત્રોમાં જોવામાં આવે છે. તેની ગરીબાઈ અને નમ્રતા તો કાંઈ જુદાજ પ્રકારની હતી. એ ગુણ એનામાં કાંઈ અદ્‌ભુત પ્રકારનો સ્વભાવસિદ્ધજ હતો. સં૦ ૧૯૩૯ના વૈશાખ માસમાં તેનું સીમંત હતું ને ત્યારપછી બે માસે તેણે એક પુત્રીને જન્મ આપ્યો તેનું નામ **રત્નપ્રભા** પાડયું હતું. તે દીકરી દોઢ બે વર્ષની થઈ તેટલામાં બેન જયાકુંવરને શરીરમાં વ્યાધિ લાગુ પડયો તેથી હવા ફેર કરવા જયાકુંવર શ્રી પોરબંદરમાં પોતાનાં પ્રિય સખી બા શ્રી વખતુબા હોવાથી ત્યાં ગયાં. જયાબેનને તો કાંઈક સારૂં થયું પણ દૈવયોગથી રત્નપ્રભા અકસ્માત્ માંદી પડી એકાએક ગુજરી ગઈ. તે સમયે પોતે પોરબંદરમાં એકલાં છતાં ધીરજ રાખી ઉલટાં પોતાના માતા–પિતાને જે જે ધીરજ રાખવાનાં

પત્રો લખ્યા છે તે ઘણાજ ઉત્તમ પ્રકારના છે. આ સમયે બા શ્રી વખ્તુબાએ તેની ઘણી મદદ કરી હતી. ત્યારપછી ૧૯૪૩માં બીજી પુત્રીને તેણે જન્મ આપ્યો અને તેનું નામ **પદ્મપ્રભા** પાડયું. એ બાઈયે પણ સાત માસની ઉમ્મર ભોગવી દેહ છોડયો. તે સમયે પણ તે બેને પોતાનું ધૈર્ય પોતાના માતા-પિતાને સારી રીતે દેખાડયું હતું. બા શ્રી વખ્તુબાનો સંવત્ ૧૯૪૨ના જેઠ વદી દશમને રોજ કૈલાસવાસ થવાથી તે બેનના મનમાં ઘણોજ ખેદ થયો, તે બેનને પોતાનાં એ અમૂલ્ય સખીરત્નના સદ્ગુણો, તેનાં સ્નેહભરેલાં વચનો, અને તેના કરેલા ઉપકારો ક્ષણે ક્ષણે સ્મરણમાં આવતા ને તેથી આંખમાંથી આંસુઓની ધારાઓ પડવા લાગતી એના વિયોગદુઃખમાં એક વર્ષ નિર્ગમન થયા પછી તેણે પોતાની પ્રિયસખી બા શ્રી વખ્તુબાનું જન્મચરિત્ર લખવાનો આરંભ કરેલ, પણ દૈવયોગથી દિવસે દિવસે શરીર અતિ અશક્ત થઈ જવાથી તેણે એ જન્મચરિત્ર લખવાનું કામ પોતાના પતિને સોંપ્યું. એ પ્રમાણે પોતાનો સખીપ્રત્યેનો ધર્મ તેણે પોતાની રોગાર્ત સ્થિતિમાં

પણ સાચવ્યો હતો. દૈવ દોષ લેતો નથી એ વાક્ય પ્રમાણે પ્રથમ તે બેનને કંઠમાલનો રોગ થયો હતો. તેમાંથી હેડકીનું દરદ થયું હતું. શરીર ઘણું કૃષ હોવાથી જીર્ણજ્વર પણ હમેશાં રહ્યા કરતો. તેમાં ચાલતી સાલમાં સં૦ ૧૯૪૪ના આશાઢ માસથી તેને મરડો અને ઉલટી થવા માંડી હતી. આ રીતે અતિ રોગગ્રસ્ત સ્થિતિમાં ચાર માસ કાઢયા. અંતે ૧૯૪૫ના કાર્તિક વદી ૧૦ અને ગુરૂવારને દિવસે વ્યાધી અતિશય વધી ગયો. અને આસરે રાત્રિના અગીઆર વાગે મુંબઇમાં વાલકેશ્વર નજીકની વાડીમાં તે બેને કૈલાસવાસ કીધો.

# ત્રીજી આવૃત્તિ.

આર્ય પતિપત્ની તથા તેમનાં વડિલોની ઉત્તમ રહેણીકરણી, ભિન્ન ભિન્ન સાંસારિક દુઃખો છતાં પણ ગૃહસંસારને કેટલે સુધી સંતોષી અને સુખમય કરી શકે છે, તે જનસમુહને બતાવવાની ઈચ્છા રાખનાર ઘણાં સ્નેહીઓ તરફથી આ પુસ્તક ફરી પ્રકટ કરવાની વારંવાર સુચના થવાથી આ તેની ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે.

પુસ્તકની અંદરનાં પાત્રો, ગયા ત્રીસ વર્ષના લાંબા ગાળા પછી, એક શિવાય બધાં સ્વર્ગસ્થ થયેલાં છે. જે છે તેમને તેમની યુવાવસ્થાનાં સુખદુઃખો ફરીથી યાદ આવતાં તેમનાં અંતઃકરણમાં કોઈ પણ પ્રકારનું દુઃખ ઉત્પન્ન નહિ થાય એવી પૂર્ણ આશાએ, માત્ર જનસમુહ સમક્ષ એક ઉત્તમ સ્ત્રી રત્નનું મનન કરવા લાયક ચરિત્ર મુકવાના હેતુથીજ આ પુસ્તક ફરી પ્રકટ કરવામાં આવ્યું છે.

સંવત્ ૧૯૭૯
વસંત પંચમી.

અ. સૌ. **દુર્ગાલક્ષ્મી.**

## અનુક્રમણિકા.



# સૌભાગ્યવતી જયાકુંવર.



## સંસારસુખદુઃખનાં દશ વર્ષ.

### પ્રકરણ ૧લું.

### દુઃખનો પ્રથમ પ્રસંગ.



પાછલી રાત્રિના આશરે ત્રણ વાગવાનો વખત હતો, આગલા દિવસના ઉદ્વેગથી મન અર્ધ જાગ્રત તેમ અર્ધ નિદ્રાવસ્થામાં હતું, ઘડીમાં ગાઢ નિદ્રા આવતી અને ઘડીમાં ભયંકર સ્વપ્ન આવતું, એવે વખતે પોપટ, પોપટ, પોપટ, એમ ત્રણ શબ્દો પોપટને કાને પડયા. તુરત નિદ્રા દૂર થઈ અને પથારીમાં ઉઠી પોપટ બેસેછે તેટલામાં ફરીથી પોપટ એવો શબ્દ તેને કાને પડયો. નક્કી હવે મને કોઈ બોલાવેછે એમ નિશ્ચય થવાથી હું, કહેતાંજ જ્યાંથી સ્વર આવતો હતો તે તરફ પોપટે જવા માંડયું; પણ પાસેના ઓરડાનાં બંધ બારણાં આગળ આવતાં તેની ત્રડમાંથી અંદર નજર પડતાંજ સ્તબ્ધ થઈ ફરી નજર કરી તો, લીપીને સ્વચ્છ કરેલ જમીન ઉપર તેનીજ સામું જોઈ જાણે

કેમ સુતેલાં હોય તેમ તેણે પોતાનાં માયાળુ માતુશ્રીનું શબ જોયું. છૂટે છૂટે થોડાંક માણસો બેઠાં હતાં, સર્વ શાંત હતું, પાસેજ ઘીના ઝાંખા દીવા બળતા હતા અને એક ખુણામાં કોઈ ભાગવતનો પાઠ કરતું હતું તે વગર બીજું કંઈજ સંભળાતું ન હતું. આ દેખાવ બાલક પોપટની આંખને પહેલવહેલોજ હતો. કાલ સુધી મારી સાથે બોલતી ચાલતી મારી મા આમ કેમ પડી હશે એ વિચાર બાલકના મનમાં આવ્યો, વિચાર આવતાંજ માતાનું મોઢું એજ ઠેકાણેથી વારંવાર જોવા માંડયું, પણ અંતે તેની તરફથી એકપણ શબ્દ ન સાંભળતાં, કોણજાણે ખરેખર શું બન્યું હતું તેની સમજણ મનમાં આવવાથી, અથવા હું અહિં ઉભા છતાં અને મારી તરફ નજર છતાં મારી વહાલી માડી, જેણે હજી કાલેજ મને હેતથી બોલાવ્યો હતો તે આજ એક પણ શબ્દ કેમ ન બોલે એમ મનમાં આવવાથી હૃદય ભરાઈ આવ્યું, આંખમાંથી આંસુ પડવા માંડયાં અને પડાઈ જતી ચીસ દબાવી મન ન રહેવાથી કોઈ ન સાંભળે તેમ ધીરે ધીરે રડવા માંડયું. આ સાથે પાસે કોઇ નહોવાથી અંતઃકરણ બીવા માંડયું અને શરીર ધ્રુજવા માંડયું. જો આમ થોડો વખત રહેત તો પોપટથી મોટેથી રડાઈ જવાત, પણ તેટલામાં કોઈ આવી, તેનો હાથ પકડી, ઓરડાની બહાર, જ્યાં સ્રીયોનો સમુદાય બેઠો હતો ત્યાં લાવ્યું. પોપટ આમ તેમ નજર કરતાં

પોતાનાં બ્હેનને જોયાં, તે તરત ત્હેની પાસે દોડી ગયો, બ્હેને તેને હેતથી પોતાના ખોળામાં બેસાડયો અને ધડકતી છાતી તથા ધ્રુજતાં શરીરને શાંત પાડવા હૃદય સાથે દાબી "કાં! બાપુ શું છે?" એમ કહેછે ત્યાંતો તેમની આંખમાંથી પણ આંસુની ધારા પડવા માંડી અને હૈયું હાથ ન રહેતાં તે ખાલી કરવા માંડયું. "બ્હેન શું છે મને કહેતો ખરી" એમ બોલી પોતાનાં આ મુરબ્બીને રડતાં જોઈ પોપટે પણ ફરીથી રડવા માંડયું. તેને શાંત પાડવા તેનાં આંસુ લૂતાં બ્હેને કહ્યું, "બાપુ બા ગઈ, હવે તેને કોણ બોલાવશે?" "શું બા ગઈ! ક્યાં ગઈ?" એમ કહેતાં બ્હેનના ખોળામાંથી કુદી જ્યાં પેહેલું તેણે પોતાનાં માતાનું શરીર જોયું હતું તે ઓરડા તરફ દોડી જઈ, ફરીથી ત્યાં ધ્રુજતા પગે અને ધડકતી છાતીએ એક નજરે જોવા માંડયું. આ ઠેકાણેથી તેને કોણ લઈ ગયું તેની તેને ખબર ન રહી, પણ જ્યારે તેનાં મુંઝાતાં તથા આસપાસની રડાપીટથી અકળાઈ ગયેલ મનની શુદ્ધિ ઠેકાણે આવી, ત્યારે તે ફળિયામાં એક થાંભલાની ઓથે ઉભી, શું બન્યું છે તેનો વિચાર કરતાં, ઘડીમાં ઉંડા વિચારમાં પડી જતાં અને ઘડીમાં મન મુંઝાવાથી રડતાં, એક વખત રડતા કકળતા સ્ત્રીસમુદાય તરફ, અને બીજી વખત જે રસ્તે તેનાં માતાનું શબ લઈ જવામાં આવ્યું હતું તે રસ્તા તરફ જોતો હતો.

માતાનું સુખ શું છે? પશુ સમાન અવસ્થામાં શરીરનું ભાન ન હોય, સંસારમાં જન્મ આપી શું ઉપકાર કરેલાછે તેનો વિચાર પણ ન હોય, તથા શરીર પરાધીન હોવાથી અહર્નિશ જન્મ આપનાર માયાળુ માતાપિતા પાસે કેમ જાણે તેમનું કર્તવ્યજ હોય તેમ ચાકરી કરાવતાં હઇએ, ત્યારે તો મારી ઉપર શું ઉપકાર થાય છે, મારાથી એ ઉપકારોનો બદલો ક્યારે વળશે, તથા શું કરવાથી અને કેવી રીતે વર્તવાથી હું એ કૃપાળુનો અનૃણી થઈ શકીશ, એવો વિચાર પણ કરી શકવાની શક્તિ ઈશ્વરે આપેલી હોતી નથી. સંસારની વિચિત્રતામાં જરાક વધારે વર્ષ કહાડીએ, હરતાં ફરતાં શિખીયે, બોલતાં ચાલતાં શિખીયે, તથા માબાપ, ભાઇ બ્હેન અને સગાંસંબંધીને ઓળખતાં શિખીયે, ત્યારે તો બાલ્યાવસ્થાના નિયમપ્રમાણે રમત, ખાવું, પીવું વિગેરે આનંદ અને નિશ્ચિંતપણામાં વખત વહીજતાં એક પળ પણ એવો વિચાર મનમાં નથી આવતો કે મારાં માતાપિતા મારે માટે કેટલું કેટલું દુઃખ ભોગવે છે, મારે સારૂ કેટલી કેટલી ચિંતા કરેછે, મને સુખી જોવા કેવી કેવી આશાઓ બાંધે છે તથા મારાં કલ્યાણ, મારી શરીરસ્વસ્થતા, અને મારાં સુખમાટે કેવાં કેવાં સાધનો કરેછે. ઉલટું અનેક રીતના કંકાસ અને ક્લેશ કરી આપણને જોઇનેજ જેની આંખ ઠરતી હોય એવાં માયાળુ માતાનું

અંતઃકરણ કેટલીક વખત ક્રૂર પશુની પેઠે ફાડી ખાઇએ છીએ અને અનેક તરેહની ચિંતા, દુઃખ અને ખેદના સાધનભૂત થઈ પડીએ છીએ. એથી પણ જરા આગળ ચાલી સંસારની વિચિત્રતામાં જરા વધારે પ્રવેશ કરતાં વિદ્યાર્થિને અવસ્થાનો આરંભ થાય છે. મન થોડું તેમાં અને થોડું એ અવસ્થાની નિર્દોષ રમતોમાં રહેતાં, માતા ક્યાં છે, મારૂં કેટલું ચિંતવન કર્યાં કરેછે, તથા મને જોવા તથા મળવા માટે કેટલાં ઉત્સુક છે તે પણ જ્યારે મનમાં નથી આવતું ત્યારે પછી તેમની સેવા કરવી, તેમને આનંદ આપવો, તથા તેમને સંતોષ આપી સુખી કરવાં એ વિષેનો વિચારતો સ્વપ્નમાં પણ કયાંથીજ હોય! પણ આવી આપણી અયોગ્ય અને અજ્ઞાન સ્થિતિ છતાં તથા તેમને વારંવાર અતિશય દુઃખ, ચિંતા અને ખેદનાં સાધનભૂત થઈ પડતાં હતાં પણ જ્યારે જ્યારે આપણે તેમની નજરે પડીએ છીએ, ત્યારે ત્યારે આપણને જોઇ-નેજ પોતાની પ્રેમમય નજર આપણી તરફ કરેછે, આપણું શરીર સ્વસ્થ જોઈનેજ તે મનમાં સ્વસ્થ રહેછે, આપણી મનોવૃત્તિ આનંદમાં જોઈનેજ તે આનંદ પામેછે, આપણને સુખી જોઈનેજ તે સુખી રહેછે, ટુંકમાં આપ-ણેજ જો સર્વ પ્રકારે સુખી, ખુશી અને સ્વસ્થ હઈએ તોજ તે પોતાના દિવસો નિશ્ચિંતપણે, સુખ, આનંદ અને સ્વસ્થતામાં ગાળી શકેછે.

અસહ્ય ખેદની વાત એજ છે કે દરેક મનુષ્યને પોતાનું ખરૂં કર્તવ્ય ઘણુંજ મોડું માલમ પડેછે. જે માતાના આટલા આટલા ઉપકાર આપણી ઊપર થતા હોય, જે માતાના એ સર્વ ઉપકારનો અંશમાત્ર પણ આપણા મનમાં માર્ગ કરી શકતો ન હોય તે વખતે તેમનો સ્વર્ગવાસ થતાં પછી જ્યારે મોટપણે તેમના ઉપકારો યાદ આવેછે, તેમણે આપણે માટે ખમેલ દુઃખ ધ્યાનમાં આવેછે, બાલ્યાવસ્થામાં થયેલ અનેક અપરાધો આપણા મનમાં એક પછી એક આવવા માંડેછે, એટલુંજ નહિ પણ આ વખતે અને આ વયે પણ માયાળુ માતા જીવતાં હત તો હું કેટલો સુખી થાત, મને મારા વ્યવહારમાં કેટલી સહાયતા મળત, તથા એ કૃપાળુની મમતા અને માયાથી હું કેટલો આનંદ પામત, એવા એવા વિચારો મનમાં આવેછે, ત્યારે એ મન દુઃખ અને સંતાપને આધીન થઈ જાયછે.

બાલકોને મૂકી તેમનાં માતા શું કામ સ્વર્ગવાસ પામતાં હશે ! ઈશ્વરી નિયમપ્રમાણે મોટેરાંને એ કૃપાળુની સેવામાં જલદી જવાનુંજ નિર્માણ કર્યું હોય, તો તેમનાં બાલકોને તેમની કંઈ ગરજ ન પડે એવી સ્થિતિમાં લાવવાની ચિંતા તે પરમકૃપાળુને કેમ નહિ હોય ! દુઃખ શું છે અને સુખ શું છે, અને તે ક્યારે અને કેવી સ્થિતિમાં મળેછે તેજ બતાવવાને જો ઈશ્વરે કૃત્યાકૃત્યનાં ફળ આ-

પવા આ પ્રમાણે જન્મમરણનો અનિશ્ચિત નિયમ રાખ્યો હોય, તો પછી માથે હાથ મૂકી, નિશ્વાસ નાખી પડ્યું તે ભોગવ્યા વગર બીજો ઉપાય નથી; પણ જે અસંતોષ, જે ઓશિયાળ, જે નમાયાપણું અને જે ઓછું, માતાવગરનાં દુઃખી બાલકોને તેમની મોટી ઉમ્મરે પણ આવેછે તે પરમકૃપાળુ પરમેશ્વર કોઈને દેખાડે નહિ એટલે બસ.

શું પશુસમાન અવસ્થામાં માતાના ખોળામાં પડી રમતાં હઈએ તે વખતે તેમની જરૂર છે? શું મોટા થતાં આમતેમ દોડાદોડ તથા રમતો કરતાં દિવસો ગાળતાં હઈએ ત્યારે તેમની જરૂર છે? શું વિદ્યાર્થિ અવસ્થામાં ખડિયા પાટી લઈ નિશાળે દિવસો ગાળી સંધ્યાકાળે પાછા ફરતાં નિશ્ચિંતપણે પાઠ ભણતાં હઈએ ત્યારે તેમની જરૂર છે? કે શું અભ્યાસમાં આગળ વધી, મોટી ઉમ્મરના થતાં ભાગ્યયોગે સંસાર માંડી, તે કહેવાતા સુખદુઃખના દરિયામાં પ્રવેશ કરતાં, આપણે માથે એક નિર્દોષ, માતાપિતાને છોડીને આવેલ, આપણી ઉપર આધાર રાખી રહેલ, એટલુંજ નહિ પણ આપણાં સુખદુઃખમાં જન્મપર્યંત ભાગ પડાવનાર એક પ્રાણીને સંભાળવાનું ભયભરેલું કામ આપણી બાલકબુદ્ધિ અને આપણા છોકરવાદ જેવા વિચાર ઉપર આવી પડેછે, ત્યારે માતા જેવા એક સહાયકારક રત્નની જરૂર છે? માતાની જરૂર, કોઈ પણ વખતે ન હોય એવું સૃષ્ટિમાં કયાંય પણ બનતું નથી,

પણ ગમે તો સમજુ કે ગમે તો અજ્ઞાન મન માતાના પ્રેમના, તથા તેમની સંભાળના, ઉતરતા ચડતા વિભાગ પાડેછે. બાલ્યાવસ્થામાં જ્યારે પરાધીનપણામાં દિવસો જતા હોય, ત્યારે માતાની જેટલી જરૂર છે તેટલી જરૂર બીજી કોઈ પણ અવસ્થામાં નથી એ ખરૂં છે; પણ એ અવસ્થામાં મનને વિચારની જરાપણ શક્તિ હોતી નથી. અને તેથી માતાથી મને શું સુખ છે અને એ ન હોય તો હું કેવાં કેવાં દુઃખનો ભોગ થઈ પડું, તે સમજ હોતી નથી. એ અવસ્થા પૂરી થતાં અને ફક્ત વિદ્યાર્થિ અવસ્થાનો આરંભ થતાં, આ પહેલીજ ચિંતા માથે પડવાથી, જોકે માતાનો પ્રેમ અને તેમની સંભાળ આ વખતે અમૂલ્ય છે, છતાં પણ તે પ્રેમ અને સંભાળથી શું લાભ થાયછે તે વિચારની તુલના જેટલું જ્ઞાન આ વખતે હોતું નથી; પણ હવે આ અવસ્થાની અધવચમાં એ પ્રાણીની સ્થિતિમાં જે ફેરફાર થાયછે, તે ફેરફાર સાથે માથે આવી પડતાં એ કર્તવ્યોને સંતોષકારક રીતે પાર પાડવાને આ હજીસુધી પણ કહેવાતા વિદ્યાર્થિની શક્તિ કંઈ પણ કામ કરી શકતી નથી. લમણે હાથ દઈ અભ્યાસમાં આવતી ખામીનો વિચાર કરતાં, પાસે તેજ વખતે, પવિત્ર સંબંધથી જોડાઈ, માતાપિતાનો ત્યાગ કરી, સૃષ્ટિના નિયમપ્રમાણે પોતાને આધારે પડેલાં પોતાનાં માણસની પોતાથી સંભાળ નહિ લેવાય તો તેનું શું થશે, એટલુંજ

વિચારવાનું જ્ઞાન ઈશ્વરકૃપાયે મળવાથી, દૈવયોગે તે નિર્દોષ નિરાધાર પ્રાણીને વ્યાધિગ્રસ્ત અથવા ચિંતાગ્રસ્ત જોઇ, તેમાંથી તેને મુક્ત કરવાની શક્તિ આ સ્થિતિમાં નહોવાથી, અંતે કંઈ ન સૂઝવાથી આંખમાંથી આંસુ પડતાં, અને તે પડતાં જોઈનેજ સુખદુઃખમાં ભાગ લેનારની પણ તેવીજ સ્થિતિ થતાં, પવિત્ર પિતાની પુણ્યાઈથી શાળામાંથી મળેલું જ્ઞાન એકને એમ સૂચવે છે કે "આ વખતે મારાં મા હત તો મને આ દુઃખ ન થાત," અને બીજાને એમ સુચવે છે કે "મારાં સાસુ આ વખતે હત તો મારા પતિને હું આટલી ચિંતાનું સાધન થઈ ન પડત."

- - -

## પ્રકરણ ૨જું.

## પ્રેમ અને પરિણય.

કાલિકાદેવીના રસ્તા ઉપર આવેલ એક ઘરમાં આશરે બપોરના બાર વાગાને સુમારે પોપટ ઓરડામાં પડેલ એક ખાટલા ઉપર સુતા હતા. અહિં આવી બેસવાનું પ્રયોજન બીજું કંઈજ નહિ પણ એ ઘરનું કુટુંબ તેમની તરફ અતિશય માયા અને હેતથી વર્તતું હતું

તેજ હતું. તેમની માતાના મરણ પછી તેમનું મન ખુશી રાખવાને, તેમને ઓછું ન આવવા દેવાને, તથા માતા સાંભરી આવવાથી તેમને દુઃખ ન થાય તે માટે આ ઘરનાં સર્વ માણસો અંતઃકરણથી મેહેનત લેતાં હતાં, અને જે માયા, પ્રેમ તથા સ્નેહ તેઓ પોપટ તરફ દેખાડતાં હતાં તે પોપટને હમેશ ત્યાં ખેંચી લઈ જતાં હતાં. પોપટનું શરીર આ દિવસે સ્વસ્થ હતું નહિ, અને તેથી ઓરડામાં પડેલ એક કોચ ઉપર તેમણે પોતાનું શરીર ઢાળ્યું હતું ઘરનાં સર્વ માણસો પોતપોતાના કામમાં વળગેલાં હતાં, અને જે ઓરડામાં પોપટ હતા, ત્યાં બીજું કોઈ હતું નહિ. પોપટના વિચાર, કોઈ પણ ચીજ ઉપર સ્થિર નહતા. ઘડિમાં પોતાની શાળાના વિચાર, ઘડિમાં પોતાના અભ્યાસના વિચાર અને ઘડિમાં પોતાના વિચાર એ પ્રમાણે મન આમથી તેમ રખડતું હતું, તેટલામાં ઓરડાનાં બારણાં આગળ કંઈ ખડખડાટ સંભળાયો અને ત્યાં નજર જતાં પોતાનીજ વયની એક કન્યાને ત્યાં આવી ઉભેલ જોઈ.

આ કન્યાનું વય પોપટ કરતાં આશરે પાંચ છ મહિને ન્હાનું હતું. તેનાં માતાપિતાએ બાલ્યાવસ્થાથીજ તેના અભ્યાસ તરફ પૂર્ણ લક્ષ આપ્યું હતું અને આ વખતે તેણે ગુજરાતી પાંચ ધોરણ પુરાં કરી શાળાનો અભ્યાસ છોડયો હતો. તેનો સ્વભાવ શાંત, નિર્મળ, સરલ અને સુશીલ હતો. માતાપિતાને આ વખતે માત્ર એ

એકજ સંતાન હતું. તેનાં ભવિષ્યનાં સુખ ઉપર તેઓએ પોતાનાં સર્વ સુખની આશા બાંધી હતી. પોતાની એ બાલકીને તેમણે દીકરા કરતાં વિશેષ પ્રેમથી ઉછેરી મોટી કરી હતી. પવિત્ર પ્રેમથી જોડાએલ સ્ત્રીપુરૂષ પોતાના પગ આગળ રમતાં પોતાનાં બાલકને જોઈ, તે વખતે થતા આનંદમાં જેમ સ્વર્ગનું સર્વ સુખ અને સંતોષ માની લેછે, તેમ આ કન્યાનાં માતાપિતાએ પોતાનાં આ એકનાં એક સંતાનનાં સુખમાં, સંતોષમાં, શરીરસ્વસ્થતામાં અને આનંદમાં પોતાનું સર્વસ્વ માની લીધું હતું. બાલકીઓને કેળવવાથી શું શું ફાયદા થાય છે તે સારી રીતે જાણતાં હોવાથી, તેમણે આ તેમનાં બાલકને માત્ર શાળાની કેળવણી આપી તેનીજ ઉપર તેના સંસારની ભવિષ્યની સ્થિતિનો આધાર ન રાખતાં, સંસારમાં કેમ વર્તવું, તેમાં સુખી કેમ થવું, એટલુંજ નહિ પણ કેવી રીતે આબરૂ, સુખ તથા સંતોષ મેળવવાં એ સર્વ શીખવ્યું હતું. પવિત્ર સાસુસસરા, મુરબ્બી માતાપિતા તથા ન્હાનાં મ્હોટાં સર્વ સંબંધીઓ સાથે કેવી રીતે વર્તવું એ સર્વ જ્ઞાન તેનાં માતાપિતા તરફથી તેને તેની આ વયમાં મળી ચૂક્યું હતું. આ કેળવણીએ તેમને શાંત તથા નમ્ર કર્યા હતાં અને સંસારની વિચિત્રતામાં હવે કેવી રીતે પ્રવેશ કરવો તેનું કંઈક સૂચવન પણ આ કેળવણીથીજ તેને થયું હતું. "હું મારાં માતાપિતાની સેવા કરવાને, તેમને ખુશી રાખવાને,

તેમને સંતોષ આપવાને જન્મીછું. મોટી થતાં સાસુ-સસરાના કહ્યામાં રહી તેમને ખુશી કરવાની તથા મારે માથે સંસારરૂપી પડેલ બોજો ઉપાડી લેવાની શક્તિ જો મારામાં ન હોય તો પછી જન્મનું સાર્થક શું? દેરાણી જેઠાણીને, દિયર જેઠને તથા સગાંસંબંધીને મારાથી સંતોષ ન મળે તો પછી સંસાર ચલાવ્યો કેમ કહેવાયજ? ઈશ્વરેચ્છા તો હું સંસારમાં સુખી થઈશ, સર્વને સુખી કરીશ, અને મુરબ્બી માતાપિતા, મેં તેમણે આપેલ જ્ઞાનનો સારો ઉપયોગ કર્યો એમ જાણી ખુશી થશે. બસ; આથી વિશેષ મારે શું જોઇએ? ઈશ્વર મારાં નિર્મળ અંતઃકરણ તરફ જોઈ એટલુંજ પાર પાડે."

આ સર્વ વિચાર કેમ જાણે મનમાં રમી રહ્યા હોય તેમ વિચારમાં ને વિચારમાં ઘડિમાં પોતાના હાથ તરફ અને ઘડિમાં પોપટ તરફ જોતાં જયાકુંવર ત્યાંજ ઉભાં રહ્યાં. ક્યાંસુધી તે આ સ્થિતિમાં રહ્યાં તે જણાયું નહિ, પણ કાંતો હાથ ઉંચો કરતાં તેથી થયેલા શબ્દથી, અથવા તો ઉમરો ઓળંગી આગળ આવવાનો વિચાર કરતાં પગ ઉપાડવાથી થયેલી ગડબડથી જ્યારે પોપટનું ધ્યાન ત્યાં ખેંચાયું, ત્યારે તેમણે તેમને ઉપર જણાવેલ સ્થિતિમાં ઉભેલાં જોયાં. બાલ્યાવસ્થામાં સાથે હરેલ, ફરેલ તથા રમેલ હોવાથી, એટલુંજ નહિ પણ અંતઃકરણના સ્નેહ તેમની તરફ નિરંતર નિર્મળતાથી ખેંચાતો હોવાથી પોપટ

તેમને જોઈ ખુશી થયા, પાસે આવવાને ડોકું હલાવી સૂચવ્યું, તથા એવી રીતે ઉભા રહેવાનું આજ એમને શું કારણ હશે તે વિષે મનમાં વિચાર કરવા માંડયા. "હમેશ પ્રમાણે મારી સાથે વાતચિત ન કરવાનું આજ કંઈ પ્રયોજન હશે? મારાથી એમને ઠીક ન લાગે એવું તો કંઈ નહિ થયું હોય! અથવા એ પોતે કંઈ વિચારમાં નિમગ્ન હશે." એવા વિચાર અંતઃકરણમાં આવે છે ત્યાંતો તે પોતે આગળ આવ્યાં, એક પણ શબ્દ બોલ્યા વગર પોતાના ડાબા હાથમાં હમણાં સુધી ન દેખાય એવી રીતે રાખેલી એક પત્રિકા પોપટની છાતી ઉપર મૂકી, પાછાં ફરી, બારણાં પછવાડે જઈ ઉભાં.

પોપટે આનંદ, આશ્ચર્ય અને હેતથી એ પત્રિકા લીધી. વાંચી, બીજી વાર વાંચી, પાછી બીડી, અને છાતી ઉપર મૂકી તે ઉપર પોતાનો હાથ રાખી વિચાર કરવા માંડયા. "ખરેખર એ મારો વિચાર પૂછેછે, પણ હું આ બાબતમાં વિચાર આપવાને યોગ્ય છું? શું જવાબ આપું? શું લખું? એ પોતે લખે છે કે આપણાં બેયનાં મન મળે તો પછી માતા-પિતાની સંમતિ મેળવી શકાય. આપણાં મન તો મળેલજ છે અને આ પત્રિકાના જવાબમાં હંમેશ સુધી મળતાં રાખવાનું વચન આપવું કે કેમ! એમની પોતાની શું ઈચ્છા હશે? સંસારમાં સ્ત્રીપુરૂષનાં જોડાં હમેશ બંધાતાં હોયતો હું મારી સાથે બાલ્યાવસ્થાથી સ્નેહથી બંધાયેલાં આ સ્નેહી

સાથે જોડાઈશ તો સુખી થઈશ" એમ મનમાં આવતાં પત્રિકાનો ઉત્તર એમજ લખવો નિશ્ચય કરી પોપટે પાસે પડેલા કાગળ ઉપર એજ પ્રમાણે લખી, પોતાના હાથે, પોતાના ઉપર આવેલી પત્રિકાનો ઉત્તર, તે મેળવવાને બારણાં પાસે ફરીથી આવી ઉભાં રહેલાં ઉત્સુક માણસને આપ્યો, જે લઈ હમણાં સુધી નીચી રાખેલી દૃષ્ટી ઉંચી કરી, જરા હસી, ત્યાંથી ચાલ્યાં ગયાં.

નિર્મળ સ્નેહમાં આ પ્રમાણે વધારો થવાથી, અથવા સ્નેહનું રૂપ પ્રેમમાં બદલવાથી પોપટનું અંતઃકરણ હવે હમેશ એ જગ્યા તરફ ખેંચાવા માંડયું. નિરંતર અંતઃકરણના વિચારો કાગળ ઉપર ઉતારી લઈ, આગલા દિવસની આપેલી પત્રિકાનો ઉત્તર મેળવવા, તથા આજ ઉતારી લીધેલા કંઈક નવા વિચારો પત્રિકાદ્વારાએ જણાવવાને દરરોજ ત્યાં જવા માંડયું. પરસ્પર જોવાથી, એક એકના હાથમાં રહેલી પત્રિકા અદલબદલ થવાથી, તથા તે વાંચી સંતોષ પામવાથી એ વખતે બેયનાં અંતઃકરણમાં જે સંતોષ તથા આનંદ થતો તે અતુલ્ય હતો; પણ અણસમજુ પણ નિર્દોષ મનમાં આમ બેયથી જે થાયછે તે દુષિત છે એવું આવવાથી, આવતી અને અપાતી પત્રિકાઓનો બેય તરફથી નાશ થવા માંડયો, અને તેના પરિણામમાં આજ તે પત્રિકાઓનું નિર્મળપણું બતાવવાને કંઈ પણ સાધન રહ્યું નહિ; એટલુંજ નહિ પણ આ સંબંધ થતાં પહેલાં એકબીજા

સાથે પરસ્પર બોલી, રમી, હશી, ફરી જે આનંદ લેવાતો હતો તે પણ, જોકે એકરીતે સ્નેહમાં વધારો થયો, તોપણ કોણ જાણે શું કારણથી બીજી તરફથી ઓછો થવા માંડયો અને તેના પરિણામમાં આ પત્રિકારૂપી વાતવગર બીજી કંઈ પણ વાત કરવાની હિંમત બેય પક્ષમાંના એકને પણ આવી નહિ, નહિતો તેટલુંજ યાદ લાવી આ ઠેકાણે નોંધી લેવાતાં બેય પ્રેમીનાં અંતઃકરણને નવીજ વિચિત્રતામાં પડયાને માત્ર પંદર દિવસ થયા હતા, તેટલામાં એક દિવસે હમેશના નિયમ પ્રમાણે ત્યાં જઈ, આટલા દિવસના પરિચયથી નિઃસીમ સ્નેહથી બંધાયલાં પોતાનાં સ્નેહીની પાસથી નિરંતરના નિયમ પ્રમાણે પત્રિકા મેળવવા તથા આપવા પોપટ, અગાશીમાં એ નિર્મળ પ્રેમીના મેળાપ માટે વાટ જોતા ઉભા. પાંચ પળ, દશ પળ ગઈ; પા કલાક થયો. પણ પોપટની ધારણા આ દિવસે હંમેશ માફક પાર પડી નહિ. મનમાં આ ઉપરથી થયેલી ચિંતા, તથા આમ થવાનું શું કારણ હશે તે શોધી કાઢવાની ઈચ્છાથી, પોપટે અંદરના ઓરડામાં જવા માંડચું, ત્યાં બારણાં આગળજ આંસુથી ભરેલી આંખો સાથે જયાકુંવરને ઉભેલાં જોયાં. નજર એક થતાંજ બેય જણ સ્તબ્ધ થયાં, "મને ઉદાસ જોઈ એ પણ ઉદાસ થશે" એવા વિચારથી તરત પોતાની આંખો લુહી, મનની ચિંતા દબાવી પોપટસામું જોયું, અને અંતઃકરણનો ઉભરો ઘણી મહે-

નતે અટકાવી ફક્ત "કેમ છો?" એટલોજ શબ્દ બોલી શક્યાં; પણ તેનો ઉત્તર ન મળતાં "આમ કેમ? આનું કારણ શું?" એમ પોપટ તરફથી પ્રશ્ન થયો. "કંઈ નહિ, સહજ." એ પ્રમાણે જવાબ આપી આ પ્રસંગનો છેડો લાવવાને જયાકુંવરે મહેનત કરવા માંડી, પણ પોપટના આગ્રહથી અંતે નિરૂપાય થઈ મનની ઉદાસીનું ખરૂં કારણ જણાવવા કહ્યું કે "હું હંમેશ પ્રમાણે પત્રિકા લખવામાં રોકાયલી હતી તેવામાં મારાં મામી મારી પાસે આવ્યાં, 'આ શું લખોછો' એમ પૂછ્યું, અને કહ્યું કે 'તમે રોજ પોપટ સાથે વાત કરોછો તે હું જાણુંછું તથા આ ચીઠ્ઠી પણ તમે તેનેજ લખતાં હશો.' આ પ્રમાણે વાત બહાર પડવાથી આપણાં મુરબ્બીઓ આપણી ઉપર ગુસ્સે થશે તો આપણે શું કરશું? મારી આજની આ સ્થિતિનું એ વગર બીજું કંઈ કારણ નથી. તમે કંઇ ઉદાસ થશો મા." ચિંતાનું આ કારણ તથા આશ્વાસનના આ શબ્દો સાંભળી પોપટે કહ્યું, "કંઈ ચિંતા નહિ. એમાં તમારે ઉદાસ થવાનું કંઈ કારણ નથી. તમેજ મને લખ્યું હતું કે આપણાં બેનાં મન મળે તો પછી માતાપિતાની સંમતિ લઈ શકાય. માટે આ વાત હવે વધારે વખત, છાની રાખવામાં આપણને કંઈ ફાયદો નથી. તમે ચિંતા કરો મા. હું તેનો ઉપાય કરૂંછું જેથી તમારૂં અને મારૂં બેયનું મન નિશ્ચિંત થશે." આમ કહી તેમની રજા લઇ પોપટ ઘેર આવ્યા.

નિર્દોષ કર્ત્તવ્યને સદોષ ગણી કરવાથી અંતઃકરણ સંકોચાયજ. આ બેય પ્રેમીનું કર્ત્તવ્ય જોકે પરમેશ્વરની નજરમાં નિર્દોષ, નિર્મળ અને સ્વચ્છ હતું, છતાં, જે અમે કરીએ છીએ તે મુરબ્બીઓની આજ્ઞા વગર કરિયે છીએ અને તેથી એમ કરવામાં અમે દુષિત છીએ એટલુંજ મનમાં આવતાં હવે શું થશે, અને મુરબ્બીઓનું અંતઃકરણ કેમ ખુશી કરી શકાશે, તે વિચાર વારંવાર મનમાં આવવા માંડયો. આમ થવાનું કારણ માત્ર એ કર્ત્તવ્યનો વિરૂદ્ધ રિવાજ, બીજાું કંઈજ નહિ. આ સમયમાં આવા વિચાર આવવા, આવો પ્રસંગ પડવો, અને અંતઃકરણમાં આ સાંસારિક સ્થિતિનો પ્રવેશ થવો એ ઘણે ઠેકાણે અસંભવિત લાગ્યા વગર રહેતું નથી; પણ જ્યારે એમ ખરેખર બન્યું, મન સ્વચ્છ, નિર્મળ હોઇને સ્વચ્છ તથા નિર્મળ સ્નેહને જગ્યા આપી, અને નિરંતરના કરતાં માત્ર પરસ્પર મળવાથીજ તથા જોવાથીજ સંતોષ અને સ્નેહ વધવા માંડયો એ સર્વ ઈશ્વરી પ્રેરણા વગર ક્યાંથીજ બની શકે! જગત્‌માં આમજ જોડાં બંધાતાં હોય તો પતિ પ્રિયાને પરસ્પરનું કેટલું સુખ મળી શકે! સૃષ્ટિમાં આમજ મન મળતાં હોય તો પછી સંસારસાગર કેવા સંતોષથી તરાય! એટલુંજ નહિ પણ સંસારમાં આમજ સુખ દુઃખના સાથી શોધી લેવાતા હોય તો પછી કલેશ, પ્રપંચ અને અસંતોષનાં મૂળ રોપાયજ ક્યાંથી? પરસ્પરમાં સંતોષ

એજ સુખનું સાધન છે અને તે જ્યારે આવી સહેલાઈથી, આવા સ્નેહથી અને આવા પ્રેમથી મળે ત્યારે પછી વિશેષ શું જોઈએ? ઈશ્વર સર્વને એવો પ્રસંગ આપે!

પોપટ તથા જયાકુંવરનાં નિર્દોષ અંતઃકરણે આ સર્વ કર્યું હતું, પણ જે અમારાથી થયું છે તે દુષિત હશે એવો જરા સંશય બેયના મનમાં હતો. પોપટે ઘેર આવી તુરત હવે મારે શું કરવું, તથા મારી સાથે સ્નેહ બાંધી સુખી થવાની આશા રાખનારની ઉપર આજ આવી પડેલી ચિંતા કેવી રીતે દૂર કરવી તેનો વિચાર કરવા માંડયો. નિરર્થક બીક, મનમાં ચોંટી બેઠેલ ચિંતા તથા ભય દૂર કરવાને એક પણ રસ્તો મળ્યો નહિ, અને તેથી અંતે એવોજ નિશ્ચય કર્યો કે, મેં જે કંઈ આજસુધી આ બાબતમાં કર્યું છે, તે જયાકુંવરના માતાપિતાને સાચેસાચું જણાવી, તેમની પાસે આ થયેલા અપરાધ માટે ક્ષમા માગી તથા તેમાં જયાકુંવર સાવ નિર્દોષ છે એમ જણાવી, તેમનાં અંતઃકરણમાં ચોટેલ ચિંતા દૂર થઈ શકે તો તે કરી, પછી જેટલાં પગલાં આગળ ભર્યાં છે તેટલાં પાછળ ભરી, પૂર્વની સ્થિતિ અને સંબંધથી એ સ્નેહી તરફ વર્તવું. અંતઃકરણની આ પ્રમાણે સૂચના થતાંજ એક પત્રિકા લખી તેમાં પોપટે તે મુરબ્બીઓને સૂચવ્યું કે "મનની ઇચ્છાને અનુસરી અમ બેયે અમારો સ્નેહ હમેશમાટે દૃઢ કર્યો છે, પણ તેમ કરતાં પેહેલાં આપની રજા લઈ ન શકાવાથી હવે આ અપ-

રાધમાંથી મુક્ત થવા માફ માગી, આપની ઈચ્છા અને આજ્ઞા વગર આ પરસ્પરના પ્રેમમાં વધારો કરવાનું, તથા એક બીજાને મળી આનંદ પામવાનું એમ બેયે આજથી માંડી વાળ્યું છે." લખવામાં કંઈ દોષ તો નથી આવતો, અથવા તેમને માઠું લાગે એવું તો કંઈ નથી લખાયું, એમ વિચારતાં વારંવાર પત્રિકા વાંચી, અંતે બીડી પોપટે પોતાનાં મુરબ્બી મ્હોટાં ભાભી પાસે જઈ તેમને વિનંતિ કરી કહ્યું કે " આ પત્રિકા તમારાં બ્હેન જયાકુંવરનાં માતાને આપવાની છે. તેમાં શું લખેલું છે તે તે વાંચશે તે ઉપરથી તમે જાણશો. તે તમારાં મામી થાયછે, તથા તમારી ઉપર ઘણુંજ હેત રાખેછે, માટે જ્યારે તેમનું અંતઃકરણ આનંદમાં જુવો તે વખતે એ પત્રિકા તેમને આપજો. જરૂર લાગે તો મારી તરફથી તમારાં બેન માટે ક્ષમા માગજો અને એ પત્રિકાનો જે ઉત્તર મળે તે મને જણાવજો."

આ બનાવને બીજેજ દિવસે, મારાં કૃત્યનું શું પરિણામ નિપજ્યું હશે એમ વિચારતાં પોપટ પોતાને ઘેર હાથમાં ચોપડી લઈ નીચું જોઈ ઉંડા વિચારમાં મગ્ન થયેલ હતા, તેટલામાં તેમનાં ભાભી તેમની પાસે આવ્યાં. હમણાં હું શું સાંભળીશ એમ મનમાં આવતાં ધડકતી છાતીએ પોપટે તેમની સામે જોયું. આ જોઈ તેમણે કહ્યું "ભાઈ, આમ ગભરાઓછો શું કામ ? જે કંઈ થયું છે તે સારૂંજ થયું છે. મારાં મામીએ તમે લખેલી સર્વ હકીકત વાંચી, એથી તો

ઉલટાં એ ખુશી થયાં. તેમણે મને કહ્યું કે "આજથી કેટલાંક વર્ષ પેહેલાં જ્યારે પોપટનાં મા ઘણાંજ માંદાં હતાં, ત્યારે તે મારાં મુરબ્બી હોવાથી હું નિરંતર તેમની પાસે જતી. મરણને આગલેજ દિવસે સાંજના હું ત્યાં બેઠી હતી તે વખતે તેમણે પોપટને પોતાની પાસે બોલાવ્યા અને મારા ખોળામાં બેસારતાં, આંખમાંથી પડતાં દડદડ આસું સાથે 'હવે આ બાલક હું તમને સોંપુંછું' એમ મને કહ્યું. મેં તેજ વખતે તેમને કહ્યું કે 'પોપટની ચિંતા તમારે ન કરવી એ મારોજ દીકરો છે' આમ બોલતાં મારી આંખમાં પણ પાણી આવ્યાં. આ દિવસથીજ મેં મારા મનમાં આ સંબંધ વિષે નિશ્ચય કરી રાખ્યો હતો, અને તેથીજ હું નિરંતર એ બેયને એક બીજાના સહવાસમાં રાખવા તજવીજ કરતી. મોટાં થતાં તેમનાં મનનું વલણ કેવું થાયછે તે જોવાનેજ આજસુધી મેં આ મારી ધારણા તેમનાથી છુપાવી રાખી હતી, પણ તે પરસ્પર સ્નેહ રાખતાં શીખ્યાં અને મારી એ પ્રેરણાથી આજ આ પ્રમાણે પણ થયું તો તેથી હું ઉલટી ખુશી છું. એમાં પોપટને માફ માગવા જેવું કંઈજ નથી."

પોપટે આ સર્વ ધીરજથી સાંભળ્યું, અને પછી આશ્ચર્ય, જરા આનંદ અને તેજ વખતે માતા સાંભરી આવવાથી આંખમાં આવતાં ઝળઝળિયાં સાથે પૂછ્યું "શું આ સર્વ ખરૂં છે? મને એટલું તો યાદ છે કે બાના

મરણને આગલે દિવસે તેમણે મને પોતાની પાસે બોલાવ્યો હતો, ત્યાં કોઈ તે વખતે બેઠું હતું તે પણ મને સાંભરેછે, પણ તે વખતે શું બન્યું હતું તે મને યાદ આવતું નથી. જો ખરેખર આમજ બન્યું હોય તો મારી મા મરતાં મરતાં પણ મને સુખી કરી ગઈ.

પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી જો ઈશ્વરી નિયમને આધારે માણસ ચાલ્યું જાયછે, તો તેજ નિયમ તેને યોગ્યાયોગ્ય સ્થળ બતાવેછે. બાળકપણામાં ખાવા પીવાનું. ઉઠવા બેસવાનું, હરવાફરવાનું કે ભણવાગણવાનું જ્ઞાન નથી હોતું, ત્યારે તે બાળકનાં માતા અથવા પિતા, ગમે તો પોતાનાં બાળક તરફના પોતાના સ્નેહથી, ગમેતો પોતાની બુદ્ધિને ઉંડી ઉતારવાની શક્તિની ન્યૂનતાથી, ગમેતો એમ કરવામાં પોતાનાં બાળકનું ભવિષ્યનું સુખ રહેલું છે એવા ખોટા વિચારથી, અથવા ગમે તો જે તમારાથી થાયછે તે સારૂં અને ખરૂંજ છે એવા તર્કથી, આ માના ધાવણથી પણ ન છુટેલાં બાળકને યોગ્યાયોગ્યના વિચાર વગર, અથવા તે વિચાર છતાં પણ જેને ભવિષ્યમાં એ ભોગવટો ખમવો હોય, તેની લેશ માત્ર પણ સંમતિ વગર, એવીજ સ્થિતિનું બીજું બાળક ચોંટાડી તેમને જન્મપર્યંત સુખમાં જોવાની મોટી મોટી આશાઓ બાંધેછે. આ આશા પાર પડવી એ જેટલી તે બાળકોનાં પ્રારબ્ધ ઉપર આધાર રાખેછે, તે કરતાં તે પાર ન પડવાનો વિશેષ આધાર એ બાલકોનાં

માતાપિતાનાં આવાં આચરણ ઉપર છે. જો બાલકને સરખો રસ્તો બતાવ્યો હોય, જો તેને સારી રીતે કેળવ્યું હોય. જો મુરબ્બીની આપેલી કેળવણીથી તેમને એટલી હિંમત હોય કે એ બાલક આડે રસ્તે ઉતરવું ન જોઈએ; અને તે સાથે વયપ્રમાણેની તેની સ્વાભાવિક સ્થિતિને હદમાં રાખી હોય તો દરેક માતાપિતા પોતાના સંતોષ વચ્ચે હંમેશ એમજ જોશે કે તેમણે કરેલી પ્રેરણાપ્રમાણે ઈશ્વરે તેને માટે કરી રાખેલે રસ્તે તે બાલક વિના અડચણે ચાલ્યું જાયછે, અને જે જોખમ તથા જે ભય એ મુરબ્બીઓ, પોતાનાં બાલક-માટે તે સંમતિ ન આપી શકે તેવી તેની વયમાં, તેની સાથે તેનાં સુખ-દુઃખમાં ભાગ લેનારને શોધી રાખવાથી પોતાને માથે ખેંચી લેછે, અને આ પ્રમાણે કેટલીક વખત તે બાલકને સુખ તો શું પણ દુઃખનાં સાધનરૂપ થઇ પડેછે, તે જોખમ અને તે ભયમાં તેઓ પોતાને કોઈ દિવસ પણ જોશે નહિ. અમુક પાત્રને પોતાનાં બાલકના સુખદુઃખના સાથ માટે શોધી રાખવું, બેયને એક બીજાના સહવાસમાં નિરંતર રાખવાં, અને પછી જોવું કે તેઓ પરસ્પર પ્રેમ રાખતાં શીખેછે કે નહિ ? ઇશ્વરી પ્રેરણા હંમેશ સુખનો રસ્તોજ દેખાડેછે અને એજ પ્રેરણાથી જોડાયેલાં બે જુદાં જુદાં અંતઃકરણ હંમેશ સુખ જાુવે તેમાં શું નવાઈ! જે પગથિયે સાવ છેલ્લું પહોંચવું જોઇએ ત્યાં સૌથી પેહેલું પગલુંજ કેમ ? તેમ જે પવિત્ર ગાંઠ પેહેલાં પરસ્પર ઓળખાણ

અને સ્નેહ બંધાયા પછીજ બંધાવી જોઇએ, તે પેહેલાં બંધાઈ પછી એક બીજા સાથે ઓળખાણ અને સ્નેહ થવો એ કેવું કઢંગું જણાયછે! પણ મંદભાગ્યે એવું ઘણે ઠેકાણે બનતું જોવામાં આવેછે, અને તેજ શું કામ વારંવાર સ્ત્રી-પુરૂષો વચ્ચે થતા કંકાસનું મૂળ ન હોય? ઈશ્વરકૃપાએ, મુરબ્બીઓના પુણ્યપ્રતાપથી, તેમની આપેલ યોગ્ય કેળવણી તથા પ્રેરણાથી, પોપટ અને તેની સાથે હવે અંતઃકરણથી જોડાયેલાં જયાકુંવરની બાબતમાં યોગ્ય વખતે યોગ્ય પગલું ભરાયું હતું, બેયજણે પરસ્પર એકબીજાની ઈચ્છા, તેમની મનોવૃત્તિ, તેમનું અંતઃકરણ તથા તેમનું વલણ જોઈ લીધું હતું, એટલુંજ નહિ પણ સંસારસાગરનાં સુખદુઃખમાં એક બીજાનાં સહાયભૂત થઈ તરવાને અને તારવાને તેઓ તેમાં પડે તે પેહેલાં પરસ્પર વચનથી બંધાયાં હતાં. શું આમ થવું થોડું સંતોષકારક કેહેવાય! સર્વ ઠેકાણે એમજ બનતું હોય તો, પરસ્પર સ્ત્રીપુરૂષોનાં સુખમાં, આનંદમાં તથા સંતોષમાં કેટલો વધારો થાય!

ઉપર બનેલા બનાવથી, જ્યારે પોપટ તથા જયાકુંવરની પરસ્પરની આ સ્થિતિની આજસુધી ગુપ્ત રહેલી વાત આ પ્રમાણે બહાર આવી, ત્યારે તે સ્ત્રીસમૂહમાંથી આગળ વધી, અને તેનું પરિણામ એ નિપજ્યું કે પોપટનાં તથા જયાકુંવરનાં બેય મુરબ્બીઓએ આ વાત આનંદથી સાંભળી અને તે પછી થોડા વખતમાં લગ્નની પવિત્ર ગાંઠથી તેમને જોડવાનો તેમણે નિશ્ચય કર્યો.

માત્ર બીજા બે માસમાં આ વિચાર પાર પડ્યો. મહાજનવાડીના મ્હોટા દિવાનખાનામાં, તથા પાસેના ઓરડાઓમાં એક દિવસે સ્હવારના આઠ વાગે પોપટ આમથી તેમ ફરતા હતા. કન્યાદાન આગલે દિવસે દેવાઈ ચૂક્યું હતું, અને બપોરના ચોરીનો સમારંભ થવાનો હતો. અગાશી ઉપર જવાની એક ગોળ નિસરણી આગળ આવતાં તેમની ઉપર ફૂલની વૃષ્ટિ થવા માંડી, અને ઉપર નજર કરતાં પોતાનાં પ્રેમપાત્રને અગાશીના બારણામાં હાથમાં ફૂલ લઈ ઉભેલાં જોયાં. ઘણા દિવસ સુધી મેળાપ થયેલો ન હોવાથી, ચારે આંખ મળતાં પોપટ તુરત પોતાનાં આ પ્રેમપાત્ર પાસે ગયા. અને મનમાં ભરી રાખેલા ઉભરા શાંત કરવા ઉચક મને પરસ્પર વાત ચિત કરવા માંડયાં; પણ અંતે "મારાં બાનું એમ કહેવું છે કે ચોરીના આરંભ થયા પહેલાં આપણાથી એક બીજાને મળાય નહિ, માટે હું હવે રજા લઉં છું" એમ કહી જયાકુંવર ત્યાંથી ગયાં.

આને બીજેજ દિવસે રાત્રિયે વરને વળાવવાની સર્વ તૈયારી કરી રાખવામાં આવી હતી. વરપક્ષનાં સર્વ જણ કોઈ વરને શણગારતાં, કોઈ વરઘોડાની તજવીજ કરતાં તથા કોઈ બીજા કામમાં આમથી તેમ આનંદથી ફરતાં જોવામાં આવતાં હતાં. આજ વખતે પોતાનાં બાલકને પોતાના પડખાંથી છૂટું પાડનાં માતાપિતા, પોતાનાં

એકનાં એક બાલકને આ અવસર માટે તૈયાર કરતાં, ઘડીમાં ત્હેને આશીર્વાદ આપી આનંદ પામતાં અને ઘડીમાં તેનો હવે વિયોગ થશે એમ જાણી આંખમાં ઝળઝળિયાં આણતાં, અંતઃકરણથી તે પોતાનાં સર્વસ્વનું સુખ તથા શરીરસ્વસ્થતા ઈશ્વર પાસે માગતાં હતાં. અંતે પરસ્પર પ્રેમથી જોડાયેલાં આ જોડાંને ગાડીમાં બેસાડી તેની પાછળ વળાવવાને પરમ પ્રેમથી સ્ત્રીસમૂહ ચાલવા માંડયો. પોતાના હાથમાં આપેલાં ફૂલથી રમતાં, જોકે પોપટનું ધ્યાન બીજે ઠેકાણે ખેંચવાને કંઈ પણ હતું નહિ તોપણ પાછળથી આવતો ગીતના સાદ, અને તે સાથે રહી રહીને સંભળાતાં ડુસકાં તરફ તેનું ધ્યાન ખેંચાયું, તેથી અને મારી ઉપર અતિશય પ્રેમ રાખનાર, તથા હાલ મુરબ્બીના નવા સંબંધથી જોડાયેલાં મારાં સાસુ એમ બેયને આ સ્થિતિમાં જોઈ કેટલો આનંદ પામતાં હશે તે જોવાના, તથા પોતાનું મોઢું દેખાડી તેમને સંતોષ આપવાના હેતુથી ગાડીમાં ઉઠી ઉભા થયા અને પાછળ નજર કરી. આ સમયે હાથમાં દીવડો લઈ, સ્ત્રીસમૂહમાં જરા આગળ ચાલતાં સર્વની સાથે દયાજનક સ્વરે ગીત ગાતાં, તથા તેજ વખતે નીચું જોઇ, પોતાનાં આ બાલકથી વિખુટાં થતાં આંખમાંથી પડતાં આંસુ કોઈ ન જુવે તેમ વારંવાર લૂતાં, પોતાનાં હમણાં થયેલ બાલકને પોતાની સામું

જોતાં જોઈ ઝળઝળી આંખે તેમની તરફ જોયું અને એજ સ્થિતિમાં આનંદથી હસ્યાં.

માતાના નિર્મળ પ્રેમની સીમા ક્યાં છે? જન્મ થતાંજ અનેક દુઃખ ખમી, સંભાળથી, ચિંતાથી તથા તેજ વખતે આનંદથી બાલકને ઉછેરી, એક બે ત્રણ એમ વર્ષ ગણતાં, તથા મોટું થયે તેના ભવિષ્યના અનેક વિચાર કરતાં માતાપિતાને એ પોતાનાં સંતાનને આનંદથી રમતાં તથા હસતાં જોઈ, તથા મધુર અને કાલાકાલા તેના શબ્દો સાંભળી કેટલો સંતોષ થતો હશે! તેજ બાલક જરા મોટું થતાં, તેને હરતાં ફરતાં જોઈ, તે પડી જશે તો, તેને વાગશે તો, અથવા તેને કંઈ દુઃખ થશે તો એમ વારંવાર ચિંતા કરતાં તેને સ્વસ્થ તથા શરીરે સુખી જોઇ કેટલો આનંદ પામતાં હશે! મંદભાગ્યે કોઈ વખતે વ્યાધિથી હેરાન થતાં તે પોતાનાં બાલકને જોઈ, જે વખતે દયાજનક સ્વરે તે રડતું હોય, બોલતું હોય, નાની નાની આંગળીઓથી નિશાની કરી પોતાની ઇચ્છિત વસ્તુ માગતું હોય, તે વખતે તેની સામુંજ એક નજરે જોઈ રહેલ કઈ માતા અથવા કયા પિતાની આંખમાંથી અશ્રુની ધારા નહિ પડી હોય? કયો પ્રેમ માતાના પ્રેમની બરોબરી કરી શકે તેમ છે? કયો ઉપકાર માતાથી થયેલા ઉપકારની બરોબરી કરી શકે તેમ છે? કઈ સેવા માતાથી થયેલ બાલકની સેવાની બરોબરી કરી શકે તેમ છે? એટલુંજ નહિ પણ કઈ

સંભાળ અને કયું આશ્વાસન માતાથી થયેલ આશ્વાસનની બરોબરી કરી શકે તેમ છે? આટલું છતાં પણ જે કંઈ પોતાથી થાયછે, થયું છે, અને થશે, તે પોતાનેજ સારૂ છે એમ મનમાં લાવી, પોતાનાં બાલકનાં સુખ, શરીરસ્વસ્થતા અને સંતોષમાં તન, મન અને ધન વાપરી સંતોષ પામનાર માતાઓના તે ધર્મની બરોબરી બીજો કયો ધર્મ કરી શકે તેમ છે? એક પણ નહિ.તોપણ જે બાલકમાટે અતિશય કષ્ટ ભોગવ્યાં હોય, જે બાલકનું મોઢું જોઈ અતિશય આનંદ પામ્યાં હોય, જે બાલકને વ્યાધિ આદિથી દુઃખી થવું જોઈ અતિશય દુઃખી થયાં હોય, જે બાલકની શરીરસ્વસ્થતા સંભાળવાને અતિશય મેહેનત લીધી હોય, જે બાલકને સુખી જોવાને અંતઃકરણથી ઈચ્છતાં હોય, જે બાલકને નિરંતર પાસે જોઈ અતિશય આનંદ પામતાં હોય, અને જે બાલકનો જરા પણ વિયોગ થતાં તેનીજ ચિંતા મનમાં થતી હોય, તે બાલક બીજાને સોંપી દેતાં, તેનાં સુખદુઃખનો આધાર બીજા ઉપર નાખતાં, અને આ પ્રમાણે પોતે જેને સર્વસ્વ માનેલ છે, પોતે જેનામાં પોતાનું અભિમાન માનેલ છે, અને પોતે જેને આજસુધી અનેક કષ્ટ વેઠી મોટું કરેલ છે, તેને હમેશ માટે પોતાનાં પડખામાંથી છૂટું પાડતાં કઈ માતાના મનમાં ખેદ ન થાય અને કોની આંખમાંથી આંસુ ન પડે? પણ આશ્ચર્યકારક તો એજ છે કે એટલું છતાં પણ તે ખેદની સાથે આનંદને ભાગ આપી

ખુશીથી, સંતોષથી અને પરમેશ્વર ઉપર આધાર રાખો, પોતાનાં બાલકને યોગ્ય સ્થળ જોઈ, તેને એ પોતાનું સર્વસ્વ સોંપી, અંતઃકરણથી પોતાનાં બાલકનું, તેના પતિનું અને તેના આ નવા સંબંધથી થયેલાં સર્વ સંબંધીઓનું સુખ ઈચ્છનાર માતાની એ ઉદારતાની બરોબરી બીજી કઈ ઉદારતા કરી શકે તેમ છે? અતિ સંભાળથી આજ દિવસસુધી પુત્રપ્રમાણે ગણી ઉછેરેલ પોતાનાં એકનાં એક બાલકને પોતે તેને માટે શોધી રાખેલ તેના પ્રેમપાત્રને સોંપતાં, તે માતાએ જયાકુંવરનાં તથા આ વખતે પોતાની તરફ જોતા તેમના પતિના સુખમાટે પરમેશ્વર પ્રત્યે અંતઃકરણથી કેવી કેવી પ્રાર્થના કરી હશે! પણ તે સર્વ પાર પડવી તે પરમ પરમેશ્વર ઉપર આધાર રાખેછે, જેની પ્રેરણા કઈ પદ્ધતિને અનુસરે છે તે કોઈથી સમજાતું નથી.

---

## પ્રકરણ ૭ મું.

### સહિયરોની છેલ્લી ભેટઃ સાસરિયાંનો સહવાસ.



સાસરિયામાં સુખી થવું, અને એ નવાં મુરબ્બીઓને સુખી કરવાં એજ પોતાનો ધર્મ છે એમ નિરંતર અંતઃકરણમાં આણી, પોતાને યોગ્ય સર્વ આચરણ ગ્રહણ

કરી, આ વખતે સૌભાગ્યવતાં જયાકુંવરે પોતાના સસરા, પોતાનાં જેઠાણી, નણંદ તથા આ સહવાસનાં સર્વ સંબંધીઓને સંતોષ આપવામાં પોતાની સર્વ શક્તિ વાપરવા માંડી. માતાપિતાને મૂકી આવતાં, અંતઃકરણમાં પોતાને પોતામાટે નિર્માણ થયેલ કર્મ કરવાનો ઈશ્વરે આ વખતે વખત આપેલો જોઈ, પોતાની આ વયમાં પણ બાલ-કપણમાં જે ઘરમાં ઉછરેલ, જે ઘરમાં આજસુધી સુખ, સંતોષ તથા આનંદમાં દિવસ ગાળેલ, જે ઘરમાં પોતાનાં માતાના નિઃસીમ પ્રેમ તથા માયાનો અનુભવ કરેલ, તે ઘરનું મનમાં જરા પણ સ્મરણ ન લાવતાં, આજ ઘર મારૂં છે, એનું ભૂષણ મારી ઉપર આધાર રાખેછે, એ ઘરમાં સંતોષ, સુખ તથા સરલતા રહેવી તે મ્હારેજ લીધેછે, તથા એ ઘરની શોભા વધારવી તે મારૂંજ કામ છે, એમ સમજી પોતાના પિતાતુલ્ય મુરબ્બી સસરાની આબરૂને યોગ્ય, પોતાનાં માતાપિતા તરફથી આજસુધીમાં મળેલી શિખામણ પ્રમાણે પોતાનું સર્વ આચરણ રાખી સર્વ જણને સંતોષ આપવા માંડયો. ઘરનાં કામથી પરવારી પરસ્પર પ્રેમથી જોડાયેલ બેયજણ એકબીજા પાસે બેશી, બનેલી વાતનું સ્મરણ કરતાં, તથા હવે કેવું સુખ આપણે અનુ-ભવશું તેનો વિચાર કરતાં પોતાના દિવસો આનંદમાં ગાળવા માંડયાં.

પોપટનાં મનમાં શાળાની કેળવણીથી મળેલાં જ્ઞાન કરતાં તેમણે વાંચેલ પુસ્તકો તથા સારા સારા વિષયોએ આ વખતે સંસારસંબંધી જ્ઞાનનો કંઈક અંકુર ઉત્પન્ન કીધો હતો. પોતાના હાથમાં આ પ્રમાણે પડેલાં માણસને કેવી રીતે સુખી કરવું, તેની પૂર્ણ સમજણ તેને હતી નહિ, પણ આજસુધીના અનુભવથી તેના અંતઃકરણમાં એમ તો આવ્યું હતું કે એ માણસને સુખી કરવું એ તેનો મુખ્ય ધર્મ છે ચાલુ અભ્યાસથી થયેલું એક જાતનું આચારવિચારનું પરતંત્રપણું તેને તેનાં સર્વ આચરણ હદમાં રાખતાં શીખવતું હતું, અને તેથી, આ વખતે પોતાના દિવસો પોતાનાં માણસ સાથે ખુશી અને આનંદમાં ગાળવા, પોતાના અભ્યાસમાં ધ્યાન રાખવું, અને નિવૃત્તિનો વખત પ્રેમપાત્ર સાથે ગાળી પોતાના અને તેના સુખ તથા સંતોષમાં વધારો કરવો એ વગર વિશેષ પોતાનું કંઇ પણ કર્ત્તવ્ય હશે એમ તેમના સમજવામાં હતું નહિ.

સૌભાગ્યવતાં જયાકુંવર જો કે તેનું વય પોપટ કરતાં કંઈક નાનું હતું, તોપણ પોતાની એક સ્થિતિ બદલાતાં બીજી સ્થિતિમાં પ્રવેશ કરી, તે સાથેજ કેમ જાણે તે સ્થિતિનું સર્વ જ્ઞાન તેમને પ્રથમથી મળી ચૂકયું હોય, તેમ તેમણે તરત દેખાડવા માંડયું. જે ભક્તિ માતાપિતામાં હતી તેજ ભક્તિ પવિત્ર સસરા તરફ બતાવવા માંડયાં, જે

નિર્મળપણાથી પોતાનાં માતાપિતાને સંતોષ આપતાં તેજ નિર્મળપણાંથી પોતાના સસરાને સંતોષ આપવા માંડયાં, જે સરલતાથી પોતાને પીયર સર્વને ખુશી કરતાં તેજ સરલતાથી સાસરે સર્વને આનંદનું સાધન થઈ પડયાં, તથા જે પ્રેમથી લગ્ન પેહેલાં પોતાના થનાર પતિ તરફ વર્તતાં હતાં તે અને તેથી પણ વધારે પ્રેમથી હવે તેમને સુખદાયક થઈ પડયાં. કેવી રીતે પવિત્ર સસરા સંતોષ પામશે, કેવી રીતે મુરબ્બી જેઠાણી તથા નણંદ ખુશી થશે, તથા કેવી રીતે પતિનાં સુખ તથા આનંદમાં વધારો કરી શકાશે, એટલુંજ નહિ પણ કેવી રીતે વર્ત્તવાથી આ ઘરનાં સર્વ માણસો મારી ઉપર માયા તથા મમતા રાખશે એ સર્વ વિચાર કેમ જાણે દર પળે મનમાં રમ્યાજ કરતા હોય, તેમ માયાળુ સસરાની ઇચ્છા વિરૂદ્ધ કંઈ પણ અજાણતાં થઇ ન જાય તે માટે નિરંતર ચિંતા રાખતાં, મુરબ્બી જેઠાણી તથા નણંદને લેશ માત્ર પણ દુઃખ લાગે એવો એક પણ શબ્દ મોઢામાંથી કાઢતાં નહિ, તથા પ્રેમથી જોડાયેલ પતિને પોતાની તરફનું કંઈ પણ ઓછું ન આવે તે માટે સર્વ પ્રસંગે પોતાતરફનાં સર્વ સાધનો તૈયાર રાખી, પોતાના આ ઘર પ્રત્યેના ધર્મમાં આ વયે પણ લેશ માત્ર ખામી આવવા દીધી નહિ.

આ સંતોષ તથા સુખમાં થોડા દિવસ ગયા પછી પીયર જવામાટે તેમનું આણું વાળવામાં આવ્યું. આ વખતે

તેમનાં માતાપિતાને મુંબઈ છોડી બહાર જવાનું હતું, તેથી ત્યાં જવા પોતાના સસરા તથા પતિની રજા લઈ, અને નિરંતર પત્રદ્વારાએ પોતાની સંભાળ લેવા પતિને સૂચવી પતિથી છૂટાં પડતાં, તેમના સ્નેહ તથા પ્રેમનું સ્મરણ કરતાં આંખમાંથી આંસુ પાટી જુદાં પડયાં. જતી વખતે પવિત્ર સસરાની રજા લેવા તેમની પાસે જઈ, તેમને પગે લાગી, તેમની રજા માટે ત્યાંજ ઉભાં રહ્યાં. આ વખતે કેમ જાણે પોતાનું બાલક પોતાથી છૂટું પડતું હોય, અને તે ન ખમાયાથી અંતઃકરણ સંકોચાતું હોય, તેમ આંખમાંથી પડતાં આંસુ લુતાં, તે મુરબ્બીએ 'અખંડ સૌભાગ્ય' એમ આશિર્વાદ સાથે તેમને રજા આપી.

આ સર્વ સમજણ અને ડહાપણ શિખવવાને શું હાલના ધોરણપ્રમાણે ચાલતી સ્ત્રીકેળવણી પૂરતી છે? માત્ર શાળાનાંજ જ્ઞાનથી સંતોષ પામેલી ઘણી સ્ત્રીઓએ પોતાનો સંસાર બીજી અભણ સ્ત્રીઓ કરતાં પણ વધારે દુઃખદ સ્થિતિમાં ગાળ્યો હશે; આમ છતાં કોકજ ભાગ્યશાળી માતાપિતાના મનમાં એવો વિચાર સૂઝે છે કે શાળામાંથી બાલકીઓને મળેલું જ્ઞાન તેમનો સંસાર સુખરૂપ રીતે ચલાવવાને પૂરતું નથી. સૌભાગ્યવતાં જયાકુંવરનાં સુજ્ઞ અને સમજુ માતા આ સારી રીતે સમજતાં હોવાથી, તેમણે શાળા છોડાવ્યા પછી એ પોતાની બાલકીને જે પદ્ધતિપ્રમાણે તેને નિરંતર ઉપયોગી થઈ પડે

તેવી અમૂલ્ય કેળવણી તથા શિખામણ આપી હતી, તે પ્રમાણે જો સર્વ માતાપિતા કરે, તો સર્વ ઠેકાણે સંતોષ તથા સુખ જોવામાં આવે.

કેળવણી મળવી તે કંઈ માત્ર માતાપિતા અથવા ગુરૂ-ઉપર આધાર રાખતું નથી. તેનો વિશેષ આધાર તે બાલકીની પોતાની ઉપર છે. મનનું સ્વાભાવિક વલણ એ તરફ થવું, ઈશ્વરકૃપાએ યોગ્ય કેળવણી મળવી, તેપ્રમાણે આચરવાનો પ્રસંગ પડવો, એટલુંજ નહિં પણ તે કેળવણી અને તેના પરિણામમાં ઉત્પન્ન થયેલા સદ્ગુણ તથા સરલતાની પરીક્ષા કરનાર પાત્ર મળવાં, એ બધે ઠેકાણે બનતું જોવામાં આવતું નથી. તોપણ આ ઠેકાણે તેવો સંતોષ દેખાતો હતો, તે પતિપ્રિયાના પરસ્પર પ્રેમથી, સસરાપ્રત્યે તેમનાં આ બાલકની નિર્મળ ભક્તિથી, દેરાણી, જેઠાણી તથા નણંદપ્રત્યે તેમના આ સહવાસીના નિરૂપમ સ્નેહથી, તથા ઘરનાં બીજાં પાત્રોપ્રત્યે તેમનાં આ સંબંધીની મમતાથી સાફ જણાતું હતું. સાસરેથી છૂટાં પડયાં પછી, અને માતપિતાસાથે મુંબઈ છોડયા પછી, તેમનું અંતઃકરણ નિરંતર તેમનાં આ ઘરતરફ ખેંચાતું હતું, તે તેમના વારંવાર આવતા પત્રો જણાવતા હતાઃ—

"**સ્વસ્તિશ્રી** મુંબઈ સોહામણી, જ્યાં બિરાજે વાલા મારા નાથ, કહું જોડી હાથ, પત્ર લખજો પ્રેમથી ?

વાલા પત્ર નથી હાલ આપનો, તેથી છઉં હું નાથ ઉદાસ
રહું દિનરાત, પત્ર લખજો પ્રેમથી. ૨
વિનતિ સુણી દાસીની નાથજી, પત્ર લખજો વાલા મારા નાથ,
કહું જોડી હાથ, પત્ર લખજો પ્રેમથી. ૩
વિખુઠાં પડયે દિવસ ઝાઝાં થયા, તેથી મન મળવાનું થાય,
હૃદય ગભરાય, પત્ર લખજો પ્રેમથી. ૪
લેશો સંભાળ પત્રેથી નાથજી, એવી વિનતિ કરૂં વારંવાર,
વાલા પ્રાણાધાર, પત્ર લખજો પ્રેમથી. ૫
કરતી અપરાધ સ્વામી હું આપના, રીસ કરતા નહિ લવલેશ,
કદી કરૂં ક્લેશ, પત્ર લખજો પ્રેમથી. ૬
અપરાધ થયો કદી મૂજથી, માફ કરજો કૃપા કરી નાથ,
કહું જોડી હાથ, પત્ર લખજો પ્રેમથી. ૭

લ૦ આપની અપરાધી દાસી જયા."

---

પિંગળનો તેમને પોતાને જરાપણ અભ્યાસ હતો નહિં, તોપણ પોતાના પતિ તથા સખીપ્રત્યે વારંવાર આવીજ રીતે પત્ર લખવાનો અભ્યાસ રાખી, તેમણે પોતાની આ શક્તિ દિવસે દિવસે વધારી હતી, અને જ્યારે જ્યારે ઘર પ્રવૃત્તિમાંથી પોતાને નિવૃત્તિ મળતી, ત્યારે ત્યારે પોતાનું મન એવી બાબતોમાં જોડી, કોઇ વખત પોતાના પતિને, કોઇ વખત પોતાનાં માતાને, અને કેટલીક વખત પોતાનાં

સખીપ્રત્યે, આ અથવા એવીજ બીજી પધ્ધતિમાં પત્રો લખી તેમને આનંદનું સાધન થઈ પડતાં.

માતા પિતા સાથે સ્વદેશમાં ફરતાં કેટલેક દિવસે તે મોરબી ગયાં. અહિં તેમને મોરબીના મહારાજા રવાજીનાં પુત્રી બાશ્રી વજ્તુબા, તથા તેમનાં સખી માકુબા સાથે સ્નેહ બંધાયો. સ્વભાવ, શીલ, ગુણ, નમ્રતા અને બીજી સર્વ રીતે સરખાં હોવાથી, આ સ્નેહ દિવસે દિવસે વધતો ગયો. સખીઓએ સાથે બેસી વિવિધ પુસ્તકો વાંચતાં તથા વંચાવતાં, જુદી જુદી જાતનાં ભરતો શીખતાં તથા શીખવતાં, અને બોધદાયક કવિતા, ગીતો, ગરબીઓ વિગેરે ગાતાં તથા ગવરાવતાં પોતાના દિવસો ઘણા આનંદમાં કહાડી નાખ્યા. અંતે મુંબઈ પાછા ફરવાનું નકકી થતાં સૌભાગ્યવતાં જયાકુંવરે પરસ્પર પ્રેમમાં નિરંતર વધારો કરવાને વચન આપી તથા લઈ અંતે એ સખીઓની રજા માંગી.

થોડા દિવસમાં તે મુંબઇ પૂગ્યાં, ધીરે ધીરે તેમના આણાંને વર્ષ એક વિતિ ગયું, અને હવે પાછું સાસરે જવાનો તેમને વખત આવ્યો. આ પ્રસંગે પોતાનાં એકનાં એક બાલકને હવે લાંબા વખત સુધી સાસરે વળાવતાં, તેમનાં માતાપિતાના અંતઃકરણમાં દીકરીનો સાસરાં-પ્રત્યેનો ભાવ, ભક્તિ, તથા પ્રેમ જોઈ જે આનંદ થતો હતો, તે આનંદ પોતાની પુત્રીના વિયોગના દિવસોથી

થનાર દુઃખ ભુલાવી દેતો હતો. તોપણ એવાં એક રત્નને સાસરે જતાં, પોતાની શાલાની સ્થિતિ, તથા શાલા છોડયા પછીની સ્થિતિ, જેથી પોતે પોતાનો અભ્યાસ તથા અનુભવ આજ દિવસ સુધી વધાર્યાં હતાં, તેનો લાભ તથા તેવી રીતે આચરવાનો માર્ગ તેમની સાથે શાલામાં ભણતી અથવા હવે મોટી વય થવાને લીધે અભ્યાસ છોડી ગયેલી બાલાઓને મળે, એવા વિચારથી, અથવા એટલા અભિમાનને હું યોગ્ય નથી એમ ધારી, માત્ર મારી નાનપણની, શાલામાં મારી સાથે શીખતી સખીઓને હું હવે સાસરે જાઉં તે પહેલાં એકવાર મળી લઉં, એવા માત્ર વિચારથી, તેમણે પોતાનો એ સમય પાસે આવતાં પોતાના પવિત્ર માતાપિતાને જણાવ્યું કે "આપથી હું જુદી પડું તે પહેલાં મારાં બાલપણનાં સ્નેહીઓનો સહવાસ થોડો વખત પણ મને કોઈ પણ રીતે થાય એવો કંઈક ઉપાય કરો." પોતાની પુત્રીનો આ ઉત્તમ વિચાર ધ્યાનમાં લઈ, તેમનાં માતાપિતાએ જે શાલામાં તેમણે અભ્યાસ કર્યો હતો, તે શાલામાં તે વખતે અભ્યાસ કરતી તથા હમણાં અભ્યાસ છોડી ગયેલી તેમની ઘણી સખિઓને, અને તે સાથે મુંબઈ શેહેરની બીજી કન્યાશાલાઓમાં અભ્યાસ કરતી બાલાઓને એક દિવસે સૌભાગ્યવતાં જયાકુંવર સાથે તેમના છેવટના સહવાસમાટે આમંત્રણ કર્યું. આ વખતે આવો એક સુખદાયક સમાજ જોઈ સંતોષ પામે એવાં તે કન્યા-

ઓનાં માતાપિતા તથા અનેક ગૃહસ્થોને પણ એ પ્રસંગને શોભા આપવા આમંત્રણ કર્યું.

સાંજના આશરે પાંચ વાગ્યાને સુમારે મહાજનવાડીનું મોટું દિવાનખાનું આ પ્રમાણે ગૃહસ્થો, સ્ત્રીઓ તથા કન્યાઓથી ભરાઈ ગયું હતું. સૌભાગ્યવતાં જયાકુંવરનાં પીયર તેમજ સાસરાંનાં સગાં પણ આ વખતે આ સંતોષમાં ભાગ લેવા ત્યાં જોવામાં આવતાં હતાં, તથા તેમનાં માતા, જેઠાણી, નણંદ વિગેરે તેમની ઉત્કંઠા પારપાડવાને ત્યાં તેમનીજ પાસે બેઠાં હતાં. જ્યારે સમાજ સર્વ ભરાઈ રહ્યો અને સર્વનું અંતઃકરણ હવેનાં કર્ત્તવ્ય તરફ ખેંચાવા માંડયું, ત્યારે પોતાના પિતા તથા સસરાની રજા માગી, તે પોતાની જગ્યાએ ઉભાં થયાં, અને પોતાની સખીઓ પ્રત્યે નીચેપ્રમાણે ભાષણ વાંચ્યું*.

**"બ્હેનો,**

આજ હું તમ સર્વને અત્રે એકઠી મળેલી જોઈ ઘણીજ

---

* લન્ડનની "નેશનલ ઇન્ડિઅન એસોશીએશન" નામની સભાનાં મંત્રી મિસ ઈ. એ. મૅનિંગ આ ભાષણ વિષે પોતાનાં ચોપાનિયામાં નીચેપ્રમાણે લખે છે.

"After hearing some verses and poers from the girls, Bai Jayakunvar read to them a speech. At its conclusion prizes were destri-

રાજી થાઉંછું, કારણ કે તમે, જેમાંની ઘણીકની સાથે કન્યા-શાલામાં મેં ભેળો અભ્યાસ કર્યો છે, તેમની સાથે તથા બીજી બહેનો, જેમણે આપણો દાખલો લઇ વિદ્યાભ્યાસ કરવાનો સ્તુતિપાત્ર રસ્તો પકડ્યો છે, તેમની તમામની મુલાકાત લેવાનો, અને તમારી સાથે વાતચિત કરી મારા વિચાર તમ સર્વને એકી વખતે જણાવવાનો લાભ આ પ્રસંગે મારાથી લેવાઈ શક્યો છે. સખીઓ! જો કે મેં શાલામાં આવવું કેટલાંક વર્ષોથી બંધ કર્યું છે, તોપણ હું એ શાલા સાથે વિદ્યાર્થી તરીકેનો મારો સંબંધ હજી સુધી જારીજ છે એમ સમજતી હતી. હવે મારે તે સંબંધ છોડી, શાલામાંથી મેં જે જ્ઞાન સંપાદન કર્યું છે, તેની અજમાયશ કરવાનો, અને આપણી સંસારીરીતિને અનુસરી, સંસારનો બોજો માથે ઉપાડી લેવાનો શુભ અવસર પાસે આવ્યો છે, તેથી તેમ કરતાં પેહેલાં મને મારા અંતઃકરણમાં સહજ ઉત્કંઠા ઉત્પન્ન થઈ કે, મારે તમ સર્વ સાહેલીઓનો સાથે મેલાવડો કરી મેલાપ કરવા, અને મારાથી બની શકે તેવું

---

buted to the school girls. Hereupon the proceedings ended to the satisfaction of all. We quote below the address read by Bai Jayakunvar, in doing which our only object is to give due encouragement to a clever lady who shows so much devotion and warmheartedness towards *female education*.

ઉત્તેજન તમને આપવું. આ વિચાર મેં મારાં પૂજ્ય માતા-પિતાને દર્શાવ્યો, તે તેમણે અને તેમની પ્રેરણાથી તેમના સ્નેહીઓ, જે સ્ત્રીકેલવણીના ખરેખરા અભિમાની છે, તેમણે ખુશીથી મંજુર રાખી તમોને અત્રે તેડાવ્યાં છે.

સાહેલીઓ, શાલામાં જે પરસ્પર સ્નેહ બંધાય છે તે અપૂર્વ છે. મારૂં મન તમારાપ્રત્યે મારાં સહોદર જેટલું ખેંચાય છે, અને તમારૂં પણ મારાપ્રત્યે તેમજ છે, તે તમારા આ વખતના દેખાવ ઉપરથી દેખાઈ આવે છે. સખિઓ, શાલામાં જવાય ત્યાંસુધી જજો, અને જેટલું

---

Bai Jayakunvar read the following address in Gujerati at the meeting:—

"Sisters,—I am very glad to see you all assembled here to-day, because I have been able to avail myself of this opportunity to express at one and the same time my ideas to you all in conversation with you, and to meet all those together with whom I had studied in the Female School, and other sisters who following our examples have taken the praiseworthy course of learning the sciences. Dear sisters, though I have ceased attending school since several years past, yet I have continued

શિખાય તેટલું સત્વર શિખી લેજો. વિદ્યાનો પાર પમાય તેમ નથી. તેમાં વળી આપણે આપણી શાલા ઘણીજ વેહેલી મૂકી દેવી પડે છે. ખાનગી વાંચવાનાં જોઇએ તેવાં પુસ્તકો નથી, અને બીજાં સાધનો તો નહિં સરખાં છે. આપણા દેશની ઉન્નતિ આપણા વિના થવાની નથી, માટે આપણે આપણાથી બનતી રીતે અભ્યાસકરી, આપણે જેનાં મંત્રી થવાનાં છઈએ, તેને તેના કાર્યમાં લાયક અને મદદનીશ થઈપડિયે તેવી મેહેનત કરવી ઘટેછે. માત્ર લખતાં વાંચતાં આવડયું એટલે ભણી ઉતર્યાં ન કહેવાઈએ. આપણે આ-

---

my connection with the school as one of its ex-students to this day. I must now sever that connection, as the happy time of taking on my head the burden of family and domestic life in conformity with social and wordl principles, and putting the knowledge I have gained in this school to the test of experience is close at hand. Before doing so, therefore, I felt some slight temptation to assemble you all, gentle sisters, together, and exchange visits and to give you what encouragement it may be possible for me. I suggested this idea to my worthy parents. It was accepted with pleasure by them, and at their instance by

પણ ધર્મનુંજ્ઞાન મેળવવું જોઈએ છઈએ. હાલ આપણો અ-ભ્યાસ બાલ્યાવસ્થામાં છે, આપણા વડિલો એ બાબતમાં ઘણે દરજ્જે પછાત પડેલા છે, અને એટલામાટે આપણે આપણી મેળેજ તૈયાર થવાનું છે; અને તૈયાર થઈ, આપ-ણને આપણા વડિલોને કેલવણીથી કેટલા લાભ મળ્યા છે તે દેખાડી આપી, હવે પછી થનારી પ્રજાને વધારે કેળવણી આપવા તેમને લલચાવવા. એનો આધાર આપણા ઉપર રહ્યો છે. માટે હે સાહેલીઓ! સજ્જ થાઓ. ક્ષણવાર પણ તમારો અમૂલ્ય વખત નકામો ગણશો નહિ. છોક-

---

their relatives, who are the true benefactors of female education, and it is they who have invited you all here.

"Sisters (or friends), the mutual connections or friendships formed in school are lasting, my heart is drawn towards you, and so is yours towards me, which I can very well make out from the appearence you present at this time. Good sisters, attend school as long as you can, and learn whatever you possibly can. There is no end or limit to the field of learning or science. Besides this, we have in consequence of our awkward customs to leave off school-going at a very early age. There are no such

રાઓ તો મોટી ઉમ્મર થતાંસુધી શીખી શકેછે, પણ આ-
પણ છોકરીઓને સારૂ તો નિયમિત કાલ છે. તેમાંજ કેળ-
વણી લેવી ઘટે છે, માટે રમત ગમત મૂકી દઇ વિદ્યાનોજ
વિનોદ કરજો. હું તમારો અભ્યાસ જેમ જેમ વધારે વધશે
તેમ તેમ વધુ મગરૂર થઈશ. કેમકે તેમ કર્યાથી તમે સ્રીવ-
ર્ગનું ભલું કરવાના શુભ કામમાં સહાયભૂત થઈ પડશો.
માબાપો લાડ લડાવશે, પણ તે લાડ આપણને મોટાં થયે
ઘણાં વશમાં લાગશે, માટે મારી શિખામણ માની શીખજો,
શિયળ પાળજો, સદ્ગુણી થજો, અને જો તમારાથી વધુ ન

---

books as one could wish or desire to have for private reading, and other means are almost none. Our country will not be prosperous without ourselves. It therefore befits us to labour so as to be of assistance to and useful for the purposes of him, whose secretary we are to be, by doing what we can to learn or study. To be able to read and write only does not mean a perfect education. We should gain some knowledge of our religion. Our studies are at present in their infancy. Our superiors have to a great degree fallen backwards in this respect. We have therefore to prepare ourselves by our own exertions, and

શિખાય તો આટલું તો શિખીજ લેજો કે,—હંમેશાં નરમ સ્વભાવ રાખવો; આળસ તજી ઉદ્યોગી થવું; મલિન ન રહેતાં સુઘડ રહેવું; કંકાસ ન કરતાં આનંદ રાખવો; વડિલની યોગ્ય આજ્ઞાઓની કદી અવગણના કરવી નહિ; કોઈ કંઈ કહે તે ખમી રહેવું પણ સામો પ્રત્યુત્તર આપવો નહિ-પીયર કરતાં સાસરે રહેવાનો વધારે પરિચય રાખવો, સાસુસસરાને માતાપિતા સમાન માન આપવું; દિયર નણંદને ભાઈ બેન પ્રમાણે ગણવાં; તેમના ક્રોધથી તપી ન

---

having done so, to show what advantages have been derived by us and our superiors by reason of education, and it depends on us to tempt them to give better or higher education to posterity and the nations yet unborn. Good friends, cheer up. Don't think even a moment of your precious time to be useless. Boys can learn to a great age, but for us girls there is a certain fixed period of time, during which we have to take what education we can. Pray, therefore, leave off playing and amusements, and delight yourselves in learning. I shall be proud as you progress in your studies, because by doing so you will be of material assistance in the beneficent work of doing good to the

જવું; તેમનાં લડવાથી ક્લેશ કરી કંકાસ ન કરવો; મનમાં ઓછું લાવી અતડાં ન રહેવું; જેઠ જેઠાણીને પણ વડિલ તરીકેજ ગણવાં અને તેમને માન આપવું; કપરી કહેવ-રાવ્યા કરતાં બિચારી બાપડી કહેવરાવવામાં વધારે શોભા છે; પોતાનો સ્વામી એજ ઇષ્ટદેવ, અને એજ આપણો પરમેશ્વર સમજી, તેમનીજ સદાસર્વદા સેવા અને પ્રાર્થના કરવી; તેમનાં સર્વે કાર્યમાં સારી સલાહ અને મદદ આપવી; અને સુનીતિએ વર્તી, આપણાં માતાપિતા, જેમણે

---

female sex. Parents will indulge us, but as we grow up that indulgence will make us very disagreeable. Believe in what I say by way of advice, and learn; be virtuous, and if you cannot learn more, try and learn this much at all events,-that you should always be of gentle disposition. Shun idleness and be industrious Take to habits of cleanliness. Do not quarrel, but be of good cheer and contentment. Do not violate the lawful commands or authority of your superiors or betters. Pocket or tolerate what any body tells you, but don't retort. Be in the habit of remaining more at your husband's than at your parents' house. Respect your father or mother-in-law just as you would

આપણને પાળી પોષી મોટાં કર્યાં છે, તેમની સુકીર્તિ વધારવી, અને વાહ વાહ કેહેવરાવવી; એજ આપણી તરફથી તેમના અત્યંત આભારનો બદલો છે. બહેનો, વખત બહુ થઈ ગયો છે. મારે કહેવાનું તો ઘણું છે, પણ તેનો પાર આવે તેમ નથી, માહે મારી તમને છેલવેલી એમ ભલામણ છે કે અનસૂયાભ્યુદય નામની જે ચોપડી છપાઈ છે, અને વળી છપાવાની છે, તે તમારે ઘણુંજ મનન કરીને વાંચવી, તેમાં દર્શાવેલા સતીના ધર્મો તથા શીખામણ

---

your own parents. Consider your husband's brothers and sisters as your own. Don't get wild at their wrathful conduct. If they fight and quarrel, don't you do the same and break the peace of the family. Don't take it all at heart and keep yourself aloof from or indifferent to others You should respect your husband's brothers and sisters-in-law and consider them as your superiors or betters. You should always and for ever serve and worship your lord, knowing him to be your preceptor, your guardian angel or protector. You should give him good advice and assistance in all his affairs. You should behave virtuously and try to increase the fame of your parents, who have maintained and brought you up. You should

તમારે વિસરવાં નહિ. મારી ઘણી ઈચ્છા હતી કે તે પુસ્તક હું તમોને મારી તરફથી ભેટમાં અપાવું, પણ તેની નકલો થઈ રહેવાથી છપાવવાની જરૂર પડી, તે હાલ તરત છપાઈ શકી નથી; પણ તે છપાયેથી થોડી નકલો તમારી શાલામાં હું ખચીત મોકલીશ. હાલ તરત હું તમને 'મુક્તા' નામની ચોપડી, જેમાં જણાવેલા વિચારને હું મળતી છું, તે અપાવું છું, અને બોધવચન, નીતિબોધકથા, બાળમિત્ર, શાલાપયોગી નીતિગ્રંથ, નીતિવચન, સંસારસુખ, દલપતકાવ્ય,

---

behave in such a way as to have them spoken of as having won the applause of the world.—This only is the return for their mighty obligations, which we on our part can make them. Sisters, it is now getting late; I have much to say, but it cannot be exhausted here. Therefore my recommendation to you in conclusion is, that you should read and meditate deeply the book, which is, I believe, out of print, but is to be printed, called *Anasooya-Bhyudaya*, and *you should not forget the duties of a* lady therein pointed out and the advice there given. It was my great desire to have that book presented to you on my behalf, but having run short of all copies, we have been ob-

જયકુમારીવિજય નાટક, લલિતાદુઃખદર્શક, હરિશ્ચન્દ્ર નાટક, નળદમયંતી નાટક, વિપત્તિવિષે નિબંધ, સંસાર-દુઃખદર્શક નાટક, કાવ્યદોહનનાં પુસ્તકો, રામાયણનું ભાષાંતર વિગેરે વિગેરે ગ્રન્થો વાંચવાની મારીતરફની ભલામણ કરૂંછું બેહેનો! મારાથી બનશે ત્યારે ત્યારે હું તમારી ભેટ લેતી રહીશ; અને તમારો અભ્યાસ કેમ અને કેવો ચાલે છે તે જાણવાને આતુર રહીશ, માટે મને જણાવવાની કૃપા કરજો, અને તમારાથી બને તો તમે પણ તમારા

---

liged to have some more printed, which cannot for the present be done. But as soon as some of the copies thereof are printed, I will make sure to send some of them for your school. For the present I am going to have a book called *Mukta* presented to you, with the ideas expressed wherein I quite agree, and I have to recommend you on my part to read work like *Bodh Vachan*, *Neeti Bodh Katha*, *Bal Mitra*, *Shalopayogi Neeti Grantha*, *Neeti Vachan Sansar Sukh*, *Dalput Kavya*, *Jayakumari Vijàya Natak*, *Lalitadukh Darshak*, the play of *Harishchandra* the play of *Nala-Damayantee*, the essay on calamities or worldly sufferings, *Sansar Dukh-Darshak Natak*, the works on *Kavya Dohan*, the version of the *Ramayana*,

માબાપો પાસે આવાજ મેલાવડા કરાવતાં રહેજો, કે જેથી આપણે આપણો ધારેલો અર્થ સાધવાને શક્તિમાન થઈએ. તમારી મનકામના પરિપૂર્ણ કરવાને પ્રભુ તમને સહાય થાય એટલી એનાપ્રત્યે યાચના કરી, તમ સર્વે આ મારી ટુંક વિનતિ સાંભળી, સમજી, તથા તેપ્રમાણે ચાલી, સતી-ઓના પદને લાયક થજો, એ આશીર્વાદ દઉંછું તે તમને ફળીભૂત થાઓ. તથાસ્તુ."

ભાષણ પૂરૂં થતાંજ સર્વ સમાજે ખુશી તેમજ સાબા-

---

&c., &c. I shall call on you occasionally when I can do so, and I shall feel anxious to know how and to what extent you have progressed in your studies; pray, therefore, do me the favour to let me know about them, and if you can do so, you also should get your parents to call together gatherings of this nature, whereby we may be better able to attain the end in view, and may God help you in fulfilling the desired objects of your mind. Having offered this little prayer for you, the blessing I am about to offer you is, that you may all be worthy of the position of virtuous ladies after having listened to this short prayer of mine, having well understood it and acted upon it. May this supplication bear fruits !"

શીના પોકાર કર્યા, સર્વ કન્યાઓને પુસ્તકો વહેંચવામાં આવ્યાં તથા આ પ્રમાણે આ આનંદદાયક શુભ પ્રસંગનો છેડો આવ્યો.

સાસરે આવતાંજ કેમ જાણે નવો ઉમંગ મનમાં આવ્યો હોય, અને નવાજ ઉત્સાહથી સર્વ કર્ત્તવ્ય કરવું હોય, તેમ અતિશય આનંદથી સર્વ સંબંધીઓસાથે વર્તવા માંડયાં. હું મારા માતાપિતાનું તથા પવિત્ર સસરાનું બાલક છું, એ અભિમાન જોકે મનમાં હતું, તો પણ હું બાલક છું એ વિચાર હવે તેમના મનમાંથી નીકળી ગયા, અતિશય લાડ, પ્રેમ અને માયાથી ઉછરેલ તે રત્ને, હવે તેવાંજ લાડ, પ્રેમ અને માયા પોતાથી નાનેરાં ઉપર દેખાડવા માંડયાં. નિરંતર સખીઓ સાથે હરેલ ફરેલ તથા આનંદમાં દિવસ ગાળેલ તે રત્ને હવે ઘરનું કામ એજ મારી સખી એમ ગણી તેમાંજ પોતાનો વખત ગાળવા માંડયો. નિવૃત્તિને વખતે માતા પાસે બેસી તેમને આનંદ પમાડનાર તે સુશીલે હવે જેઠાણી અને નણંદના સહવાસમાં પોતાનું મન રોકર્યું. જે મન બીજું કંઈ કર્ત્તવ્ય ન હોવાથી, હું હવે શું વાંચું, શું ભરૂં, એવા વિચારમાં માતાને ઘેર રોકાઈ રહેતું, તે મન, હવે મારા વડિલ સસરા કેમ રાજી થશે, મારાં નણંદ જેઠાણીને કેમ ખુશી રાખી શકીશ, તથા મારા પતિને આનંદનું સાધન કેમ થઈ પડીશ, એવા અનેક વિચારોથી ભરાવા માંડયું. આ સર્વ ચિંતા, વિચાર અને વ્યવસાયમાંથી

નિવૃત્ત થતાં જે વખત મળતો, તે નિઃસીમ સ્નેહથી જોડાગેલા પોતાના પ્રાણપતિ સાથે ગાળતો, તથા આ બેય જણાં આ સુખનો અનુભવ લેતાં, હવે અમને સર્વસ્વ મળી ચૂક્યું, એમ સમજતાં. પરસ્પર જોઇને તે બેયજણ આનંદ પામતાં નિરંતર એક બિજાના સહવાસમાંજ સુખ માનતાં, તથા પરમેશ્વર હમેશ આ અવસરજ દેખાડે એવું તે પરમકૃપાળુ પાસે માગતાં. સૌભાગ્યવતાં જયાકુંવર વારંવાર પતિપાસે બેસી, સ્વદેશથી સખીઓના આવેલા પત્રો વાંચી, તેમના નિઃસીમ સ્નેહનું વર્ણન કરતાં, અને વખત મળ્યે તે સ્નેહીઓના પત્રનો બેયજણસાથે ઉત્તર વાળતાં. ઈશ્વરકૃપાએ પોતાનેજ યોગ્ય સખીરત્ન મળવાથી પત્રવિનોદથી પણ પરસ્પર જે આનંદ થતો તે અતુલ્ય હતો.

**"પરમ પ્રિય સૌભાગ્યવતાં બેન જયાકુંવરબા.**

બંધન શણના દોરનું, કોઈ દિન છૂટી જાય,
પણ બંધન પ્રીતિતણું, કાપ્યું નાજ કપાય. ૧

સૂર્ય તેજ વાદળતણું, અપ્રતિબંધ છવાય,
પ્રીતિ પ્રતિબંધન કરી, દિન દિન વધતી જાય. ૨

સખી સાથ રે'વું સદા, લાગે સારૂં સાર,
જરા દૂર રહેવું પડે, દુઃખ કરમે તે વાર. ૩

નિત્ય નિરખવું સ્નેહથી, એક બીજાનું મૂખ,
તેથી બન્ને બેનનું, વધતું થાય સૂખ. ૪

મોરબીથી **લ. બાશ્રી વખ્તુબાના** પ્રણામ વાંચશો. માયાળુ બેન, તમારો પત્ર આવ્યો તે પહોંચ્યો, તે સાથે તમે કરેલાં ભાષણની છાપેલી નકલ પણ આવી; તે ભાષણ વાંચી હું ઘણી ખુશી થઈછું, અને થાઉં તેમાં નવાઈ પણ નહિં. મારાં માતુશ્રી પણ એ સાંભળીને બહુ ખુશી થયાંછે, અને તમારાં વખાણ કરે છે. હું ખુશી થાઉં છું કે મને તમ જેવાં ગુણિયલ બેન મળ્યાં. બેન, તમારો સ્નેહ, સદ્ગુણ, ચંચળબુદ્ધિ, અને મીઠી બોલી મને વારંવાર સાંભરે છે. તમારૂં ભાષણ હું હવે રોજ વાંચીશ અને તમને સંભારીશ, તથા જે શીખામણ લેવા જેવી હશે તે લઈશ. એ વાંચ્યા પછી મને એમ થાય છે કે તમારો અને મારો મેળાપ એક વાર ફરીથી થાય તો કેવું સારૂં ? વાલાં બેન, મારે હજી લખવાનું તો ઘણું છે, પણ હવે મારી કલમને અટકાવું છું, કેમકે હેત કંઈ કાગળમાં લખાતું નથી.

હે બેન, આપણે સાથે ભણતાં અને ચોપડીઓ વાંચતાં, એ દિવસ મને બહુ સાંભરે છે, અને ઈશ્વરની પ્રાર્થના રાત-દિવસ કરૂં છું કે એવો દિવસ હવે કયારે દેખાડીશ.

બેન, તમે ભાષણમાં જણાવેલી ચોપડી અનસૂયાભ્યુદય હવે છપાઈ હોય તો મારે સારૂ મોકલજો. એજ."

---

પરમ પ્રિય પતિના સહવાસમાં, પ્રેમીસખિના પત્રરૂપી મેળાપસાથે, તથા પોતાનુંજ જાણી રહેલા ઘરમાં મુરબ્બી

સસરા, નણંદ તથા જેઠાણીની સેવા કરતાં, અને બીજાં સહચાસીઓ ઉપર પ્રેમ તથા માયા રાખતાં સૌભાગ્યવતાં જયાકુંવરના દિવસો અતિશય સંતોષ, સુખ તથા આનંદમાં જતા હતા. તેમનો સંતોષ તેમને જણાવતો હતો કે આથી વિશેષ મારે હવે શું જોઈએછે, અને તેમની સમજણ તેમને શિખવતી હતી કે ઈશ્વર આવાજ દિવસમાં નિમગ્ન રાખે, એવાં સર્વ કર્ત્તવ્ય મારે નિરંતર કરવાંજોઈએ.

આમ આ સ્થિતિમાં ઘણા દિવસો અને મહિનાઓ નીકળી ગયા, તે પછી તેમના માતાપિતાને જરૂરી પ્રસંગે રાજકોટ જવું પડયું. પોતાના પ્રિય માતાથી વિખુટાં પડતાં જો કે અંતઃકરણ સંકોચાતું હોય, તોપણ તેવું લેશ માત્ર પણ દેખાડયા વગર તે તેમનાથી છુટાં પડયાં; પણ તે પ્રસંગે પોતાના બાલકથી જુદાં પડતાં તે માતાપિતાના મનમાં જે ખેદ તથા દુઃખ થયું, તે વિખુટાં પડતી વખતે તેમની આંખમાંથી પડતી અશ્રુની ધારા દેખાડી આપતી હતી; તોપણ પોતાને સાસરે તે આનંદથી પોતાના દિવસો ગાળે છે, તે પોતાને સુખી માને છે, તેને આ તેની સ્થિતિમાં અતુલ્ય સંતોષ છે, તથા અમે તેમને અમારી સાથે તેડી જશું તો પોતાના ધર્મમાં ખામી આવી એમ સમજી તે દુઃખી થશે, એવા વિચારથી એ બાલકથી છુટાં પડતાં મનમાં થતું દુઃખ તેમણે દબાવી રાખ્યું, તથા તેમના શરીરનું જતન રાખવા તેમને તથા તેમના પતિને બરા-

મણ આપી, તે બેયજણથી આ તેમનાં મુરબ્બી છૂટાંપડયાં.

માયાળુ માતાની પહોંચના સમાચાર આવતાંજ તે આનંદથી વાંચી, પોતાના પતિને વંચાવી, માતાપિતા બેય કુશળ છે તે માટે સંતોષ પામી, નીચેપ્રમાણે પોતાનાં વહાલાં માતાને પત્ર લખ્યો.

"**સ્વસ્તીશ્રી** રાજકોટ સોહામણું, જ્યાં બિરાજે વાલી
મારી માત; માતા કેને વીસરે. ૧

ઈશ્વરકૃપાથી વાલાં માતજી, છઇએ અમે કુશળક્ષેમ;
માતા કેને વિસરે. ૨

સ્નેહ આપનો સાંભરેછે બહુ, માટે મળવાનું બહુ મન થાય;
માતા કેને વીસરે. ૩

પાળી પોષી મુને મોટી કરી, લડાવ્યાં વિધવિધનાં લાડ;
માતા કેને વીસરે. ૪

ઉપકાર ભૂલું કેમ આપનો, લખવા બેસું તો નવ લખાય;
માતા કેને વીસરે. ૫

કેવી રીતે બદલો વાળું આપનો, તે તો મુજથકી ન વળાય;
માતા કેને વીસરે. ૬

પુત્રનું ફળ લઈને પધારજો, કરજો તેનું જતન રૂડી રીત;
માતા કેને વીસરે. ૭

આશીર્વાદ કેજો વાલાં ભાભીને, મટી કાકીને તેની સાથ;
માતા કેને વીસરે." ૮

અને ખરેખર તેમજ બન્યું. રાજકોટ ગયા પછી થોડા વખતમાં સૌભાગ્યવતાં જયાકુંવરને ખબર મળ્યા કે, ઈશ્વરે તેમને ભાઈની ખોટ પૂરી પાડી, તેમના વિયોગમાં હવે તેમના ભાઈનું મુખ જોઈ સંતોષ પામવાનો વખત તેમનાં માતાપિતાને આપ્યો છે.

સૌભાગ્યવતાં જયાકુંવરનાં માતાપિતાએ લાંબા વખત સુધી એ વગર બીજાં સંતાનનું સુખ જોયું નહોતું. સંસારમાં રહી સ્ત્રીપુરૂષે સંતાન વગરનું રહેવું એ જેમ અસંતોષનું મૂળ ગણાય છે, તેમજ સંસારમાં રહી પુત્રનું સુખ ન જોવું, એ પણ સ્ત્રીપુરૂષને એક જાતનો અસંતોષ છે વૃદ્ધાવસ્થામાં, પેટ ભરવા, ચાકરી કરવા, તથા સંભાળ લેવાની આશા પુત્ર વગર બીજા કેનાથી રાખી શકાય? શરીરમાં હાલવા ચાલવાની શક્તિ ન હોય, શરીર ગળી ગયુ હોય, સર્વ શક્તિનો નાશ થઈ ગયો હોય, આંખ, કાન સર્વ ઈન્દ્રિયો શિથિલ થઈ ગઈ હોય, હાથ પગ કહ્યું કરતા ન હોય, અને એ વયાનુસાર બીજી અનેક તરેહની વ્યાધિઓએ શરીરને પોતાનું ઘર કર્યું હોય, તે વખતે પેટના પુત્ર વગર બીજું કોણ કામ આવે? કોઈજ નહિં. આ વિચાર અને એવે સમયે આપણું શું થશે તેવી ચિંતા, વારંવાર સ્ત્રીપુરૂષોના મનમાં પુત્રના સુખની ઈચ્છા ઉત્પન્ન કરે છે પોતાને ભાઈ ન હોવાને લીધે, સૌભાગ્યવતાં જયાકુંવરને એ બાબતનું વારંવાર ઓછું આવવું, તથા ભાઈનું પ્રયોજન

પડે એવે પ્રસંગે તે વાત યાદ આવતાં, તેમનાં માતા તથા તેમની આંખમાંથી આંસુ પડતાં. અંતે તે કૃપાળુએ તેમને સારો દિવસ દેખાડી, તેમનાં માતાપિતાને પુત્રનું તથા તેમને ભાઈનું સુખ આપ્યું.

આ સુખ અને આનંદમાં થોડો સમય ચાલ્યો ગયો, ત્યાં સૌભાગ્યવતાં જયાકુંવરને પોતાના સાસરામાં એક મોટો ધક્કો વાગ્યો. તેમનાં મોટાં જેઠાણી, જે પીયરનાં સગપણે તેમનાં બેન પણ થતાં હતાં, તે એકાએક સુવા-રોગમાં પોતાના એક પુત્રને, માતા વગર દુઃખી થઈ અંતે પરમેશ્વર પાસે જવા, પાછળ મૂકી, સ્વર્ગવાસ પામ્યાં. નાનપણથીજ પીયરમાં તેમની સાથે માયા બંધા-યેલી હોવાથી, તથા આ નવાં સગપણને લીધે તે સ્નેહ તથા માયામાં વધારો થયેલો હોવાથી, સૌભાગ્યવતાં જયાકુંવર તેમને પોતાનાં મુરબ્બી ગણી, પોતાના લગ્ન-વેળા જે ઉપકાર તેમના તરફથી થયો હતો, તે ઉપકાર વારંવાર ધ્યાનમાં લાવી, તેમને પોતાનાં શુભેચ્છક ગણતાં. પોતાને સાસુનું સુખ હતું નહિ, તેથી આ જેઠાણીનેજ પોતે સાસુ તુલ્ય ગણી તેમને અંતઃકરણથી માન આપતાં, તેમ તે પોતે પણ પોતાની નાની બેન અથવા દેરાણી તરફ એવીજ માયા રાખતાં. સર્વથી મોટાં હોવાથી, આ વખતે તેમણે ઘરનો ભાર ઘણો ખરો ઉપાડી લીધો હતો, અને તેથી તેમની ખોટ પડતાં સર્વના મનમાં અતિશય ખેદ

તથા દુ:ખ થતાં હતાં. એકબીજાંના સહવાસમાં ખુશીથી દિવસ ગાળતાં તે બેય પ્રાણીઓમાંથી એક આ પ્રમાણે નાશ પામતાં એક બીજાંના મનમાં કેમ જાણે પોતાનો એક આધાર ખશી ગયો હોય, તેમ થવા માંડયું. સાથે બેશી આનંદ સંતોષમાં જે દિવસ જતા હતા, તેનો આ પ્રમાણે છેડો આવ્યો. સૌભાગ્યવતાં જયાકુંવરને પોતાનાં આ મુરબ્બીના સ્વર્ગવાસથી ઘણુંજ દુ:ખ થવા માંડયુ; તે સાસરે કેમ જાણે એકલાં પડી ગયાં હોય તેમને લાગવા માંડયું; તેમની ઉપર હાથ રાખનાર તથા તેમની સંભાળ કરનાર કેમ જાણે જતું રહ્યું હોય, તેમ તેમના સ્વર્ગવાસથી તેમને ઓછું આવવા માંડયું; એટલુંજ નહિ પણ આ મુરબ્બી જતાં, તેમનાં મનમાં પોતાનાં આ ઘરવિષે નવીજ ચિંતા તથા ઉદ્વેગ થવા માંડ્યાં. અંત:કરણમાં થતું આ અસહ્ય દુ:ખ તેમણે ઘણી મહેનતે દબાવી રાખવા છતાં, જે એક નવીજ ચિંતા તેમના મનમાં ઉત્પન્ન થઈ, તે તેમને વધારે દુ:ખદાયક થઈ પડી. તે જાણતાં હતાં કે તેમણે આ તેમનાં ઘરમાં પગ મૂકયો, તે પેહેલાં ઘણાં વર્ષ ઉપર તેમનાં સાસુ આ સંસાર છોડી ચાલી નીકળ્યાં હતાં, તેમણે સાંભળ્યું હતું કે તે વખતે મા વગરનાં નિરધાર થઈ પડેલાં બાલકોની સામું જોઇ તેમના વડિલ સસરાની આંખમાં પાણી આવતાં, તેમને એમ પણ ખબર હતી કે તેમનાં સાસુ જતાં તેમનાં ઘરની સ્થિતિ વ્યવસ્થા

વગરની અને દુઃખદાયક થઈ પડી હતી, અને તે એમ પણ સમજતાં હતાં કે તેમનાં આ જેઠાણી આવ્યા પછી સર્વ જણને એ વિષયમાં કંઈક સંતોષ મળ્યો હતો. આ ઉપરથી જે વખતે સર્વના મનમાં એમ હતું કે આગળ બનેલ દુઃખ આ પ્રમાણે વિસરાશે, તથા હવે પછીના દિવસો કંઇક સારી સ્થિતિમાં આવશે, તેજ વખતે આ દુઃખદાયક બનાવ બનતાં, સર્વ જણ શોકાધીન થઈ ગયાં. સૌભાગ્યવતાં જયાકુંવરના સસરાને આ દુઃખ સૌથી વધારે લાગ્યું. પોતાના એ બાલકના ભયંકર મંદવાડના સમાચાર સાંભળી, તે, મનમાં થતા ઉદ્વેગ તથા ચિંતાના સમાધાન માટે, તેમની પાસે જવા મુંબઈથી ઉપડયા. પણ જ્યારે માત્ર એકજ દિવસનો રસ્તો બાકી હતો, ત્યારે સવારના એક ઠેકાણે સ્નાન કરતાં તેમણે આ દુઃખદાયક ખબર સાંભળ્યા. તરતજ તેમના અંતઃકરણમાં ઉંડો ચરેડો પડયો, તથા આ પ્રમાણે સુખ તથા આનંદની આશા વખતે ઘરનું સર્વસ્વ ઉડી જતાં તે મુરબ્બીના મનમાં અતિશય ખેદ તથા સંતાપ થવા માંડયો. જ્યારે એ મુરબ્બી પોતાના આ દુઃખદાયક પ્રવાસથી પાછા ફર્યા ત્યારે સૌભાગ્યવતાં જયાકુંવરનાં મનમાં પોતાનાં મુરબ્બી જેઠાણીના સ્વર્ગવાસથી જે દુઃખ થતું હતું, તેમાં સસરાજીની આ સ્થિતિ જોઈ અતિશય વધારો થયો. હવે મારાથી કેવી રીતે મારા સસરાને સંતોષ આપી શકાશે,

કેવી રીતે તેમના મનમાં ઉત્પન્ન થયેલું આ દુઃખ હું વિસરાવી શકીશ, તથા કેવી રીતે હું આ ઘરનો સર્વ ભાર ઉપાડી તેમને ઘરની ચિંતા અહર્નિશ હત્રે સૌભાગ્યવતાં જયાકુંવરને થવા માંડી. મુરબ્બી સસરાના અંતઃકરણમાંથી આ દુઃખને લીધે પડતો એક પણ નિશ્વાસ તે દૈવયોગે સાંભળી જતાં. તો તેમની આંખમાંથી દડદડ આંસુ પડતાં, અને મારાથી મારો ધર્મ પરિપૂર્ણ રીતે બજાવી શકાતો નથી અને તેથીજ મારા સસરાજીને આ દુઃખ થાય છે, એમ મનમાં લાવી અતિશય ખેદ પામતાં. જોકે તેમની તરફનો પૂર્ણ સંતોષ તેમના સસરા તથા તેમનાં બીજાં સર્વ મુરબ્બીઓને હતો, તોપણ હું જે કંઈ કરી શકુંછું, અને મારાથી જે કંઈ થાય છે, તે મારે જે કરવું જોઈએ તેના પ્રમાણમાં નજીવા જેવું છે, એમ વારંવાર મનમાં લાવી, રાત્રિ દિવસ એજ ચિંતા કરતાં પોતાનાં શરીર સ્વસ્થતા તથા સંતોષ પાછળ તેમણે જરા પણ ધ્યાન આપ્યું નહિ.

# પ્રકરણ ૪ થું.

## સુખદુઃખના તરંગ; રત્નપ્રભા.



જે અભ્યાસ અને કેલવણી માણસને સુખદાયક થઈ પડે છે, તેજ અભ્યાસ અને કેલવણી તેમને દુઃખદાયક પણ થઈ પડે છે. પશુ સમાન અવસ્થામાંજ ઉછરી, કંઈપણ ચિંતા તથા વિચાર મનમાં ન લાવતાં, ખાવું, પીવું અને આનંદ કરવો એટલુંજ સમજનાર પ્રાણીઓ, જોકે સંસારમાં કોઇને કોઈપણ રીતે ઉપયોગી થઈ શકતાં નથી તોપણ તેઓ જે સુખ તથા સ્વસ્થતા ભોગવી પોતાના મનમાં આનંદમગ્ન રહે છે, તેવો આનંદ કોઈપણ સમજુ માણસમાં જોવામાં આવતો નથી. જ્યારે મનુષ્યના મનમાં સમજણનો કંઈક પણ અંશ ઉત્પન્ન થાય છે, ત્યારે પ્રસંગાનુસાર તેમને જે ચિંતા તથા ઉદ્વેગ થાય છે, તેમાંથી મુક્ત કરવાને કોકજ ઉપાય કામ લાગે છે. આમ છે ત્યારે સુખદાયક સ્થિતિ કોને ગણવી? જો સમજણ એજ દુઃખ થઈ પડતું હોય તો પછી સમજણનું કામ શું? ઘણે ઠેકાણે સંસારસાગરમાં સહેજ પણ તાન વગર પડેલી ઘણી સ્ત્રીઓ, દિવસરાત મજુરની પેઠે કામ કરી કરી, તથા સ્નેહ શું છે, કેવાં બંધનથી તે પોતાના પ્રાણ સાથે જોડાયેલ છે, તથા ઘરકર્તવ્ય વગર બીજું શું શું તેમને કરવાનું

છે, તેનું લેશ પણ જ્ઞાન ન છતાં, પોતાનો સંસાર આનંદ તથા સંતોષમાં ગાળે છે. આ સ્ત્રીસમૂહમાંનાં કેટલાંક જણ સરખેસરખાં સાથે મળી, હસી, રમી, તથા ગમે તે રીતે આનંદ કરી, પોતાનાં ઘરનાં તથા પોતાના પતિના લેશ-માત્ર પણ વિચાર વગર, પોતાના દિવસ કાહાડી નાખેછે; કેટલાંક જણ સાસુસસરા તથા પતિપ્રત્યેનો પોતાનો લેશ માત્ર પણ ધર્મ જાણ્યા વગર, ટોળે મળી, કોઈની નિંદા કરવામાં, કોઈની મશ્કરી કરવામાં, તથા કોઈને દુઃખી કરવામાં પોતાનો નિવૃત્તિનો વખત ગાળે છે; ઘરમાં મોટાં કહેવાતાં કેટલાંક જણ, પોતાથી નાનેરાં ઉપર જુલમ કરી, તેમને અનેક તરેહનાં દુઃખદાયક વચનો સંભળાવી, રડાવી કે દુઃખી કરી, સંતોષ માની લે છે; કેટલાંક પોતાનાં મુરબ્બીઓ અથવા બીજાઓને મોઢે સારી વાતો કરી, પછવાડેથી તેમનીજ નિંદા અને તેમનુંજ ખરાબ બોલી પોતે આમને મોઢે ચડે છે, અને બીજાઓને ચડાવી, તેમાંજ આનંદ માની લે છે. કેટલાંક જણ પોતાનાંજ ઘરનું સારૂં અથવા નરતું છિદ્ર બહાર દેખાડી, તેમાંજ અભિમાન માની લેછે; કેટલાંક જણ વેહેમનું પૂતળું થઈ, ભૂત, પિશાચ અને પલીત પોતાનાં ઘરમાં ફરે છે, અથવા પોતાનાં ઘરમાંથી દૈવયોગે ઇશ્વરાધીન થયેલું કોઇ પોતાનું સંબંધી પોતાની આડું ફર્યા કરે છે, એમ તુચ્છ વાતો કરી, તેમાંજ કેમ જાણે પોતાની મોટાઈ જણાતી હોય, તે પ્રમાણે સુખ માની

લેછે; કેટલાંક જણ બીજાં ઉપર ખોટું આળ ચડાવી તેમાં પોતે કંઈ વાઘ માર્યો હોય, તેમ સમજી, આનંદમાં પોતાના દિવસ ગાળે છે; પોતાના સહવાસમાં રહેલા માણસની નિંદા કર્યાથીજ પોતે ડહાપણવાળાં અથવા મોટાં છે, એમ બહાર મનાશે, એમ સમજી, કેટલાંક જણ એવાં નીચ કામમાં પણ પ્રવૃત્ત થઈ ખુશી થાય છે; સાથે રહેતાં ભાઈ, બેન, પિતા, કાકા, તથા ભોજાઈ વિગેરેમાં ભિન્નભાવ ગણી, એકને સુખી જોઈ સંતાપ પામવામાં, તથા બીજાને દુઃખી જોઈ ખુશી થવામાંજ કેટલાંક જણ સંસારનું સર્વસ્વ માની લેછે; અને ઘણાં જણ પોતાનાં મુરબ્બીઓને અનેક તરેહના અસંતોષ દેખાડી, કંકાસ અને કલેશમાં દિવસ ગાળવામાંજ પોતાની મોટાઇ માની લેછે. આવો નીચ, તુચ્છ તથા ધિઃકારવા યોગ્ય તેમનો સંતોષ હોવા છતાં, તેમાં તેઓ નિમગ્ન રહી, પોતાના દિવસો આનંદમાં ગાળે છે. તેમને કેલવણી મળેલી હોતી નથી, પણ જો કંઈ પ્રભુ પ્રતાપે મળી હોય, તો તે ઉંધી રીતે મળેલી હોય છે; તેમનામાં તેમના આચારવિચાર સંબંધી કંઇપણ જ્ઞાન હોતું નથી, પણ જો કંઈ હોય, તો તે ઉલટી રીતનુંજ હોય છે; એટલુંજ નહિ પણ મુરબ્બી તથા પોતાથી નાનેરાં સાથે વર્તવાની તેમનામાં લેશમાત્ર પણ સમજણ હોતી નથી, પણ જો કંઈ સમજણ હોય, તો તે આડી રીતેજ અપાએલી હોયછે. આ પ્રમાણે ઉદ્ધાતપણામાં, સ્વચ્છંદપણામાં

તથા છતે અંકુશે નિરંકુશપણામાં, પોતાનો વખત ગાળતાં તેમના મનમાં એક પળ પણ પોતાનાં ઘરવિષેની, પોતાનાં સાસુસસરાદિ મુરબ્બીઓવિષેની, અથવા તેમાં રેહેતાં પોતાનાં નાનેરા સંબંધીની લેશ માત્ર પણ ચિંતા થતી નથી. આવાં, પોતાનું ખરૂં કર્તવ્ય ન જાણનારાં, પોતાના ધર્મનું લેશમાત્ર પણ જ્ઞાન ન ધરાવનારાં, આચારવિચાર વગરનાં, મનમાં આવે તેવી રીતે વર્તવાવાળાં, ખોટા દેખાવ તથા પ્રપંચ કરી મુરબ્બીઓને ઠગવાવાળાં, નિંદા કરી સંતોષ માનનારાં, તથા સર્વ અસંતોષનું મૂળ થઈ પડે તેવાં સંસારમાં જ્યારે સુખેથી નિશ્ચિંતપણે હરતાં ફરતાં અને આનંદ કરતાં જોવામાં આવેછે, ત્યારે એક સુશીલ સદ્ગુણી સરલ, શાન્ત અને નમ્ર તથા શરમાળ સ્ત્રીને પોતાનાં ઘરની અવ્યવસ્થાની, પોતાના મુરબ્બી પવિત્ર સસરાને સુખી કરવાની, પોતાના પતિને આનંદ આપી ખુશી રાખવાની, પોતાથી મોટેરાંની સેવા કરી સંતોષ પમાડવાની, અને પોતાનાં નાનેરાંની સંભાળ રાખવાની ચિંતાથી, એટલુંજ નહિ પણ તે સાથે કોઈને મારાથી ખોટું લાગશે તો, કોઈ મારાં કંઈ કર્તવ્યથી અસંતોષ પામશે તો, કોઈ મારા કંઈ વચનથી દુઃખી થશે તો, તથા કોઈને હું ખેદનું સાધન થઈ પડીશ તો, એવા અનેક તરંગથી દુઃખી થતું જોઇએ છઈએ ત્યારે સંસારની આ વિચિત્ર રચના કઈ વિચિત્ર પદ્ધતિપ્રમાણે ચાલેછે તે સમજાતું નથી.

સૌ. જયાકુંવરની કેલવણી, તેમનું નમ્રપણું, તેમના સદ્‌ગુણ, તેમનું સરલપણું, તથા તેમની સૌજન્યતા આપ્રમાણે તેમને ચિંતાના સાધનરૂપ થઈ પડયાં હતાં. મુરબ્બી સસરાની, પ્રિય પ્રાણનાથની, ઘરનાં બીજાં વડિલોની કૃપાની, તથા ઘરની સર્વ ચિંતા ત્યાંજ ધર કરીને રહી, અને એપ્રમાણે ડાહ્યું ડહાપણથી દુઃખી થાય એ લોક વાયકા તેમણે ખરી પાડવા માંડી.

આવા દિવસ કોઇ વખત આનંદમાં અને કોઈ વખત ચિંતામાં ચાલ્યા જતાં. કેટલેક વખતે સૌ. જયાકુંવરને ઇશ્વરે શુભ અવસર દેખાડયો અને તેમનાં સીમંતની શુભ ક્રિયા તેમના સસરાના આનંદ તથા માતાપિતાના સંતોષ વચ્ચે થઇ; પણ ઈશ્વરેચ્છા પૂર્ણરીતે અનુકૂલ ન હોવાથી તેમનું શરીર આ અવસ્થામાં આરોગ્ય રહી શકયું નહિ, અને ધીરે ધીરે ઘસાવા માડયું. પ્રથમ તો પોતાની સ્થિતિ કોઇને ન જણાવતાં મન મારી પોતાનાં ઘરનું કામ કરવું ચાલુ રાખ્યું, પણ અંતે જ્યારે તેમની નબળી સ્થિતિ સાવ પ્રત્યક્ષ જણાઈ, ત્યારેજ તેમણે સર્વના આગ્રહથી ઘરની ચિંતા પોતાની એ સ્થિતિમાં પોતાના મનમાંથી કહાડી નાખવાનું કબૂલ કર્યું, તોપણ તેમ તેમનાથી થઈ શકયુંજ નહિ. જ્યારે જ્યારે પોતાને કંઈ વિશેષ વ્યાધિ જણાતી ત્યારે ત્યારે સસરાજીને ખબર પડશે તો તે દુઃખી થશે એમ જાણી પોતાના મનમાંજ

રાખવા માંડયાં, ઘરનું કામ પોતાથી થઈ શકતું નથી એમ મનમાં લાવી દુ:ખી થવા માંડયા, પોતે જેની સંભાળ લેવી જોઈએ તેમને પોતાની સંભાળ લેવી પડેછે, એમ સમજી મનમાં મુંઝાવા માંડયાં, તથા આમ આવો વખત આવી, હું સર્વને ચિંતા તથા ખેદનું સાધન થઈ પડી છું એમ મનમાં કચવાવા માંડયાં. પોતાની ગમે તેવી સ્થિતિ થાય તોપણ તે કોઈને જણાવવી નહિ એમ તેમણે નિશ્ચય કર્યો; અને સર્વ તરેહનો સંતોષ છે એમ બતાવી મુરબ્બીને, પતિને અથવા બીજાં પોતાને દુ:ખી થતાં જોઈ દુ:ખી થાય તેવાં સંબંધીઓને લેશમાત્ર પણ ખેદ, અસંતોષ અથવા દુ:ખનો પ્રસંગ આપ્યો નહિ; પણ ધીરે ધીરે જ્યારે શરીર સાવ નિર્બલ પડતું ગયું, અને સર્વના મનમાં તેમની આ સ્થિતિમાટે ચિંતા તથા ભય ઉત્પન્ન થવા માંડ્યાં, ત્યારે તેમણે પોતાનાં માતા-પિતા સાથે હવાફેર-માટે બહાર જવા કબૂલ કર્યું, અને એપ્રમાણે તેમને મુંબ-ઈથી થોડે દૂર સમુદ્ર કિનારે આવેલાં આરનાલા ગામમાં તેમનાં માતા પિતા લઈ ગયાં.

આ પ્રમાણે પતિપ્રિયાનો વિયોગ થતાં મનમાં થતું દુ:ખ બેચજણને દબાવી રાખવું પડયું. વિદ્યાભ્યાસ અને ગૃહસ્થાશ્રમ એ ધર્મો એક બીજાથી કેટલા ઉલટા છે તે, કોઈનું અજાણ્યું નથી. એક ઠેકાણે સંસારને અસારરૂપ ગણી,

અથવા તેમાં ચાલતા વ્યવહારને નિરંતર પ્રયોજન રહિત ગણી, સંબંધ કંઈ છેજ નહિ, અને પોતે એક વગર પોતાનું જગતમાં બીજું કંઈ હોતુંજ નથી એમ મનમાં લાવી, કંઈ પણ ચિંતામાં મન ન રાખતાં, ખાઈ, પી, શાલાને સર્વસ્વ ગણી, તે સંબંધીજ સર્વ બાબતમાં ધ્યાન આપવું પડે છે. બીજે ઠેકાણે હું માણુસ છું, મ્હારે આશરે પડેલ એક માણુસનું સુખ અથવા દુઃખ મારી ઉપર આધાર રાખેછે, હું તેની સંભાળ નહિ લઉં, હું તેની સ્થિતિ ઉપર ધ્યાન નહિ આપું, હું તેના સુખ પાછળ પ્રયત્ન નહિ કરૂં, અને હું તેને સંતોષનાં સર્વ સાધનો પૂરાં નહિ પાડું, તો બીજું કોણ તેને માટે મનમાં સંકોચ આણશે, બીજા કોણથી તે સુખની આશા રાખશે, અથવા બીજું કોણ તેની સારી અથવા નરી સ્થિતિમાં તેને સહાયકારક થઈ પડશે, એ સર્વ વિચાર કરી તે પ્રમાણે વર્તવું જોઇએ છઈએ. ઈશ્વરેચ્છાએ, મંદભાગ્યે, અથવા પ્રારબ્ધમાં એમજ હોવાને લીધે જ્યારે જ્યારે એક જણ ઉપર આ બેય કર્તવ્યો એક સાથે આવી પડે છે, ત્યારે ત્યારે તેનું એક મન બે જુદી જુદી અને સાવ ઉંધી બાબતોમાં પ્રવેશ કરી શકતું નથી અને તેના પરિણામમાં બેય કર્ત્તવ્યોમાં ખામી આણી પોતે સાવ નિષ્પ્રયોજન થઈ પડે છે. સમજુ મન આ સમજેછે, તે સમજી દુઃખી થાય છે, દુઃખી થઇ પોતાને આ સ્થિતિમાંથી કહાડવા પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે, પણ અંતે એટલુંજ સમાધાન થાય છે કે

પ્રારબ્ધમાં એ સ્થિતિ અનુભવવાનું લખેલજ હશે, નહિ તો તેને એ બાબતનું કંઈ પણ ઓછું તેની ગમે તેવી સ્થિતિમાં પણ ન આવવા દે, એવાં તેનાં મુરબ્બી માતા સંસાર છોડી ચાલ્યાં જાયજ શું કામ?

આરનાલા વસઈ પાસે સમુદ્ર કિનારે એક નાનું ગામડું છે, ત્યાંની હવા સ્વચ્છ તથા સુખકારક છે, અને ત્યાં રહેવાથી સૌ. જયાકુંવરની સ્થિતિ સુધરશે એમ સર્વના મનમાં હતું. ત્યાં રહેવાનું સ્થાનક દરિયેથી થોડે દૂર એક સાદા અને સ્વચ્છ ઘરમાં હતું. પોતાના અભ્યાસમાંથી મળતી નિવૃત્તિયે, પોતાના મુરબ્બીની રજા લઈ, પોપટ પ્રસંગોપાત પોતાના એ પ્રાણના મેલાપ માટે ત્યાં જતા. સં. ૧૯૩૯ના વૈશાખ માસમાં જ્યારે શાલા બંધ હતી, ત્યારે સૌ. જયાકુંવરની તબિયત સારી નથી એમ સાંભળી એક દિવસે ત્હેના પવિત્ર સસરા તથા મુરબ્બી નણંદ પોપટને સાથે લઈ ત્યાં જવા માટે નીકળ્યાં. ત્યાં આવતાંજ એ સહનશીલ રત્નની સ્થિતિના સમાચાર પૂછતાં તેમના એ મુરબ્બીની આંખમાંથી પાણી વેહેવા માંડયાં. તેમની દુર્બલ સ્થિતિ જોઈને મુરબ્બીનું મન અતિશય ખેદ પામ્યું. પોતાનાથી બાલકને વ્યાધિગ્રસ્ત જોઈ, દુઃખી થતું જોઈ, કયા મુરબ્બીની આંખમાંથી પાણી ન પડે? હવે સૌ. જયાકુંવર મોટાં થતાં, તેમણે કોઈ દિવસ ઘર વિષેની ચિંતા થવાનું સાધન આપ્યું નથી, અને હવે આપશે પણ નહિ, એવી

આશા બાંધી નિશ્ચિંત થવાની આશા રાખનાર મુરબ્બીના મનમાં આવી તેમની સ્થિતિ જોઈને શું દુઃખ ન થાય? અંતે વિચાર એટલેજ આવીને અટક્યો કે ઈશ્વરેચ્છા કંઈ પ્રતિકૂલજ હોવી જોઈએ, નહિતો પ્રથમથીજ તેનાં સાસુ સ્વર્ગવાસ કેમ પામે, તે પામતાં ઘર ચલાવી સંતોષ આપનાર તેનાં જેઠાણીનો સ્વર્ગવાસ શું કામ થાય, અને તેમ પણ કદી દૈવયોગે થયું, તોપણ અંતે આ બાલક, જેને પોતાની આ વયમાં પોતાની ધીરજથી, નમ્રપણાંથી, તથા પોતાના ઘરનો બોજો માથે ઉપાડી લેવાની પોતાની ઉત્કંઠાથી, એ વિષેની ચિંતા મુરબ્બીઓના મનમાંથી કહાડી નાખવાનો પરમેશ્વરે વખત આપ્યો, ત્યાં તે પોતે આપ્રમાણે વ્યાધિથી પીડાયજ શું કામ? આ સર્વ વિચાર એ મુરબ્બીના મનમાં એક પછી એક આવવાથી તેમનું અંતઃકરણ અતિશય દુઃખી થયું; તોપણ તેમણે એ પોતાનાં બાલકને ધીરજ આપી, શરીરની સંભાળ રાખવા વારંવાર ભલામણ કરી, અંતઃકરણથી તેમનાં સુખ તથા આરોગ્યતા માટે આશીર્વાદ આપી, ત્યાં થોડો વખત રહી પાછા મુંબઈ ગયા.

પોપટ તથા સૌ. જયાકુંવરે આ સર્વ જોયું, સાંભળ્યું, તથા અનુભવ્યું. એ મુરબ્બીના ગયા પછી બેય જણ સાથે બેઠાં, સહવાસને કેટલાક દિવસ થઈ ગયેલા હોવાને લીધે આ મેળાપથી બેયને આનંદ થયો, પણ અંતે તે આનં-

દની વચ્ચે સો. જયાકુંવરનું અંતઃકરણ ન રહેવાથી તેમણે તે ખાલી કરવા માંડયું—"શું ત્યારે મ્હારો જન્મ આટલાજ માટે ? મેં જન્મ લઈ માતાપિતાને સુખ નથી આપ્યું, મ્હારા પવિત્ર સસરાને કંઈ સંતોષ નથી આપ્યો, તેમ તમને પોતાને પણ કંઈ આનંદ દેખાડયો નથી. મારી યુવાવસ્થા તો આમજ જશે, ત્યારે પછી કયે વખતે હું કોઈને પણ સંતોષ આપનાર થઈ પડીશ. મારા સંબંધમાં આવનાર દરેક માણસને હું ચિંતાનું સાધન થઈ પડી છું. મારાં માતાપિતા મારે માટે કેટલી ચિંતા કરેછે, મારા મુરબ્બી સસરા પણ મને વ્યાધિગ્રસ્ત જોઈ કેટલો ખેદ પામેછે; ઈશ્વરે આમજ મારા દિવસ કહાડવાનું નિર્માણ કર્યું હશે ! હું કયારે સાજી થઈશ, કયારે મારા ઘરની ચિંતા મારા મુરબ્બી ઉપરથી ઉતારીશ, અને ક્યારે તમારી સેવા કરી તમને ખુશી કરીશ તે મને સમજાતું નથી. મને એજ દુઃખ થાયછે, કે જેની સેવા મારે કરવી જોઈએ, જેનાં સુખસારૂ મારે મેહેનત લેવી જોઈએ, તથા જેને નિશ્ચિંત કરવા હું વગર હાલ બીજાું કંઈ પણ સાધન નથી, તે સર્વની પાસે હું મારી સેવા કરાવુંછું, તે સર્વને હું મારે પોતાને માટે મેહેનત આપુંછું, તથા તે સર્વ મ્હારી ચિંતા કરતાં દિવસ ગાળેછે. મારૂં શરીર મારા અંતઃકરણનું કહ્યું કરતું નથી, અને ઈશ્વર એવા દિવસ ક્યારે આપશે કે મારી મરજી પ્રમાણે સાસરે તથા પીયર સર્વને સંતોષ તથા સુખ આપી

શકીશ. તમે મારી ઉપર ક્રોધ કરશો મા, પણ મારૂં અંતઃકરણ મને સૂચવેછે, તેજ પ્રમાણે હું કહુંછું, કે મારાં પ્રારબ્ધમાં એ સંતોષ મને મળે એમ લખેલજ નથી, અને તેથીજ મ્હારૂં ભણતર, તથા મારૂં જીવતર હું ધૂળ સમજુંછું." આમ બોલી ઉંડો નિશ્વાસ મૂકયો અને તે સાથે આંખમાંથી દડદડ આંસુ વેવા માંડયાં.

પોપટથી આ જોવાઈ શકાયું નાહિં. કેવી રીતે તેમનાં અંતઃકરણમાં ભરાઈ રહેલું દુઃખ દૂર કરવું તે તેને સૂઝયું નહિં; તોપણ અંતે જ્યારે સૌ. જયાકુંવર પોતાનું હૈયું ખાલી કરી જરા સ્વસ્થ થયાં, ત્યારે તેમણે કહ્યું, "આ શું! શું આમ કરવાથી તમને સંતોષ મળશે? શું આમ કરવાથી તમે સાજાં થશો? અથવા આવી રીતે વર્તવાથી તમને કંઈપણ વિશેષ સુખની આશા છે? તમે તમારા મુરબ્બી સસરામાટે તથા મારેમાટે ઘણું કર્યું છે અને હજી પણ કરશો. તમને શું છે? કાલે સવારે તમે સાજાં થશો. ત્યારે તમારા મનમાં હશે તે પ્રમાણે વર્તી શકશો. શું માંદું માણસ આખું જીવતર મંદવાડમાંજ ગાળતું હશે? શું જગતમાં કોઈ માંદાં નહિજ પડતાં હોય? જ્યારે તમે શરીરે સ્વસ્થ હોછો, અને દૈવયોગે મને કંઈ વ્યાધિ આવે છે, ત્યારે તમે મારી ચાકરી નથી કરતાં? સંસારમાં શરીરને દુઃખ આવે અને જાય, પણ તેટલામાટે આમ તમારી પેઠે કલ્પાંત કરી વધારે દુઃખી થનાર માણસ તો

તમવગર બીજાું મેં નથી જોયું. કચવાઓછો શું કામ? આમ દુ:ખી શું કામ થાઓછો ? તેથી તમે ઉલટાં વધારે માંદાં પડશો, તેથી તમારા સર્વ વિચાર પાર પાડવાનો વખત વધારે આઘો જશે, માટે હિંમત રાખો. હજી કંઈ આપણો સંસાર પૂરો થવા નથી આવ્યો, હજી આપણે ઘણાં વર્ષો આ જગતમાં કહાડવાં છે, તેમાં શું પરમેશ્વર આપણને સુખના દિવસ નહિં દેખાડે? થોડા વખતમાં તમે એક બાલકનાં માતા થશો, તમારો આ મંદવાડ મટી જશે, તે બાલકને જોઈ તમારા સસરા આનંદ પામશે, તમારાં માતાપિતાને સંતોષ થશે, તથા એ સર્વને એ સ્થિતિમાં જોઇ તમે અને હું કેટલાં ખુશી થશું? ઇશ્વર-કૃપાએ એવો વખત આવવાને હવે કંઈ વાર નથી, અને તે વખતે તમારી મરજીમાં આવે તે પ્રમાણે તમારા મુરબ્બી સસરાની તથા સાસરાનાં સર્વ સંબંધીની સેવા કરજો, તમારાં માતાપિતાને તમારી ખુશીમાં આવે તેટલો સંતોષ આપજો, તથા મને તમારી મરજીમાં આવે તેટલું સુખ તથા આનંદ આપજો. તમે સમજુ છો, ભણેલાં છો અને આટલામાંજ હિંમત હારી જવાય? ઉઠો. આંસુ લૂઈ નાંખો. જુવો, બા તમારા ભાઈને તેડીને આવેછે, તે તમને આ સ્થિતિમાં જોઈ ઉદાસ થશે."

આમ બોલેછે તેટલામાં તેમનાં માતા તથા તેમનો નાનો ભાઈ એ ઓરડામાં આવ્યાં. સૌ. જયાકુંવરે તરત

પોતાની સ્થિતિ દબાવી રાખી અને આંસુ લૂઈ નાખ્યાં, તેનો ભાઈ પોતાની બેન સાથે આનંદ કરવા મંડયો, તથા તેનાં માતા પોતાના જમાઈ સાથે વાતોમાં ગુંથાયાં.

સૌ. જયાકુંવરની સ્થિતિમાં દિવસે દિવસે ફેરફાર થતો જતો હતો, અને અંતે એવો વખત આવ્યો, કે તેનાં સર્વ મુરબ્બીઓના મનમાં એમ આવ્યું, કે કદાચ તેમનું શરીર આ સંસારમાં તેમની એ માંદગી પછી ટકી શકશે નહિ. સ્નેહીઓનું મન હંમેશ સ્નેહીનાં અશુભની શંકા કર્યા કરેછે અને આ વખતે પણ તેમજ જોવામાં આવતું હતું. ઈશ્વર ન કરે, અને એજ દુઃખદાયક વખત આવે, તો પછી તેના ગયા પછી તેનું સ્મરણ આપવા કંઈપણ ચીજ પાછળ ન રહે એ વિચાર વારંવાર તેનાં માતાપિતા તથા પતિને મુંઝવતો હતો, અને તેથી તેમણે તેમનું સ્મરણ નિરંતર રેહેવાને કંઈક બહાનાં કહાડી એ સુશીલ રત્નની છબી ત્યાં તે વખતેજ પડાવી લીધી. આ છબી તૈયાર થઈ આવતાં પોપટે તેની ઉપર નીચેપ્રમાણે લેખ કરી રાખ્યો.

**"મનુષ્ય દેહનો ભરોસો નથી, પ્રથમ રહેલા ગર્ભની માંદગીમાંથી ઉઠવું, એ સ્ત્રીની એક નવી જીંદગીનો આરંભ છે. ઈશ્વર એને કુશળ રાખે."**

**આરનાલા મે, ૧૮૮૩.**

આરનાલામાં આ સ્થિતિને જો સુખદાયક ગણીએ તો

તેવી, અને દુઃખદાયક ગણીએ તો તેવી સ્થિતિમાં કેટલાક દિવસ કહાડી પોપટ પોતાનાં એ સંબંધીઓથી વિખુટા પડી પાછા મુંબઈ આવવા નીકળ્યા.

મુંબઈ આવ્યાને થોડા દિવસ થયા તેટલામાં સર્વને ખબર મળ્યા કે સૌ. જયાકુંવરની સ્થિતિ વધારે ખરાબ થતી જાયછે, અને તેથી અંતે તેમને મુંબઈમાં લાવવામાં આવ્યાં. આહિં તેમનું શરીર જરા ઠીક થયું, અને પૂર્ણ અવસરે તેમણે એક પુત્રીને જન્મ આપ્યો. આ પછી તેમની સ્થિતિ જરા જરા સુધરતી ગઈ, ધીરે ધીરે તેમનામાં હરવા ફરવાની શક્તિ આવતી ગઈ, તથા સર્વ સંબંધીઓના સંતોષ વચ્ચે તેમને વિષે સર્વને સારી આશા બંધાઈ.

સૌ. જયાકુંવરની પુત્રીનું નામ તેનાં ફઈએ "રતન" પાડયું, પણ તેના કાકાએ તેમાં "પ્રભા" ઉમેરી "રત્નપ્રભા" કર્યું. મોસાળમાં સર્વના અતિશય વહાલ, પ્રેમ, તથા આનંદ વચ્ચે તે બાલક ઉછરતું ગયું. સૌ. જયાકુંવરનાં માતા તથા પિતાનાં ઘરમાં પ્રથમથીજ બાલકોનું સુખ ઓછું હોવાને લીધે આ બાલકને જોઈ તે બેય મુરબ્બીઓ અતિશય આનંદ પામતાં. તે એમ સમજતાં કે ઈશ્વર એવું સુખ કયારે આપે, કે જ્યારે ઘરમાં નાનાં નાનાં બાલકો એક બીજાં સાથે રમતાં, આનંદ કરતાં, તથા કલ્લોલ કરતાં તેમનાં માતાપિતાને સંતોષ આપે.

કેટલાક મહિના આ પ્રમાણે મોસાળમાં ઉછરી, રત્નપ્રભા, પછી પોતાનાં માતા સાથે પોતાના પિતાને ઘેર આવી. સૌ. જયાકુંવરના વૃદ્ધ સસરા પોતાનાં આ બેય બાલકોને જોઈ અતિશય આનંદ પામ્યા. જે ચિંતા, તથા ઉદ્વેગ તેમના મનમાં તેમની શારીરિક સ્થિતિ વિષે હતો, તે કંઈક ઓછો થયો, અને ફરી એકવાર કંઈક સંતોષ વચ્ચે સર્વના દિવસ ગળવા માંડયા.

નિઃસીમ સ્નેહથી બંધાયેલાં સ્ત્રીપુરૂષોનો પૂર્ણ સંતોષ તેમનાં બાલકમાં ઘર કરીને રહેલો છે. કેટલા પ્રેમથી, કેટલા આનંદથી અને કેટલા સંતોષથી તે બેય જણ ઈશ્વરે આપેલાં એ ફળ તરફ જુવેછે, તેની સંભાળ કરેછે, તથા પોતાનું સંસારનું સર્વ સુખ ત્યાંજ માની લેછે. સંસારમાં જન્મ લઈ માતાપિતાના આનંદ વચ્ચે ઉછરતું એક બાલક કંઇ તેમને થોડા સંતોષનું સાધન થઈ પડતું નથી. સંસારનાં સર્વ સુખ ત્યાંજ ઘર કરીને રહ્યાં હોય, તેમ એક દષ્ટિએ નિવૃત્તિમાં બેડેલાં માતાપિતા પોતાના પગ આગળ રમતાં પોતાનાં એ નાનાં રમકડાંને હસતું, આનંદ કરતું, તથા કલ્લોલ કરતું જોઈ તેમાં સ્વર્ગનું સુખ માની લેછે. જેમ એક છોકરૂં તેના હાથમાં આપેલું રમકડું જોઈ તેની સાથે રમવામાં, અને તેમાંથી મળતા આનંદમાં મગ્ન રહેછે, તેમ માતાપિતા પોતાના આ રમકડાં આગળ પોતે પણ બાલક થઈ, તેની સાથે વિનોદ કરી, તેમાંજ સુખ માની લેછે.

પરમ પરમેશ્વરની ઈચ્છા એવીજ છે, નહિતો સૃષ્ટિમાં હમણા દેખાતો વિશાળ જનસમૂહ આટલી હદને પહોંચ્યો ન હોત. બાલક પોતાની પરતંત્ર સ્થિતિમાં, માતાના સુખદ ખોળામાં સુઇ, ઘડીમાં તેની સામું જોઈ તેને સંતોષ સાગરમાં નિમગ્ન કરી, તથા બીજી વખતે પયઃપાન કરી ત્યાંજ નિશ્ચિંતપણે નિદ્રા કરતાં, પોતાની તરફ એકજ દૃષ્ટિએ જોઈ રહેલાં પોતાનાં માતાને કેટલો આનંદ આપેછે! થોડા દિવસ આ સંસારમાં વધારે કહાડી, પ્રભુપ્રતાપે જરા મ્હોટું થતાં, તેનામાંજ સર્વસ્વ માની બેઠેલાં તેનાં માતા હેતથી તેને બોલાવતાં હોય, ત્યારે તેના પ્રત્યુત્તરમાં આનંદથી હસતું તે બાલક, માતાને કેટલા સંતોષનું સાધન થઈ પડેછે! માતાના પ્રેમમય અનેક પ્રશ્નના ઉત્તરમાં મનને આનંદ આપે તેવા કાલા કાલા શબ્દોથી તે પોતાની માતાના દિવસોને કેવા સુખદાયક કરેછે! પોતાના બાલકને આનંદથી રમતું જોઈ માતા કેટલો આનંદ પામેછે, તેને સુખી જોઈ તે કેટલો સંતોષ પામેછે, તથા તેની શરીરસ્વસ્થતા માટે અને તેનાં ભવિષ્યનાં કલ્યાણ માટે પરમેશ્વર પ્રત્યે કેવાં નિર્મળ અંતઃકરણથી તે પ્રાર્થના કરેછે! જેમ જેમ તેની નજર આગળ તે બાલક મોટું થતું જાયછે, તેમ તેમ તે પોતાના મનમાં કેટલું સુખ માનેછે! પોતાના દુઃખના દિવસોમાં પોતાની આગળ પોતાનાં બાળકને નિર્દોષ રમતોમાં મગ્ન જોઈ તે કેટલો સંતોષ પામેછે! સુખનાં

સર્વ સાધનો એ એકજ ઠેકાણે હોય, તેમ એ બાલકથી તેને તેનાં ગમે તેવાં દુઃખમાં પણ કેવી ધીરજ મળેછે! વ્યાધિગ્રસ્ત માતા પોતાની સમગ્રવ્યાધિ પોતાનાં બાલકનાં લાલનપાલન વખતે ભૂલી જાયછે, દુઃખી માતા પોતાનાં સર્વ દુઃખ પોતાનાં બાલકનું મોઢું જોઈ વીસરેછે, ટુંકામાં જે સુખ માતાને અથવા પિતાને પોતાનાં બાલકથી મળેછે, તે સુખની બરોબરી બીજાું કોઈપણ સુખ કરી શકતું નથી.

બાલક રત્નપ્રભા પોતાનાં માતાને આવાં સુખનું સાધન થઈ પડી. માતાનો મંદવાડ પરમેશ્વરકૃપાથી ઘણો ઓછો થઈ ગયો હતો, અને તેમાં આ સુખ મળવાથી સૌ. જયાકુંવરના દિવસો વધારે આનંદમાં જવા માંડયા. આ સંતોષમાં પોપટ પણ નિમગ્ન થતાં ત્રણેય જણના દિવસો સુખમાં નીકળવા માંડયા.

ઘરમાં વૃદ્ધ વડિલને આ સુખ જોઈ સૌથી વધારે આનંદ થયો. તેમના મનમાં આજદિવસસુધી સૌ. જયાકુંવરવિષે જે જે ચિંતાઓ હતી, તે કંઈક ઓછી થઈ, અને બાલક રત્નપ્રભાને જોઈ, જેમ પૈસા કરતાં વ્યાજ વહાલું લાગે, તેમ અતિશય પ્રેમથી તથા આનંદથી તેની સંભાળ લેવા માંડયા. સૌ. જયાકુંવર શરીરે જરા વધારે સ્વસ્થ થતાં ઘરકામમાં પાછાં વળગ્યાં અને જે સંતોષથી તથા ઉલ્હાસથી તે પોતાનાં આ ઘરની સંભાળ આગળ

રાખતાં હતાં, તે સંતોષ તથા ઉલ્હાસમાં પોતાનું અંતઃકરણ પાછું જોડયું.

નિર્દોષ બાલકની સંભાળ કરતાં, ઘરકામમાં ધ્યાન આપતાં, સસરા નણંદ વિગેરેને સંતોષ આપતાં, તથા પતિની નિર્મલ અંતઃકરણથી ભક્તિ કરતાં કેટલોક વખત નીકળી ગયો. આ વખતે દૈવેચ્છા કંઈ પ્રતિકૂલ હોવાને લીધે સૌ. જયાકુંવરનું શરીર પાછું બગડયું. ગરીબ બિચારી રત્નપ્રભાને માના ધાવણનું સુખ મળ્યું નહિ, અને પ્રસંગાનુસાર હેતથી પોતાનાં બાલકને છાતી સરસું દાબતાં તેનું પોષણ કરવાની શક્તિ પોતામાં ન હોવાને લીધે માતાની આંખમાંથી આંસુ પડવા માંડયાં. ગમે તો આ ચિંતાથી અથવા તો બીજી કોઈ ચિંતાથી જ્યારે તેમનું શરીર વધારે નિર્બલ થયું, ત્યારે તેમના સસરા તેમના શરીરની સ્વસ્થતા માટે તેમને પોરબંદર થોડા દિવસ રહેવામાટે મૂકી આવ્યા.

પોરબંદર કાઠિયાવાડમાં દરિયા કિનારે એક શહેર છે. તેની હવા સ્વચ્છ અને સુખકારક છે. આ શહેરમાં પોપટના પિતા પોતાની બાલ્યાવસ્થાથી રહેત હતા; અને ત્યાંજ સાધારણ સ્થિતિમાં ઉછરી પોતાનાં વિદ્યા, વિનય, વિવેક અને શ્રમને લીધે સારી સ્થિતિમાં આવી આજ મુંબઈમાં તેમણે યોગ્ય આબરૂ તથા ધન મેળવ્યાં છે. આ જગ્યાએ સૌ. જયાકુંવરને રાખવાથી

તેમની શરીરસ્વસ્થતા સુધરશે એમ તેમના એ વડિલના મનમાં નિશ્ચય જણાયાથી, તેમણે ત્યાં આવી, પોતાના ભાઈના કુટુંબના સહવાસમાં તેમને રાખી, તે સર્વને તેમની સંભાળ કરવાનું સૂચવી, તે પાછા મુંબઇ આવ્યા.

સૌ. જયાકુવરના આ વડિલને પરમકૃપાળુ પરમેશ્વરે બે પુત્રનું સુખ આપ્યું હતું, પણ તેમાંના એકને યુવાન અવસ્થામાં દૈવયોગે આ ક્ષણભંગુર સૃષ્ટિ છોડાવી તેમનાં માતાપિતા તથા થોડા વખતથીજ તેમની સાથે જોડાયેલાં તેમનાં પત્નીને અનહદ દુઃખમાં નાખ્યાને આજ સાત વર્ષ થયાં હતાં. આ પવિત્ર પત્ની, અને તેમનાં વડિલ સાસુ સૌ. જયાકુંવરની સંભાળ કરવામાં મુખ્ય હતાં. તેઓ તેમને પોતાનાં બાલક બરાબર સમજી, તથા બાલક રત્નપ્રભાને પોતાનાંજ સંતાન તુલ્ય ગણી સર્વ રીતે તેમનાં સુખમાં તથા શરીરસ્વસ્થતામાં વધારો કરવા પાછળજ પોતાનો વખત ગાળવા માંડયાં. માતા જેટલો પ્રેમ દર્શાવનાર વૃદ્ધ સાસુ, જેને સૌ. જયાકુંવર પણ હવે તેટલુંજ માન આપવા માંડયાં, તે તેમને કોઈપણ રીતનું ઓછું ન આવવા દેતાં પોતાનાંજ સંતાનની પેઠે તેમની સંભાળ કરવા માંડયાં. ભાગ્યયોગે નિઃસીમ દુઃખનો ભોગ થઈ પડેલ સખીતુલ્ય સ્નેહ દર્શાવનાર વડિલ જેઠાણી, સૌ. જયાકુંવરના સહવાસમાં નિરંતર પોતાનો વખત ગાળી, પોતે આનંદ પામવા લાગ્યાં,

તથા તેમને આનંદ આપવા લાગ્યાં. આ સુશીલ વચમાં, સ્વભાવમાં, નમ્રતામાં, વિવેકમાં વિનયમાં, તથા સર્વ સદ્‌ગુણોમાં સૌ. જયાકુંવર સમાનજ હતાં. હાલના રિવાજ પ્રમાણે તેમણે શાલામાં કેલવણી લીધી ન હતી, પણ તેમના વડિલોથી મળેલાં જ્ઞાનને તેમણે અતિશય વધાર્યું હતું. તેમની આજ સાત વર્ષની દુઃખદ સ્થિતિએ તેમને સંસારનું ક્ષણભંગુરપણું દેખાડયું હતું. તે સંસારને તુચ્છ ગણતાં શીખ્યાં હતાં, તથા સહવાસમાં આવનાર સર્વનું હિત કરવું, અને તેથીજ પરમેશ્વર ખુશી છે એમ સમજી, બીજાું કંઈપણ કર્ત્તવ્ય ન સમજતાં એજ પોતાનું કર્ત્તવ્ય છે, અને એ સાથે સદાચાર તથા સદ્ધર્મ પાળવાથીજ તે કૃપાળુ ખુશી રહેશે, એવો દૃઢ નિશ્ચય કરી, કોઈને પણ દુઃખ દેવામાં, કંઈપણ અયોગ્ય આચરણ આચરવામાં, તથા લેશમાત્ર પણ ઉંધે રસ્તે જવામાં આલોક તથા પરલોક બેય દુઃખદાયક થઈ પડેછે, એમ તેમનું અંતઃકરણ તેમને સૂચવતું હતું. સૌ. જયાકુંવરને આવાં સુશીલ સખી મળતાં તેમના આનંદની તથા તેમના સંતોષની સીમા રહી નહિ, પણ એટલેથીજ તે આનંદનો છેડો ન હતો.

પોરબંદરના રાજ્યમેહેલના એક સુશોભિત મોટા ઓરડામાં ગાદી ઉપર એક સદ્‌ગુણશીલ રત્ન બેઠું હતું. તેમના હાથમાં એક પુસ્તક હતું તથા આસપાસ કેટલાંક

પુસ્તકો ભરત તથા ભરતનાં સાંધનો પડયાં હતાં. તેમનું મન તેમનાં પુસ્તકમાં દઢ ઉતર્યું હતું, તેટલામાં એક દાસીએ આવી કહ્યું, "બા, આપને મળવામાટે આપનાં સખી આવે છે." "કોણ! માંરાં સખી!" એમ કહી તે તરત ત્યાંથી ઉઠયાં, અને જ્યાં જરા ચાલી બારણા આગળ જાયછે, ત્યાં તેમની સાથે ઘણાં વર્ષથી સ્નેહસાંકળથી બંધાયેલાં તેમનાં પ્રિય સખીને સામાંજ આવતાં જોઈ એકદમ તેમને ભેટી પડયાં અને બોલ્યાં, "બેન! કેટલે દિવસે આપણો મેળાપ! કુશળ તો છો? આ કેવું સુખ! મને તમારો મેળાપ કયાંથીજ થાત! પરમેશ્વરે આપણી ઉપર કૃપા કરી. આવો, બેસો." એમ કહી પોતાની પાસે બેસાડયાં.

દઢપ્રેમથી બંધાયેલાં આ બેય રત્નને ઓળખવાં કંઈ કઠણ નથી. પરમપ્રેમથી મળવા આવતાં પોતાનાં સખીને ઉલ્હાસથી ઉઠી આલિંગન કરનાર બીજું કોઈ નહિ, પણ મોરબીના પ્રતાપિ ઠાકોર શ્રીરવાજીનાં પુત્રી તથા અહિંના પાટવી કુમારશ્રીનાં પ્રિયપત્ની બાશ્રી વખતુબા હતાં, અને હવે તેની પાસે આનંદથી બેસી સખી સહવાસથી મનમાં સંતોષ પામનાર બીજું કોઈ નહિ પણ સૌ. જયાકુંવર હતાં.

તેમણે કહ્યું "ખરેખર ઈશ્વરેજ આપણી ઉપર કૃપા કરી, નહિ તો કયાં મુંબઈ! કયાં પોરબંદર! અને કયાં મોરબી! સ્નેહ બંધાવો તે એક સ્થળે અનાયાસે બંધાયો, પણ

તે એવી ને એવી સ્થિતિમાં રાખવાને જો પરમેશ્વર વખત ન આપે, તો પછી તે ધીરે ધીરે ઘસાઈ જાય. માયાળુ બા, મારૂં શરીર અસ્વસ્થ હોવાને લીધે મારા મુરબ્બી સસરા મને મારી શરીરસ્વસ્થતા પાછળ મારાથી પૂર્ણ લક્ષ અપાય તે સારૂ અહિં મૂકી ગયા છે."

"બેન શું ત્યારે તમારે શરીરે ઠીક નથી? અને આ કારણથીજ પતિસેવાથી વિખુટાં પડવું પડયું છે?"

"હા. મારા પ્રારબ્ધમાં એમજ છે. આ શરીરથી આજસુધીમાં કંઈ યોગ્ય કર્ત્તવ્ય થઈ શકયું નથી, અને હવે થશે કે નહિ તે વિષે સંશય છે. બા! પ્રથમ તો મને ચિંતા થઈ કે પતિથી વિખુટાં રહેતાં અહિં મને ગમશે નહિ, પણ જ્યારે તેમણે પોતે આજ્ઞા કરી, ત્યારે બીજો ઉપાય રહ્યો નહિ અહિં આવતાં મારાં વડિલ સાસુ તથા જેઠાણીના સહવાસથી મને આનંદ થયો અને તે આનંદમાં આજ આપના સહવાસે અતિશય વધારો કર્યો." આમ બોલતાં કોણ જાણે સખીસહવાસના આનંદથી, અથવા પોતાની વ્યાધિગ્રસ્ત સ્થિતિ મનમાં આવવાથી સૌ. જયાકુંવરની આંખમાંથી આંસુ પડવા માંડયાં.

બાશ્રી વણતુબા પોતાનાં સખીની આ ઉદાસી જોઈ શક્યાં નહિ. તેમણે તેનાં આંસુ લુઈ નાંખ્યાં, અને કહ્યું "બેન આ શું કરો છો! તમે સમજુ છો. મારે તો શું શીખામણ આપવી હોય? ચાલો ઉઠો. આપણે

આપણું પુસ્તકાલય જોઈએ. તેમાંનાં પુસ્તકોથી તમને આનંદ આવશે, તથા તે તમારાં મનની મુંઝવણ દૂર કરશે. આપણે પરસ્પર સહવાસમાં આપણા દિવસ આનંદમાં કહાડી નાંખશું. જુવો, આ ભરત તથા આ પુસ્તકો આપણને બીજા વિચારમાં પડવા ક્યાંથી દેશે ! મારે તો તમારી પાસેથી ઘણું શીખવું છે તથા સાંભળવું છે, મારે તમને મારાં શિક્ષક કરવાં છે, પણ તેને બદલે તો મારેજ શિક્ષક થવું પડેછે. શરીર સુધારવું તે શું કામ? શરીર સ્વસ્થ હશે તો પતિ તથા સર્વ વડિલોની સેવા આપણાથી બની શકશે, માટે તેટલામાટે થયેલો વિયોગ તો પતિસેવાના અનુપમ સુખ સારૂજ છે એમ સમજી ધીરજ રાખવી જોઈએ. બેન ! આજ તો તમારી આંખમાંથી આંસુ પડેછે, પણ જ્યારે તમે અહિંથી નવા આનંદ અને ઉલ્હાસ સાથે પાછા જશો, ત્યારે તમારે મને ધીરજ આપવી પડશે."

એમ કહી પોતાનાં સખીનો હાથ ઝાલી તેને ઉઠાડયાં, અને પુસ્તકોથી ભરેલાં કબાટો આગળ લઈ ગયાં. એક પુસ્તક કહાડી તે પોતાનાં સખીને બતાવવા માંડયાં, અને એપ્રમાણે આ બેય અનુપમ રત્નો પરસ્પર આનંદમાં નિમગ્ન થયાં. આ વખતે પાછળથી એક દાસી રત્નપ્રભાને લઈ તેનાં આ બેય મુરબ્બીઓ પાસે આવી. બાશ્રી વખ્તુબાએ તેને જોતાંજ પોતાના હાથમાં લઈ

લીધી, અને પોતાનાં સખી તરફ નજર કરી કહ્યું."બેન પરમેશ્વરે તમને કેવું સુંદર રમકડું આપ્યું છે? હવે તમે પુસ્તકોમાં કે ભરતમાં ધ્યાનજ શું કામ આપશો ?" સૌ. જયાકુંવર જેનું મન આ વખતે એક પુસ્તકમાં હતું તેમણે આ સાંભળ્યું, નજર ઉંચી કર્યા વગરજ જરા હસ્યાં, તેમની આંખમાં હમણા સુધી આવતાં આંસુ સુકાઈ ગયાં, જાણે કંઈ સંભળાયુંજ નથી તેમ તેમણે પુસ્તક વાંચવું આગળ ચલાવ્યું, તથા બાગ્રી વખ્તુબા પોતાનાં આ બાલક સાથે આનંદ કરવામાં રોકાયાં.

અંતે આ દિવસ આવા અતુલ્ય આનંદમાં ગાળી સૌ. જયાકુંવર ઘેર આવ્યાં. ત્યાં આવતાંજ તેમને ટપાલ મારફત નીચેનો પત્ર મળ્યો.

"**પરમ પ્રિય પ્રાણ !**

તમારો પત્ર મને હમણાંજ મળ્યો. આજ ત્રણ દિવસ થયા હું તમારી પહોંચના પત્રની વાટ જોતો હતો. તમે જાણતાં હશો કે સર્વ કામ કરતાં વધારે અગત્યનું કામ અહિં પત્ર લખવાનું છે, કારણ માત્ર એટલુંજ કે તમારાં શરીરની સ્થિતિની અને તમારી પોતાની ચિંતા કરનાર એક માણસ તમારાથી જૂદું છે.

મારાથી જૂદાં અને મુંબઈથી બહાર રહેની વખતે એક અગત્યની બાબત યાદ રાખવાની એજ છે, કે તમારી સ્થિતિ, તન્દુરસ્તી અને શરીરની સંભાળ સર્વ

કામ પડતાં મૂકી તમારે પહેલાં કરવી. જ્યારે તમે મારી પાસે હો ત્યારે મારાથી આ બાબત ઉપર ધ્યાન અપાતું નથી, અને તેજ મને દિલગીરીનું કારણ થઈ પડે છે. તમે જાણોછો કે અભ્યાસ અને પરતંત્રતા નિરંતર સાથેજ રહેછે, અને એ બેની બેડીમાં પડેલું માણસ પછી બીજાં ક્યાં કામમાં ધ્યાન આપી શકે? આપણા હાલના રિવાજપ્રમાણે બધી ફરજો એક જણ ઉપર ભેળી આવવાથી તેમાંની એકપણ ફરજ બરાબર રીતે પાર પાડી શકાતી નથી. હું જાણુંછું, સમજુંછું, જોઉંછું અને અનુભવુંછું કે તમારી તરફ જે રીતભાતથી હું વર્તુ છું, તે રીતભાત પ્રમાણે તમારા પ્રત્યેની મારી ફરજ હું કોઈ પણ રીતે બજાવી શકતો નથી. તેનાં માઠાં પરિણામો જોઉંછું અને જોઈશ; પણ શું કરૂં? મારાથી લાચારીને લીધે કંઇપણ બની શકતું નથી. તમારાં સુખમાટે જે જે વિચાર હું કરૂંછું, અથવા કરી શકું, તે સર્વમાં અભ્યાસ, અને પરતંત્રતા નડેછે, અને તે અભ્યાસ અને પરતંત્રતા એવી તરેહનાં છે, કે જો તેના ભયમાંથી હું હમણાં નીકળી જાઉં, તો તેથી કંઈપણ ફાયદો તમને અથવા મને ભવિષ્યમાં અથવા હમણાં થાય નહિ. એથી ઉલટું જો તે પરતંત્રતા અને અભ્યાસની બેડીમાં હવે જે બાકી થોડો વખત છે તેટલો વખત રહું, તો ઈશ્વરકૃપા તો ભવિષ્યમાં તમને અને મને સુખી

જોવાની આશા રાખી શકાય. આથીજ આ ઘરમાં રહી મારાથી તમારે માટે જે જે થઈ શકે તે તે હું કરી શકું, પણ જ્યારે તેટલું ફળીભૂત ન થાય, ત્યારે વધારે કરવાને હું ઉપલાંજ કારણોને લીધે શક્તિમાન થઈ શકતો નથી; અને તેમ ન થવાથી વારંવાર મારા મનમાં એજ દુઃખ થાયછે, કે હું તમારા પ્રત્યેની મારી ફરજો સંતોષકારક રીતે બજાવી શકતો નથી. મને દિલાસો દેવા કદાચ તમે કબુલ કરો કે મારી તરફથી તમને સુખનાં સર્વ સાધનો પૂરાં પડેછે, પરંતુ મારૂં મન મને શું કહેછે તે હું સમજુંછું. મારી ખાત્રી છે કે આ વખતે હું જે તમારે માટે કરૂંછું, અથવા કરી શકુંછું, તે કોઈપણ રીતે તમને મારી પાસેથી ખરેખરૂં જે સુખ મળવું જોઈએ તેની બરોબરી કરી શકે તેમ નથી.

જ્યારે હું આપ્રમાણે જાણુંછું, અને જ્યારે મારી ખાત્રી થઈ કે તમને અહિં રાખી હું તમારાં શરીરની સ્થિતિ અથવા સુખમાં વધારો કરવાને બદલે ઉલટો ઘટાડો કરીશ, ત્યારે મેં તમને ત્યાં ખુશીથી જવાની રજા આપી. આ સર્વ બાબતથી તમને જાણીતાં કરી હવે મારે જે સૂચવવાનું છે તે માત્ર એટલુંજ કે, તમારૂં ત્યાં જવાનું કારણ બીજું કંઈજ નહિ પણ માત્ર તમારા શરીરની નબળી સ્થિતિ છે, ત્યારે તે સ્થિતિ સુધારવા બીજાં હજાર કામ પડતાં મૂકી તમારે બનતો પ્રયત્ન કરવો. અહિં રહેતાં ત્યારે

તે કામ મુખ્યત્વે કરીને મારૂં હતું, પણ તે કરી શકવાને હું સાવ અયોગ્ય થઈ પડયો હતો; પણ ત્યાં ગયા પછી જ્યારે તે તમારા પોતાના હાથમાં આવ્યું છે, અને જ્યારે તમે આ ઘરની ચિંતામાંથી મોકળાં થયાં છો, ત્યારે હવે હું આશા રાખુંછું કે તમારા તથા મારા એટલુંજ નહિ પણ ભવિષ્યમાં આપણ સર્વના સુખમાં વધારો કરવાને તમારા શરીરની સ્થિતિમાં સુધારો કરવાનો આજે પ્રસંગ તમને મળ્યો છે, તેનો તમે બરાબર ઉપયોગ કરશો. વિશેષ શું લખું? આપણું નાનું રત્ન આનંદ કરતું હશે.”

પત્ર વાંચી થોડીવાર વિચારમાં પડયાં, પછી ઉઠયાં, લખવાનાં સાધનો લીધાં અને નીચે પ્રમાણે ઉત્તર લખ્યો.

**“ અચલ પ્રેમસાગર સૌભાગ્યશોભન સ્વામીનાથ.**

મુ. મુંબઈ.

પોરબંદરથી લ. આપની વિયોગી પ્રિયાના પ્રેમથી પ્રણામ વાંચશો. આપનો પ્રેમ ભરેલો પત્ર વાંચી આ માણસ જે વિયોગ દુઃખથી ટળવળતું હતું, તેને શાંતિ થઈ છે. વળી પણ એવીજ રીતે શાંતિ ઉપજાવશો એવી આશા છે.

પ્રિય પ્રાણ, આપની સર્વ આજ્ઞા હું માથે ચડાવીશ, પણ તેમ કરતાં મારી એક વિનંતિ ધ્યાનમાં લેશો એવી મને આશા છે. જે શીખામણ આપ મને આપો છો, તેજ શીખામણ આપને પણ લેવાની છે. અહિં મારે વિષે જેવી કાળજી અને તજવીજ રખાય છે, તેવી કાળજી આપ વિષે

કોઈ રાખતું નથી, તેમ મેં આપને ઘણીવાર વિનવેલ હશે, પરંતુ તે બાબત આપે ધ્યાનમાં લીધી નથી. આપ આપના મનમાંજ સર્વ વિચાર દૃઢ કરીને મને લખોછો, એટલે તે ફેરવવાની મારામાં શક્તિ નથી, તોપણ જો આ માણસના વિચારને કંઈ પણ વજન મળતું હોય, તો તેનું એટલુંજ કહેવું છે કે આપ તરફથી મારી જેટલી સંભાળ અને તજવીજ થઈ છે અને થાયછે, તેવી સંભાળ અને તજવીજથી મળતું સુખ ભોગવવાને કોકજ ભાગ્યશાળી સ્ત્રીએ જન્મ લીધો હશે. આમ છતાં પણ આપનું આ પ્રમાણેનું લખવું મને દોષમાં નાખે છે. પ્રાણનાથ, આપ જાણો છો કે સ્ત્રીને પોતાનો પતિ સુખી હોય તો સુખ લાગે છે, અને પતિ દુઃખી હોય તો દુઃખ લાગે છે. હું અહિં મારૂં શરીર સુધારીશ. અને આપ આપનાં શરીર પાછળ કંઈ પણ ધ્યાન નહિ આપો, તો જોકે ત્યાં આવ્યા પછી શરીરનું દુઃખ નહિ હોય, તોપણ મનનું દુઃખ શરીરનાં દરદને ઉશ્કેરણી કરશે. માટે હે પ્રાણવલ્લભ પ્રિયપતિ, આ આપની વિયોગી દાસીની વિનંતિ સ્વીકારી, જેમ બને તેમ શરીરની તજવીજ રાખશો. જેવું વિદ્યાભ્યાસમાં ધ્યાન રાખોછો, તેવુંજ જો શરીર અભ્યાસ ઉપર રાખો, તો આ મન કેવું ખુશી થાય! અરે મેં કોઈ દિવસ પણ આપની તબિયત સુધરે, અને આપ આરોગ્ય રહો, એવી બાબત ઉપર આપને ધ્યાન આપતા નથી જોયા. અભ્યાસમાં

પ્રવીણ થશો, પરંતુ શરીર સુખી નહિ હોય, તો તે શું કામનું માટે હે પ્રાણનાથ ! આપ વાસ્તે નહિ પણ આપની પ્રિયાનાં સુખ વાસ્તે, આપનાં શરીરની સ્વસ્થતા પાછળ ધ્યાન આપો. મને જે જે લખ્યું છે તે કૃપા કરી આપ પણ ધ્યાનમાં લ્યો, અને આ અપરાધી દાસીની દયા આણી, આરોગ્ય અને સુખી જોવાને ટળવળતી પ્રિયાની ધ્રૂજતી કલમ તથા ભરાઈ આવેલ હૃદયના લખાણ ઉપર ધ્યાન આપો.

પ્રિય પ્રાણ ! આપની મરજીને અનુકૂલ વર્તવાને હું ઘણીજ ખુશી છું, અને તેથી ખુશીથી અહિં રહુંછું. જોકે પતિનો વિયોગ આપની પ્રિયાને બહુજ વશમો લાગેછે, વિયોગનું કાળું મોઢું તેને ગમતું નથી, ઘણી વખત વિયોગનાં અસહ્ય દુ:ખથી તેનું હૃદય ભરાઇ આવેછે, તોપણ પોતાના પ્રાણનાથની આજ્ઞા પાળી છે એમ જાણી મનને શાંત કરેછે. પ્રાણનાથ ! આપનું રત્ન ખુશી છે, અને હમણાં મારીપાસે નિશ્ચિંતપણે નિદ્રા કરેછે."

---

વડિલ સાસુતુલ્ય કાકીજી, તથા ગાઢ સ્નેહથી બંધાઈ ગયેલ જેઠાણી એટલુંજ નહિ પણ અતિશય પ્રેમથી જોડાયેલ બાઈ વખ્તુબાના સહવાસમાં, અને તે સાથે પ્રિય પ્રાણનાથના પત્રરૂપી મેળાપમાં સૌ. જયાકુંવરના દિવસો સંતોષમાં નીકળવા માંડયા. જોકે કોઈ કોઈ વખતે

અંતઃકરણ પતિને સંભારી સંકોચાતું, કોઈ વખતે મારાં ઘરની શું સ્થિતિ હશે એમ ચિંતા થઈ મન ખેદ પામતું, તથા કેટલીક વખત મારાથી કંઈ બની શકતું નથી એમ મનમાં આણી આંસુ પાડતાં, તોપણ સખીનાં આશ્વાસનથી તેમનો આ ખેદ પ્રસંગોપાત દબાઈ જતો, અને તે પોતાના દિવસ સારી સ્થિતિમાં ગાળતાં. આમ એક માસ નીકળી ગયો.

એક દિવસ બપોરના ઘરતું સર્વ કામ પરવારી બેય સખી એક બીજા સાથે આનંદમાં વાતો કરતાં હતાં, રત્નપ્રભા પોતાની માતા અને કાકી વચ્ચે ઉભી, હજી ચાલવાની શક્તિ ન હોવાનેલીધે ઘડીમાં એક અને ઘડીમાં બીજાના હાથને આધારે વારા ફરતી બેય જણપાસે હસતી અને આનંદ કરતી જતી હતી, એટલામાં બહારથી મુરબ્બીનો સાદ સંભળાયો કે "વહુ! બાપુ! અહિં આવો" આ સાદ સાથે અતિશય શોક અથવા રૂદન મિશ્ર હોય એમ આ બેય જણને લાગવાથી, તેમણે રત્નને ત્યાંજ મૂકી અને તુરત પોતાનાં આ મુરબ્બી પાસે દોડી ગયાં. અહિં આવતાંજ તેમણે તે મુરબ્બીની આંખમાંથી આંસુ પડતાં જોયાં, તેથી તેનું કારણ પૂછતાં તેમણે પોતા પાસેનો એક કાગળ તે બેય જણને આપ્યો. ધ્રુજતે હૃદયે તેમણે તે લીધો, અને સૌ. જયાકુંવરે જલદીથી વાંચવા માંડયો. મુંબઈમાં તેમનાં નાનાં જેઠાણી કેટલાક દિવસ વ્યાધિ

ભોગવી પ્રસવ કાળે સ્વર્ગવાસી થયાં હતાં. "અરે પ્રભુ આ શું!" એમ કહી તેમણે તે પત્ર પોતાનાં સખીના હાથમાં આપ્યો અને પોતે આંસુ પાડતાં ત્યાંજ બેસી ગયાં. સર્વને સરખું દુઃખ હોવાનેલીધે ધીરજ આપે એવું કોઈ ન હોવાથી સૌ. જયાકુંવરનાં સખીએ હિંમત રાખી, તથા તેમનું હૃદય વધારે ગભરાય નહિ તેમાટે તેમનું આશ્વાસન કરવા મંડયાં અંતે સ્ત્રીસમૂહ ભરાયો, લોકરિવાજ પ્રમાણે સર્વ થયું, અને જ્યારે રોઈ રોઈને આંખનાં પાણી સુકાયાં, ત્યારે નાહી, ઘરમાં આવી, સૌ. જયાકુંવરે નીચેનો પત્ર મુંબઈ લખ્યો.

**"પૂજ્ય તીર્થરૂપ પવિત્ર મોટાંબાના સેવામાં.**

પોરબંદરથી લખનારના પ્રણામ વાંચશો. વિશેષ લખવાનું કે મારાં માયાળુ ભાભીજીનો સ્વર્ગવાસ થયો તે સાંભળી મારાં મનમાં જે દિલગીરી થઇ છે, તે આ પત્રમાં લખવાને હું શક્તિમાન નથી. અહિં અમે સર્વ વધામણીની આશા રાખી બેઠાં હતાં. અરે અમારે વધામણીનો કાગળ આજ આવશે કાલ આવશે એમ હતું, ત્યાં મરણના સમાચારનો કાગળ વાંચી આશા હતી તે નિરાશ થઈ.

અહો ઈશ્વર! આ અમારાં ઘર ઉપર શું કોપ! એક પછી એક માણસ લેવા માંડયાં છે! ઘરની સ્થિતિ કયારે ઠેકાણે આવશે? જ્યાં એક ઘર મંડાયું, ત્યાં એક ઘર ચૂંથાયું. અરે, મારાં માયાળુ ભાભીજીનું માયાળુપણું, તથ

તેમની ગરીબાઈ મને વારંવાર સાંભરેછે. અરે મુરબ્બી તીર્થરૂપ મારા મોટા સસરાજી બાલકને ખોળે બેસાડી રમાડત તો તેમને કેટલો આનંદ થાત! ઇશ્વરની ગતિ ગહનછે. કાલની ગતિની કોઈને ખબર પડતી નથી. આપણાં સર્વનાં મંદભાગ્યથી જે બનવાનું હતું તે બન્યુંછે. અશ્રુપાત કરી જીવ કાઢિયે તોપણ તેનું મોઢું હવે આપણે દેખવાનાં નથી. સુખદુઃખ સંસારમાં વારાફરતી ચાલ્યાં જાયછે, માટે મનને કઠણ રાખી, જે આપણે માથે ઈશ્વરે નાખ્યું તે ભોગવ્યા વિના છૂટકો નથી.

આપને કોણ ધીરજ આપતું હશે, એવા અનેક વિચાર મારા મનમાં થાયછે, અને મારો જીવ ત્યાં આવવા તણાય છે, પણ લાચાર. વિશેષ શું લખું ? લખતાં લખતાં મારૂં હૃદય ભરાઈ આવેછે. મારી કલમ ધ્રુજેછે, મારા અક્ષર વાંકાચૂંકા થાયછે, ટૂંકામાં એટલુંજ લખુંછું, કે આ દુઃખદ બનાવમાં ધીરજ રાખવી; વિપત્તિ આવે ત્યારે ધીરજ વગર બીજો ઉપાય નથી, એક ઠેકાણે લખ્યું છે કે,

‘ વિપત્તિ મૃત્યુ આદિથી, સંકટમાં બહુવાર;
ધીરજ રાખી સહન કર, કરશે પ્રભુ નિવાર.
સંકટમાં બહુ ડગમગે, બાવરૂં મન ધડકું;
ધીરજવાન ડગે નહિ, જેમ સમુદ્ર ખડકું.’

---

## પ્રકરણ ૫ મું.

### પોરબંદર; સંયોગ અને વિયોગ

એક દિવસે રાત્રિના ૮ વાગે ઘરનાં કામથી પરવારી બેય સખિ ઘરની વિશાળ અગાશીમાં થોડો વખત ગાળવા ગયાં. ગમે તો પતિવિયોગથી, અથવા તો પોતાનાં શરીરની ચિંતાથી, સૌ. જયાકુંવર આ દિવસે ઉદાસ હતાં; અને તેથીજ તેમનાં સખીએ તેમને ખુશી કરવાને આ રસ્તો લીધો હશે. ચંદ્રના તેજમાં તે બેયજણ બેઠાં; રત્નપ્રભા નિદ્રાવશ હોવાથી નીચેજ હતી.

સૌ. જયાકુંવરની તબિયતમાં જોકે ઠીક સુધારો થયો હતો, તોપણ તે સાવ સારી થઈ ન હતી. તેમનાં સખી તેથી આ વખતે તેમને પોતાનાં પડખામાં રાખી ધીરે ધીરે આખી અગાશીમાં ફેરવતાં હતાં. કંઈ પણ બોલ્યા વગર મુંગે મોઢે આમ બેયજણે થોડીવાર ફર્યા કર્યું. અંતે સૌ. જયાકુંવરનાં સખી ઉભાં રહ્યાં, સામાં ઉભી તેમનો હાથ ઝાલ્યો, અને કહ્યું—

"જયા! જો આ પ્રમાણેજ અહિંના દિવસ જવાના હોય તો તમે એમ ધારો છો કે તમારૂં શરીર સુધરી શકશે? જો આવીજ સ્થિતિમાં તમારે દિવસો કહાડવા હોય તો શું તમે એમ ધારો છો, કે જે બાલકને આપણે આપણા જીવ કરતાં પણ વહાલું ગણિએ છિયે, તે બાલકને કોઈ

દિવસ પણ પોતાની માતાનાં દૂધનું સુખ મળશે? શું આમ વર્તવાથી પોપટ ખુશી થતા હશે? એને તો તમારી આ સ્થિતિ વિષેની કંઈ પણ ખબર નથી. તમે તમારા પત્રમાં ખુશી છું એમ લખ્યા કરોછો, અને તેથી તેને એ વિષેની ચિંતા ક્યાંથી હોય? હું ખરૂં કહું છું કે જો આવી ને આવી સ્થિતિ હું કાલ જોઈશ, તો મારે મુંબઈ કાગળ લખવો પડશે. હું તમારા મનને આનંદ કરવા, તમને અહિં લઈ આવીછું, પણ તમે કેટલો વખત થયાં મારી સાથે ફરોછો તેમાં એક પણ શબ્દ તમારા મોઢામાંથી નીકળ્યો નથી આ શું કહેવાય? તમને સમજુને આમ ઘટે? આ સ્થિતિમાં મારાથી તમારૂં શું બની શકે, અને કેવી રીતે હું તમને ખુશી રાખી શકું?"

આટલું બોલી સૌ. જયાકુંવરનો હાથ તેમણે મૂકી દીધો, અને તેમની સામું એક નજરે જોઈ જવાબની વાટ જોતાં ઉભાં.

સૌ. જયાકુંવરની નજર આ સર્વ વખતે નીચીજ હતી, અને પોતાનાં સખી બોલતાં બંધ થયાં તે પછી થોડીવાર તેમજ રહી. અંતે તેમણે એક ઉંડો નિશ્વાસ મૂક્યો, તેમની આંખમાં આંસુ આવી ટપકવા માંડયાં, તે પોતાનાં સખીને ગળે વળગી પડયાં, અને ભરેલાં મનનો ઉભરો શાંત કરી પછી બોલ્યાં—

"ભાભીજી! હું તમને શું કહું? મારૂં કહેવું તમને

દુઃખદાયક થઈ પડશે એમ ધારી મારા મોઢામાંથી કંઈ-પણ નીકળી શકતું નથી. આશ્વાસનનું કામ મારૂં છે, તમારૂં નથી; તે છતાં મારી મૂર્ખાઈજ મને આ સ્થિતિમાં નાંખે છે."

સખીએ કહ્યું, "બેન! જોકે એ વિચાર ખરો છે તોપણ હું તેને વજન આપી શકતી નથી કારણ અજ્ઞાન અવસ્થામાં ઉછરી, કેમ રહેવું તેવિષે મેં મારા મનનું ઘણા વખત થયા સમાધાન કરી મૂકયુંછે."

"તમારી ધીરજને હું ધન્ય ગણુંછું; પણ"—

"પણ કેમ!"

"મને આનંદમાં રાખવા, મને સંતોષ આપવા કોઇ પણ દિવસ તમે મને તમારી ઉદાસી દેખાડી નથી. હંમેશ મારી સાથે હસતાં, બોલતાં તમે આપણ બેયનો વખત આનંદમાં કઢાવ્યોછે; તોપણ કોક વખતે એકલાં બેસી આંસુ પાડતાં અને તેટલામાં હું અનાયાસે ત્યાં આવું તો મોઢું ફેરવી હું ઉદાસ થઈશ એવી બીકથી તરત આંસુ લૂછ, તે રોઈને રાતી થયેલી આંખ્યોએ મારી સાથે હશીને વાતો કરતાં મેં તમને ઘણી વખત જોયાં છે. ભાભીજી! આ તમારો વાંક કેટલી બધી વાર છુપા-વવાની વ્યર્થ કોશેશ તમે કરી છે તે તમને ખબર છે?"

"જયા! હું સર્વ જાણુંછું. મૂર્ખ મન કોઈ કોઈ વખતે અનેક વિચારથી મુંઝાય, અને મને એ સ્થિતિમાં જોઈ

આપણા મુરબ્બી પણ ઉદાસ થાય, તેથી મારે મારૂં મન દબાવવું પડેછે આમ છતાં પણ તમારા અને રત્નના સહવાસથી મારા દિવસ ઘણાજ સંતોષમાં જાયછે, તે સિવાય"–

આમ બોલતાં આંખમાં આવેલું પાણીનું એક ટીપું સૌ. જયાકુંવરના હાથ જે હજી પોતાનાં આ સખીના ગળામાં જોડેલજ હતા તેની ઉપર પડયું.

સૌ. જયાકુંવરે તરત તેમને નીચે બેસાડયાં, પોતાના લુગડાના છેડાથી તેમનાં આંસુ લૂઈ નાખ્યાં, અને કહ્યું: "તમે મારાં મુરબ્બી છો, પણ હવે થોડા વખત સારૂ મારે મુરબ્બી થવાનો વખત આવ્યો છે. બોલો ત્યારે મારા સહવાસથી વિશેષ હું તમારે સારૂ શું કરૂં, અને તમારા દિવસ વધારે આનંદમાં જાય એમ કેમ થઈ શકે?"

"બેન, વિશેષની હું ઈચ્છા રાખતી નથી. હું આટલેથીજ સંતોષ પામી છું, અને મારા હમેશના દિવસો કરતાં આ દિવસો મેં ઘણાજ સુખમાં કાઢયાછે, આવી ને આવીજ સ્થિતિમાં મારો વખત જાય. અને તમારાજ સહવાસમાં મારૂં આયુષ્ય ખૂટે, એવું હું પ્રભુ પાસે વારંવાર માગુંછું. પણ પ્રથમથીજ પ્રારબ્ધ ઉંધાં હોવાથી એટલુંપણ સુખ મારા ભાગ્યમાં કયાંથી લખ્યું હશે !"

"ભાભીજી ! જો એટલાથીજ તમે સંતોષ પામતાં હશો, અને એમ કરવાથીજ તમારૂં અંતઃકરણ ખુશી રહેતું હશે, તો ઈશ્વર આપણને એવો વખત આપશેજ."

"જયા ! તમે ભૂલોછો. વારંવાર આવો વખત આવવો એ સંભવતું નથી. અનાયાસે આ સંયોગ થયો, અને હવે પછી ફરીથી થાય એવી મને આશા નથી. તમારા ગયા પછી મારી શું સ્થિતિ !"

આમ બોલતાંજ તેમણે પોતાનું માથું પાછું નીચુ કીધું, અને ફરીથી તેમની આંખમાંથી દડદડ આંસુ પડવા માંડયાં. સૌ. જયાકુંવરે પાછાં તેમનાં આંસુ લૂચાં, અને તેમને શાન્ત કરી બોલ્યાં:—

"ભાભીજી ! આ વારેઘડિયે શું કરોછો ? તમને આમ ઘટે નહિ. જેટલું તમારૂં અંતઃકરણ મારાથી છૂટાં પડવાથી દુઃખી થશે તેટલું શું મારૂં નહિ થાય ? શું મને તમારા સહવાસથી થોડો આનંદ મળ્યોછે ? શું તમે મારી થોડી સંભાળ રાખી છે ? જેમ મા પોતાના બાલકની સંભાળ કરે, તેમ તમે મારી અને રત્નપ્રભાની સંભાળ આજ દિવસસુધી કરતાં આવ્યાંછો. જે રત્નપ્રભાની ચિંતામાં મારૂં શરીર સાવ અરધું થઈ ગયું હતું, તે રત્નપ્રભાની હવે મને લેશમાત્ર પણ ચિંતા નથી. મારી ચિંતા પણ હું પોતે રાખતી નથી તે સર્વ કેનેલીધે ? મારૂં બાલક મને પોતાને ભૂલી તમારીપાસેજ નિરંતર રહેછે એ સર્વનું કારણ શું ? મારૂં શરીર દિવસે દિવસે સુધરતું જાયછે એ સર્વ કેનો પ્રતાપ ? રત્નપ્રભા જે ઘડીમાં માંદી, ઘડીમાં સાજી, એમ દિવસ ગણાવતી તે આજ હૃષ્ટપુષ્ટ થઇ આખા

કૂળિયામાં કૂદકા મારેછે તે કેની સંભાળથી? શું તમારા મારી ઉપર થોડા ઉપકાર થયા છે? શું આ સર્વ ઉપકારનો બદલો મારાથી કોઈ દિવસ વળી શકશે? એમ તો આ શરીરથી બનવું અશક્ય છે, પણ તેના બદલામાં શું તમે એમ ધારોછો કે હું તમને ભૂલી જઇશ? ભાભીજી! આવા તમારા વિચાર મને બહુજ દુઃખી કરેછે."

"બેન મારૂં કહેવું એમ નથી, પણ સ્વાભાવિક રીતે અનુભવેલાં સુખ કરતાં વધારે સુખમાં પડતાંજ પ્રથમની સ્થિતિ ભૂલી જવાયછે."

"ના! એમ આ માણસથી કોઈ દિવસ બનેજ નહિ. હા! આજસુધી આ બાબત મેં મારા મનમાંજ દબાવી રાખી હતી, પણ આજ પ્રસંગ આવ્યો છે તેથી કહુંછું. ભાભીજી! આપણી સરખી વયનેલીધે હું તમને મારાં સખી ગણુંછું, પણ જે લાડથી હું તમારી સાથે વર્તુંછું, જે નિશ્ચિત-પણાથી હું તમારા સહવાસમાં રહુંછું, તથા મારી તથા રત્નપ્રભાની જે સંભાળ તમારાથી લેવાયછે, તે સર્વ ધ્યાનમાં લેતાં હું તમને મારાં મા બરાબર ગણુંછું. રત્નપ્રભા ભૂખે અથવા કંઈ દુઃખે રડતી હોય, ત્યારે તેના મોઢામાં શીશી આપી ધવરાવતાં, અથવા અનહદ પ્રેમથી વારં-વાર રમાડતાં જ્યારે હું તમને જોઉંછું, ત્યારે મારા મનમાં એજ વિચાર આવેછે, કે તમારાથી જુદાં પડતાં એ મારાં બાલકની કોણ સંભાળ લેશે! અને તે વિચાર ને

અંતે મનનો એજ નિશ્ચય થાયછે, કે શું મારામાં એટલી શક્તિ નહિ હોય, કે હું તમને મારી સાથે સદામાટે રાખી શકું! ભાભીજી! હું તમારૂં બાલક છું, રત્નપ્રભા તમારૂં બાલક છે, મારૂં શરીર તો હવે સદાનું વ્યાધિગ્રસ્ત થયું. ત્યારે મારૂં આ બાલક, અથવા ઇશ્વર જો મને બીજાં બાલક આપે, તો તે તમવગર બીજા કોને આધારે? જ્યારે મુંબઈથી હું આહીં આવી, ત્યારે તમારા દેરનું પણ એમજ કહેવું હતું, કે ભાભીના સહવાસમાં તમે સુખી થશો. આ સર્વ જો તમે ખરૂં માનતાં હો, તો એમ પણ તમારાં અંતઃકરણમાં નિશ્ચય રાખજો, કે કોક દિવસ એવો આવશે, કે જ્યારે આપણે હંમેશમાટે સાથે રહેશું, આપણાં બાલકોને આપણી આગળ રમતાં જોઈ ખુશી થશું તથા આપણા દિવસ આનંદમાં ગાળશું."

"બસ. ઈશ્વર એવો વખત આપે તો મને સર્વ મળી ચૂક્યું. પોપટને હું મારા ભાઈ બરાબર ગણુંછું, મને સખીનું સુખ તમે આપવા માંડયુંછે, અને રત્નપ્રભાને હું મારૂં પોતાનું સંતાન ગણુંછું. સંસારમાં એથી કંઈ વિશેષ સુખ હશે એમ હું સમજતી નથી. ઈશ્વર સદાનો સહવાસ રાખશે, તો તમ બેયને સુખી જોઈ સુખી થવામાં, તમ બેયનાં બાલકોને મારાં પોતાનાં ગણી તેની સંભાળથી મળતું સુખ અનુભવવામાં, અને એ પ્રમાણે મારૂં પોતાનું

અંતઃકરણ સ્થિર રાખી તે પરમેશ્વરપ્રત્યે નિરંતર જોડવામાં હું મારૂં સર્વસ્વ માની લઈશ."

"ધન્ય! તમને એમજ ઘટે. લ્યો આ મારૂં વચન. પરમેશ્વર જ્યારે યોગ્ય વખત આપશે ત્યારે હું તમને મારી પાસે તેડાવીશ; નાનાં બાલકોની સંભાળનું કામ તમને સોંપી હું હમેશા ઘરકામમાં મારૂં મન રાખીશ; તમે અમ સર્વની સંભાળ રાખજો, અને નિરંતર શંકરના પૂજનમાં મન રાખી તેમાંથી મળતી નિવૃત્તિનો વખત તમારાં બાલકો સાથે આનંદમાં કહાડજો."

આમ બોલેછે તેટલામાં દૂરથી "કોણ" એવો અવાજ આવ્યો. બેય સખીઓએ તે તરફ જોયું. ઘરની પશ્ચિમ દિશાએ આવેલી તુરંગની અગાશીમાં ચોકી કરતા એક સિપાઈનો આ અવાજ હતો. હવે તેમને ખબર પડી કે અહિં તેમને આવવાને ઘણો વખત થઈ ગયો હતો. તે બેય જણ નીચે ઉતરવા માંડયાં, નીચે ઉતરતાં પાસેની ચોકીએથી અગિઆર ટકોરા વાગતા સંભળાયા. સખીસહવાસમાં ગયેલા આ ત્રણ કલાક બેયજણનાં મનને ઘણાજ ટૂંકા લાગ્યા. પગથિયાં ઉતરતાં સૌ. જયાકુંવરનાં સખીએ કહ્યું, "બેન! આ ત્રણ કલાક માટે હું અંતઃકરણથી ઈશ્વરનો ઉપકાર માનુંછું" આ સાંભળવા ત્યાંજ ઉભાં રહ્યાં. તેનાં સખીએ તેને હેતથી આલિંગન કર્યું અને તેનો હાથ ઝાલી સુવાના ઓરડામાં

ગયાં રત્નપ્રભાના ઘોડિયાં આગળ બેય જણ ઉભાં રહ્યાં, સખીએ તેનો પડદો ઉંચો કર્યો, રત્નપ્રભા જાગ્રત અવસ્થામાં આમથી તેમ આંખો ફેરવતી જણાઈ, તેનાં કાકીએ વહાલથી તેને ઉપાડી લીધી, દૂધથી ભરેલી શીશી તેના મોઢામાં આપી, અને પથારીમાં સુવારી બેય સખી તેની પાસે બેઠા. પયઃપાનથી સંતોષ પામી બાલક આનંદ કરતાં નિદ્રાવશ થયું, તથા તેનાં આ બેય મુરબ્બી પરસ્પર વાતો કરતાં તથા કલાકે કલાકે વાગતા ટકોરા ગણતાં અંતે નિંદ્રાવશ થયાં.

આ પ્રમાણે દૃઢ સ્નેહથી બંધાયેલાં બેય જણ પોતાનો વખત આનંદ તથા સંતોષમાં ગાળે તેમાં શું નવાઈ! જે સખીનો મેળાપ આજ ઘણે વર્ષે થયો હતો તે બાશ્રી વખ્તુબાના સહવાસમાં સૌ. જયાકુંવરના દિવસો ઘણાજ ખુશીમાં જાય તેમાં શું આશ્ચર્ય! પોતાનાંજ બાલકને ઘરમાં તથા ફળિયામાં દોડાદોડ કરતું, રમતું, આનંદ કરતું, અને હવે પ્રભુપ્રતાપે થોડા થોડા શબ્દ બોલી સર્વને હસાવતું જોઈ કઈ માતાનું મન આનંદ ન પામે! આ સર્વ સુખવચ્ચે સૌ. જયાકુંવરને માત્ર એકજ અસંતોષ હતો, અને તે એજ કે તેના પતિ આ વખતે તેની પાસે હતા નહિ. આ અસંતોષ વારંવાર તે પોતાનાં સખીઓને જણાવતાં, પ્રસંગોપાત તે સાંભરી આવતાં સાથે પોતાનાં ઘરની સ્થિતિ પણ યાદ આવવાથી તેમની

આંખમાં પાણી આવતાં, પણ અંતે બેય સખીરત્નનાં આશ્વાસનથી તે શાંત થતાં અને તેમના દિવસ ખુશીમાં જતા.

પોપટે મૅટ્રીક્યુલેશન સુધીનો પોતાનો અભ્યાસ પૂરો કર્યાને આજ બે વર્ષ થયાં હતાં, અને હવે તે મુંબઈની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં વૈદ્યકનો અભ્યાસ કરતા હતા. હજી તેમની વિદ્યાર્થિ અવસ્થાજ હોવાથી પોતા તરફની પોતાના પતિને જરાપણ ચિંતા ન થાય તે માટે સૌ. જયાકુંવર અતિશય મેહેનત લેતાં. મનમાં અતિશય ઉત્કંઠા હોવા છતાં યોગ્ય પ્રસંગ ન હોવાનેલીધે પોપટથી કંઈ પણ બની શકતું નહિ, અને તેથીજ તેમને સૌ જયાકુંવરને તેમની સંભાળ વધારે લેવાય તેથી પોરબંદર જવાની રજા આપી હતી. આમ છતાં અભ્યાસથી મળતો નિવૃત્તિનો વખત હંમેશ તેનાં મનને એ લાંબી મુસાફરી કરાવતો, અને કેટલીક વખત અભ્યાસની અધવચમાં પ્રિયા અને બાલક યાદ આવતાં પોતાથી પોતાનો એ ધર્મ ભૂલી જવાયછે એમ મનમાં ખેદ થતો. અંતે ૧૮૮૫ના મે માસમાં જ્યારે કૉલેજ બંધ થાય, ત્યારે પોપટે પોતાનો એ વખત ત્યાં ગાળવાનો નિશ્ચય કર્યો.

આ પ્રમાણે એક દિવસ સવારના પોહોરમાં, આગળથી મળેલી ખબરને આધારે, આતુર અંતઃકરણને નિવૃત્ત કરવા, સૌ. જયાકુંવર સખી તથા બાલક સાથે ઘરની વિશાળ અગાશીમાં ચડ્યાં હતાં. ઝળઝળું થતાંજ આવેલા

એક અવાજે તેમને સૂચવ્યું હતું કે જે આગબોટમાં તેમના પતિ આવવાના હતા, તે પોરબંદરનાં બારામાં આવી ચૂકી હતી; અને તેને લગભગ એક કલાક થઈ જવાથી, જોકે પોતાનાં સખી તો અગાશીના એક ખુણામાં રત્નપ્રભા સાથે આનંદ કરતાં હતાં, તોપણ પોતે પતિના આવવાના રસ્તા તરફ નજર કરી આતુરતાથી ઉભાં હતાં. અંતે દૂરથી આવતા પ્રાણપતિને તેમણે ઓળખ્યા, "ભાભીજી ! જુવો એજ કે નહિ." એમ કહિ સખીને પાસે બોલાવ્યાં, સખીએ હાસ્યમાં "હા બાપુ એજ" એમ કેહેતાં રત્નપ્રભામાં પાછું ધ્યાન નાખ્યું, પણ તેટલા વખતમાં સૌ. જયાકુંવર તો પતિસહવાસ માટે ઠેઠ અગાશીની નિસરણી સુધી આવી પૂગ્યાં હતાં. નીચે આવતાંજ છેલે પગથિયે તે અટક્યાં. ઘરમાં સુરબ્બી આગળ એ ખબર મારાથી કેમ કહેવાય એમ વિચાર કરતાં, તથા ઉંચી દૃષ્ટિ કરી સખીની વાટ જોતાં તે ત્યાંજ ઉભાં રહ્યાં અંતે રત્નપ્રભાનો હાથ ઝાલી, ધીરે ધીરે ઉતરતાં પોતાનાં સખીને જોતાંજ તેમણે કહ્યું, "ભાભીજી ! જલદી નીચે આવી બાઈજીને ખબર તો આપો !" "બેન આપું છું એમાં ઉતાવળ શું છે ?" એમ કહી તેનાં સખીએ એ પ્રસંગનો બીજો લહાવો લીધો, અને પછી નીચે આવી પોતાનાં મુરબ્બીને એ ખબર કહ્યા. મુરબ્બી તરત બહાર આવ્યાં, અને ઘરના બારણાં આગળ ઉભાં, એટલામાં ખડકીનું બારણું ઉઘડયું, અને પોપટ

અંદર આવ્યા. ઘરનાં મોટાં ફળિયાંમાં થઈ ઓટલા ઉપર આવતાં તેમણે પોતાનાં મુરબ્બી કાકીને, તેની પાછળ પોતાનાં મુરબ્બી ભાભીને, તે બેની વચમાં, નીચે, હાથમાં લીધેલાં કંઈ રમકડાં સાથે રમતી રત્નપ્રભાને, અને સૌથી પછવાડે અગાશીની નિસરણીને આધારે ઉભેલાં સૌ. જયાકુંવરને જોયાં. આ બેય પ્રેમીની આંખ મળતાં સૌ. જયાકુંવર નીચી દષ્ટિ કરી પોતાના ઓરડામાં ગયાં; પોપટ પ્રથમ પોતાનાં મુરબ્બીને પગે લાગ્યા, જેમણે આંખમાં આ મેળાપથી આવતા આનંદનાં ઝળઝળિયાં સાથે તેમને આશીર્વાદ આપ્યો; આ પછી તે પોતાનાં ભાભીને પગે લાગ્યા, અને અંતે જમીન ઉપરથી ઉચી નજર કરી આશ્ચર્યતાથી જોતી રત્નપ્રભા તરફ પોતાનો હાથ લાંબો કર્યો. સહવાસને ઘણા દિવસ થઈ ગયેલા હોવાથી આ મુરબ્બીને તે ઓળખી શકી નહિ, અને તેથી પોતાની કાકી તરફ જવા માંડયું, જેણે તેને હેતથી તેડી લીધી. ઓરડામાં જતાંજ અરધી નીચી દૃષ્ટિએ એક ખુણામાં સૌ. જયાકુંવરને પોપટે જોયાં, તે તરત તેમની પાસે ગયા, પાસે આવતા પ્રાણપતિને તેમણે હાથ જોડયા, અને અંતે પ્રેમપાશથી બંધાયેલાં આ બેયજણ આનંદથી પરસ્પર વાતોમાં ગુંથાયાં.

આ પ્રસંગથી મળતો આનંદ, સંતોષ તથા અનુભવાતું સુખ પોપટ તથા સૌ. જયાકુંવરનાં મનને અતુલ્ય હતાં. નિશ્ચિંતપણે તે બેયજણ એક બીજાના સહવાસમાં પોતાના

દિવસો ખુશીમાં કાઢવા માંડયાં. પતિ તથા પ્રિયા, પોતાનાં બાલકને પાસે બેસાડી, તેને રમાડી, હસાવી, અને તેમાંથી મળતા સંતોષ તથા આનંદનો અનુભવ કરી પોતાના દિવસોને વધારે સુખદાયક કરતાં હતાં. તે સાથે બેય મુરબ્બીની અતિશય માયાથી, સંભાળથી, અને હેતથી પોપટ તથા સૌ. જયાકુંવરના પોરબંદરમાં તેમના સહવાસ અને તેમની સંભાળમાં ગયેલા દિવસોની બરોબરી બીજા કોકજ દિવસ કરી શકે તેમ હતું. અંતઃકરણ આ આનંદનો વધારે અનુભવ લેવા ઉત્કંઠિત હતું, પણ એ પ્રમાણે માસ એક જતાં પોપટને પાછો પોતાના અભ્યાસમાટે મુંબઇ જવાનો વખત આવ્યો. સૌ. જયાકુંવરનું શરીર સારૂં જોઈ, તેનાં મનમાં એમ થયું કે હજી પણ તે થોડા દિવસ વધારે આહીં રહેશે, તો તેનાં શરીરની સ્વસ્થતા વધારે થતાં, ભવિષ્યનાં સુખની વધારે આશા રાખી શકાશે. આ લાલચે પોપટના મનમાં એમ નિશ્ચય કર્યો, કે બીજી રજા આવતાંસુધી તેમને આહીંજ રહેવાનું સૂચવવું, અને પોતે પાછું એકલાં મુંબઈ જવું. અંતે એ વખત પાસે આવતાં પોપટે એક દિવસે સૌ. જયાકુંવરને પોતાનો એ વિચાર જણાવ્યો.

સૌ. જયાકુંવરે કહ્યું, "શું ત્યારે વળી મને આહિં એકલાં રાખવાનો તમારો વિચાર છે? હા! હું કબુલ કરૂંછું કે મને આહિં સર્વ પ્રકારનું સુખ છે, પણ તમારા વિયોગમાં મને

તે કડવું ઝેર જેવું લાગેછે. મારી સંભાળ તો અહિં ઘણીજ લેવાય છે, પણ તમારી દરેક ઇચ્છાને અનુસરતું કરવાને ત્યાં કોઈ નથી. એ કામ મારૂં છ, એ ધર્મ મારો છે, હું શરીરે હવે સ્વસ્થ છું, અને તેથી તમે હાથે કરી મને મારા ધર્મથી ભૂલાવો મા.''

પોપટે કહ્યું, "તમારા સર્વ વિચારને હું મળતોછું. જેમ મારા વિયોગમાં અહિંનો આ સંતોષ તમને જરા-પણ ગમતો નથી, તેમ તમારા વિયોગમાં ત્યાંનો કંઇપણ સંતોષ મને સુખ આપી શકશે નહિ; પણ મારા વિચાર એટલેથી અટકતા નથી. હું હમણાનાં સુખ-દુ:ખનો વિચાર કરતો નથી. હજી મારી સ્થિતિ એવી નથી થઈ કે હું તમારી પાછળ વધારે ધ્યાન આપી શકીશ, અને જ્યાંસુધી તેમ ન થાય, ત્યાંસુધી તમને ત્યાં લઈ જવાં, એ મારી કૃતઘ્નતા ગણાય."

ભય તથા આશ્ચર્ય સાથે સૌ. જયાકુંવરે કહ્યું, "શું ત્યારે તમારો અભ્યાસ પૂરો થાય ત્યાંસુધી મને અહિંજ રાખવાનો તમે નિશ્ચય કર્યોછે?"

"ના, એમ ગભરાઓ માં. મારૂં એટલુંજ કહેવું છે કે માત્ર બીજા ત્રણ ચાર માસ અહિં કહાડો, તેટલા વખતમાં મને ફરીથી રજા મળતાં હું પોતે પાછો આવી તમને તેડી જઈશ."

"નાથ ! હવે તો એમ નહિ થાય ! હું વિનંતિ કરૂંછું કે કૃપા કરી મને સાથે લેતા જાઓ. તમે મારી સંભાળ નથી લઈ શકતા એમ આ જીભમાંથી કોઈ દિવસ નીકળ્યું નથી, અથવા મારી ખાત્રી છે કે બીજું કોઈ એવું વિચાર વગરનું વચન તમારી આગળ બોલ્યું નહિ હોય, તેમ છતાં એ પ્રમાણે વારંવાર મનમાં ઓછું લાવી જુદાઈનો ભાસ દેખાડો માં હું માંદી હતી, એટલે તમારી આજ્ઞાપ્રમાણે મનમાં કંઈ પણ ન લાવતાં અહિ ખુશીથી આવી, તમારા વિયોગના દિવસો લેશ માત્ર પણ સંકોચ વગર મેં બા તથા ભાભીના સહવાસમાં કહાડયા, તે સર્વ એવી આશાએ કે મારા પ્રાણપતિ તરત અહિં આવશે, અને પછી હું તેનાથી જુદી નહિ પડું. આ આશામાં હવે નિરાશ કરો માં"

"નિરાશ કરવાની મારી જરાપણ ઈચ્છા નથી. મારૂં એટલુંજ કહેવું છે, કે ફક્ત બીજા ચાર મહિના ધીરજ રાખવાથી, આપણે પરસ્પર સહવાસમાં લાંબો વખત રહી શકશું. આનું કારણ એટલુંજ કે તમારૂં શરીર વધારે સારૂં થતાં, મુંબઈની અવ્યવસ્થામાં તે પાછું બગડવાનો થોડો સંભવ રહેશે, અને ઈશ્વરકૃપાયે એમ થયું, તો પછી જુદાં રહેવાનો પ્રસંગજ શું કામ આવશે."

"પણ કદાચ તમારા વિયોગમાં અહિં મારૂં શરીર વધારે બગડયું તો ?

"હા. જેમ ભાભીએ મને જણાવ્યું તેમ તમે તમારા દિવસ ઉદાસીમાં અને નિરર્થક ચિંતામાં ગાળશો, તો તેમ થશે."

"એમ થાય તો તેનો શું ઉપાય!"

"તેનો ઉપાય એજ કે મારે મારા વિચાર એક કોર રાખી તમારા વિચારને વજન આપવું."

"આ હું બોલતી નથી, તમે બોલો છો, અને તેજ પ્રમાણે કરશો એવી મને આશા છે."

પોપટ આ વખતે જરા વિચારમાં પડયો; અંતે તેના અંતઃકરણમાંથી એક નિશ્વાસ નખાયો અને તે પછી તે બોલ્યો, "હું જાણુંછું અને સમજુંછું કે હું જે આ વખતે કરૂંછું, અથવા તમને કરવા સૂચવુંછું, તે મારે કરવું ન જોઈએ. તમારા અંતઃકરણનું નિર્મળપણું, નિર્દોષપણું, અને ભોળાપણું ધ્યાનમાં લેતાં મારા મોઢામાંથી જે વચનો આજે નિકળ્યાં છે તે તમને અતિશય દુઃખદાયક થઈ પડયાં હશે. પણ જે વિચાર આજ મેં તમને જણાવ્યા છે તે જો જરાપણ વજન આપવા યોગ્ય હોય, તો તમારૂં સમજુ અંતઃકરણ તેમ કરવામાં મારાં મનની શું ધારણા છે, તે સમજ્યુંજ હશે. શું કરૂં! મારો બીજો કંઈ ઉપાય નથી. હમણાં સાથે જતાંજ પાછી તમારી સ્થિતિ બગડશે, તો આપણા બેયની, અને તે સાથે આ બાલકની શું અવસ્થા થશે? જરા વિચાર કરો,

તમારા પોતાના શરીર તરફ જુવો, મારી સ્થિતિ તરફ જુવો, આપણા ઘરની સ્થિતિ તરફ જુવો, અને તે પણ નહિ તો અંતે આ તમારે આધારે પડેલાં નિર્દોષ બાલક તરફ નજર કરો. તમારૂં પોતાનું શરીર ત્યાં આવવાથી અસ્વસ્થ થતાંજ તમે પાછાં કેવી દુઃખદ સ્થિતિમાં આવી પડશો, તમારૂં મન કેટલી કેટલી ચિંતાનું ભોગ થઈ પડશે, અને અંતે 'મારાથી કંઈ બનતું નથી' એમ ફરીથી મનમાં લાવી તમે કેવાં દુઃખી થશો? એ તમારૂં દુઃખ તમારા ધ્યાનમાં ન આવતું હોય, તો એટલોજ વિચાર કરો કે તમને તમારી આગલી અસ્વસ્થ સ્થિતિમાં પાછાં પડતાં જોઇ મારાં અંતઃકરણમાં શું થશે, અને આપણા ભવિષ્યનાં સુખનો આધાર પછી કયા સાધન ઉપર રહેશે? તે પણ તમારી નજરમાં ન આવતું હોય તો એટલુંજ વિચારો કે તમારૂં શરીર બગડતાં રત્નપ્રભાની શું સ્થિતિ થશે, તેનાં પોષણ માટે તે કેની તરફ નજર કરશે અને હાલ જે કંઇક સંતોષ તમને મળ્યો છે તે સંતોષ જતાં જ્યારે એ તમારૂં બાલક ભૂખના દુઃખે તમારા ખોળામાં તરફડિયાં મારતું હશે ત્યારે તમારૂં અંતઃકરણ તેની દુઃખદ સ્થિતિ જોઈ કેટલું ખેદ પામશે? તમારાં અંતઃકરણના વિચાર હું જાણું છું, પણ હું તેને લેશમાત્ર પણ વજન આપી શકતો નથી. ખરી વાત છે કે ત્યાં હમણાં કોઈ નથી, એકલાં

બેન છે, તેની હું ના નથી કહેતો, પણ તેટલા સારૂ થઈને તમારે ગમે તેમ હોય તોપણ ત્યાં આવવુંજ જોઈએ એ કંઈ જરૂરનું નથી.”

“કેમ જરૂરનું નથી? ઘરમાં કોઈ ન હોય, અને હું અહિં નિશ્ચિંતપણે આનંદ કરૂં એ કેવું દેખાય!”

“નહિ તમે ભૂલો છો. તમે એમ ધારતાં હો કે તમારા અહિં વધારે વખત રહેવાથી આપણાં કોઈ મુરબ્બી ગુસ્સે થશે તો તે ખોટું છે. જે મુરબ્બી તમારી અસ્વસ્થ સ્થિતિ જોઈ, તમે સારાં થશો અને સ્વસ્થ રહેશો તો તેથી આજસુધી અવ્યવસ્થામાં પડેલું ઘર, ભવિષ્યમાં કંઈક સારી સ્થિતિમાં આવશે એવી આશાએ તમને અહિં મૂકી ગયેલ છે, તેજ મુરબ્બી તેની પોતાની ઈચ્છા પ્રમાણે થવા તમે અહિં વધારે વખત રહો તો તેથી શું ગુસ્સે થાય? કોઈ દિવસ પણ નહિ, પણ ઉલટું જો તમે તમારાજ વિચાર પાર પાડવા, અને તમારૂં, તમારાં બાલકનું, અને તમારાં ભવિષ્યનું ગમે તેમ થવું હોય, તોપણ માત્ર તમારા કહેવા પ્રમાણે સર્વને સારૂં લગાડવાજ ત્યાં આવો, તો તેથી પોતાના વિચાર પાર ન પડવાથી, પોતાનાં મનની આશા અધવચ્ચે ઉંધી વળવાથી, તથા ઘરની ભવિષ્યની સ્થિતિ એ પ્રમાણે થવાથી વળી અનિયમિત થવાની ચિંતા ફરીથી મનમાં ઉત્પન્ન થવાથી, તે મુરબ્બી કેટલો ખેદ પામશે તેનો તમેજ

વિચાર કરો. માણસના બોલવા ઉપર તમારે ધ્યાન આપવાનું નથી. તે ગાડરિયો પ્રવાહ છે. તમારે તમારાં મુરબ્બીની આજ્ઞા ઉપર, તથા તમારી પોતાની બુદ્ધિ ઉપર આધાર રાખવાનોછે. જો તમે સમજુ ન હત, તો તમને ક્યારની અંહિ રહેવાની આજ્ઞા મેં કરી હત; પણ જ્યારે હું જાણુંછું કે તમે તમારી, મારી, તમારાં બાલકની, તથા તમારાં ઘરની સ્થિતિ સમજોછો, ત્યારેજ તમારા અંતઃકરણમાં આવતા અનેક વિચારોનું સમાધાન કરવા હું આટલું બોલ્યોછું. હવે મારે વધારે કંઈ કહેવું નથી. માત્ર મારા આ બોલવા ઉપરથી તમારો શું વિચાર થયો, તેજ હું જાણવા ઈચ્છુંછું."

"કોણ જાણે મારા વિચાર દૃઢ નથી, અથવા તો મારી વિચારશક્તિ ઓછી થઈ ગઈછે, ગમે તેમ હોય; તમારા આ વિચારની સામે મારાથી કંઈ પણ બોલી શકાય તેમ નથી, છતાં મારૂં અંતઃકરણજ મને એમ સૂચવેછે કે હું હવે ત્યાં આવું તો સર્વને સારૂં લાગે."

"નહિ સર્વને સારૂં લાગવા સારૂ તમે તમારૂં પોતાનું ખુવો મા. જો પ્રભુ પ્રતાપે શરીરે સ્વસ્થ હશું તો બીજા સર્વને ખુશી કરવાનો ઘણો વખત છે."

"નાથ! હું તમારી મરજી પ્રમાણે આજ સુધી ચાલી આવીછું, અને હજી પણ એમજ કરીશ. જગતમાં મારૂં સારૂં કેમ કહેવાય, તે તમે સારી રીતે સમજોછો, તેથી

તમારા વિચારથી વિરૂદ્ધ ચાલવામાં હું મારો કંઈ લાભ સમજતી નથી. તોપણ જગતમાં માણસને કેટલો વખત જીવવું છે, અને આયુષ્ય કેટલું લાંબું હશે ? વેહેલાંમોડાં મરણ તો આવવાનુંજ છે. ત્યારે જયાં બીજુ કંઈ પાછળ ન રહેતાં, માત્ર મુરબ્બીઓની સેવા અને મારૂં કર્તવ્ય કરતાં જો તેથી પાછળ કંઈપણ સારૂં કહેવાતું હોય તો મારો ગમે તેટલો સ્વાર્થ હોય તો તે પણ મારે મુકી પહેલું તેજ કરવું જોઈએ. નાથ ! આવા મારા વિચારને લીધે મેં આટલીવાર તમારા વિચાર કબુલ રાખ્યા નહિ, અને જોકે હજી પણ મારા મનનો નિશ્ચય તો એજ છે, તોપણ અહિં મારા રહેવાથી મને જે જે લાભ હોય, તે ધ્યાનમાં લેવા કરતાં, માત્ર તમારી આજ્ઞાજ ધ્યાનમાં લઈ હું વળી બીજા ત્રણ માસ ગમે તેમ કહાડી નાખીશ. ભલે ! સુખેથી તમે જાઓ. મને અહિં પૂર્ણ સુખ છે. માત્ર મુરબ્બીઓની અને આપની સેવા સુખની તથા મારાં ઘરકર્તવ્યની આશા મનમાં હજી એમને એમ રહેછે, અને ઈશ્વર તે પૂર્ણ કરશે કે નહિ, એટલીજ મને શંકા થયા કરેછે. શું કામનું આ શરીર, તથા શું કામનું આ જ્ઞાન, જ્યારે તે શરીરનું અને જ્ઞાનનું કંઈ પણ સાર્થક થઈ શકે નહિ. હશે ! મારા પ્રારબ્ધમાં એમજ હશે. મુંબઈ જઈ મારી ચિંતા કરશો નહિ, હું આહિં મારાં માવતરનાં ઘર જેવીજ સુખી છું, અને જે પ્રેમ

તથા માયાથી મુરબ્બી કાકી તથા ભાભી મારી સાથે વર્તે છે, તથા જે હેત બાશ્રી વસ્તુબા મારી તરફ બતાવે છે, તે પ્રેમ માયા તથા હેત મેં બીજે ક્યાંય જોયેલાં નથી તમારો સહવાસ વધારે વખત રહ્યો હત તો મારી શારીરિક સ્થિતિમાં કેટલો ફેરફાર થાત? પણ હું જાણુંછું કે તેમ થવું તમારા હાથમાં નથી, અને તેથી અહિં વધારે વખત રહેવાની વિનંતિ કરી તમારાં મનમાં સંકોચ કરવાને હું ખુશી નથી. માત્ર એટલીજ મારી વિનંતિ છે કે ત્યાં જઈ આ નિરૂપયોગી માણસને વિષે મનમાં ચિંતા ન રાખતાં, તેની તથા તમારાં બાલકની કૃપા કરી વારંવાર પત્રદ્વારાએ સંભાળ લેતા રહેશો." આમ બોલતાં નીચું જોયું, અને આંખમાં આવતાં પાણી પોતાના છેડાથી લૂવા માંડયાં.

"વાહ ! તમારી દઢતાની સીમા અહિંજ આવી રહી કે શું ? ઉદાસ થાઓમાં, હું નિરંતર પત્ર લખીશ. ત્રણ મહિના હમણાં જતા રહેશે, તે પછી આવો આગ્રહ હું કોઈ દિવસ પણ કરીશ નહિ. ઉચું જુવો, મને જવાબ આપો. હું કાલે જવાની તૈયારી કરૂં કે નહિ ?"

"ખુશીથી કરો. મારૂં અંતઃકરણ કઠણ રહી શકતું નથી, નહિ તો આ વખતે તમારાં મનમાં આમ ઉદ્વેગ કરાવત નહિ. શરીરની સંભાળ રાખજો, ખુશીમાં રહેજો, તથા પાછા વેહેલા આવી મળજો."

આ સમયે સૌ. જયાકુંવરનાં સખી તથા તેની સાથે બાશ્રી વખ્તુબાએ પોતાનાં પ્રિયસખીના નિરંતરના નિયમ પ્રમાણે ખબર પૂછવા મોકલેલું માણસ એ ઓરડામાં દાખલ થયું.

પોપટે કહ્યું, "આવો, કેમ બા કૂશળ છે?

તેણે કહ્યું, "હા, ખુશીમાં છે. આપને નમસ્કાર કહ્યા છે, અને જયાબાના ખબર પૂછાવ્યા છે, તથા કહ્યું છે કે જો એમને શરીરે ઠીક હોય, અને કંઈ કામ ન હોય, તો બે ત્રણ દિવસ થયા મળાયું નથી, માટે જરા આવી જાય તો મનમાં ચિંતા ન રહે."

"ભલે! ખુશીથી. તેમને તેડી જાઓ. અને તે સાથે બાને મારા આશીર્વાદ સાથે એટલું પણ કહેજો, કે મને અહિં આવ્યાને માસ એક થઈ ગયો, તેથી હવે હું કાલે આપની રજા લેવા ધારૂં છું, અને તે સાથે એટલું વિનવું છું, કે જોકે આપનાં સખીની ભલામણ આપને કરવી ન હોય તોપણ આજ સુધી આપે જે તેમની સંભાળ લીધી છે, તે માટે આપનો આભારી છું. તથા વળી વિનંતિ કરૂં છું, કે હું પાછો આવું ત્યાંસુધી તેવીજ સંભાળ રાખી મને ઉપકારી કરશો."

સૌ. જયાકુંવરનાં સખી આ વખતે આનંદ, જરા આશ્ચર્ય, તથા કંઈક ખેદ સાથે બોલ્યાં, "શું! ભાઈ તમે કાલજ ચાલવાના છો? અને મારાં બેનને અહિંજ રાખશો?"

"હા ભાભી. એવિષે અમે બેયે હમણાંજ વિચાર કર્યો છે, તોપણ આપણાં મુરબ્બી કાકીનો, બાઈનો, તથા તમારો વિચાર મારે લેવો હજી બાકી છે, માટે તે બેય કૃપાળુને મળી તમેજ એ વિષે નક્કી કરો. અહિં રાખવાનાં શું કારણ છે, તે સર્વ મેં તમારાં સખીને જણાવ્યાંછે, તેમ તમે પણ તે જાણોછો માટે આજ રાત સુધીમાં એ વિષે તમે ચારેયનો જે વિચાર થશે, તે પ્રમાણે હું કરીશ."

બેય સખી તથા મુરબ્બીએ નક્કી કર્યું કે સૌ. જયાકુંવરને ત્યાંજ રાખવાં, અને તેમની સ્થિતિ વધારે સારી થાય તેમ સર્વ રીતે પ્રયાસ કરવો. આ વાત તેમણે પોપટને જણાવી, અને એપ્રમાણે તેને એકલાને બીજે દિવસે નીકળવાનું નક્કી થયું

સવારના આઠ વાગ્યા હતા; તે વખતે પ્રાતઃકાલના કર્મથી પરવારી, જમી, પોપટ હવે સર્વની રજા લેવા તૈયાર થયા. ઓરડામાં સૌ. જયાકુંવર કંઈક ઉદાસ, પણ તે ઉદાસી જોઈ મારા પતિ જતી વખતે મનમાં દુઃખી થશે એવી શંકાથી કંઈક હસ્તે મોઢે, પતિની વાટ જોતાં ઉભાં હતાં, ત્યાં પોપટ ગયા. "હું હવે જાઉં? મને કંઈ કહોછો? ઉદાસ ન થાઓ."

સૌ. જયાકુંવરે જવાબ આપ્યો, "ખુશીથી જાઓ. હું ઉદાસ નથી. મારે કંઈ કહેવું નથી. જેટલું કહેવાનું હતું તેટલું કાલ કહી ચૂકી છું. ફરીથી યાદ આપવાનું માત્ર

એટલુંજ કે રસ્તામાં શરીરની સંભાળ રાખજો, તથા ત્યાં પહોંચી તરત પત્રથી સંભાળ લેજો."

"તરત પત્ર લખીશ. હવે જાઉંછું, ખુશીમાં રહેજો, મુંઝાશો નહિ, તમારી તથા રત્નની સંભાળ રાખજો.—"આમ બોલતાં અંતઃકરણ ભરાઈ આવ્યું, આંખમાં ઝળઝળિયાં આવ્યાં, અંતઃકરણનો અંદરનો ભાર ઓછો કરવા બહારથી કૃત્રિમ ભાર ઉપર મૂક્યો, પણ પતિપ્રિયા આ સ્થિતિમાં માત્ર એક પળ રહ્યાં, તેટલામાં બહારથી આવતાં પગલાંએ તેમને છૂટાં કીધાં, અને તેજ વખતે બાશ્રી વખતુબાનાં માણસે આવી પોપટના હાથમાં એક પત્રિકા મૂકી પોપટે તે ઉઘેડી અને વાંચી.

**"સર્વ ગુણસંપન્ન વિદ્યાસાગાર ભાઈ પોપટ.**

લ. **બાશ્રી વખતુબાના** નમસ્કાર વાંચવા તસ્દિ લેશો. આપના કહેવરાવેલા સમાચાર જાણ્યા, તથા વિશેષ વિગત મારાં સખીને મોઢેથી સાંભળી. મારાં સખીની પ્રકૃતિ અહિં આવ્યા પછી સુધરી છે, અને અહિં રહેવાથી ફાયદો થશેજ. તે અહિં રહેશે તો આપે તેમના વિષે કંઇ ફિકર રાખવી નહિ. મારાં સખી મારા પ્રાણ છે, ફક્ત દેહ જુદો છે. કોઈ વાતની તેમને હરકત આવવા દઈશ નહિ. માણસ મોકલી તેમને ખુશી રાખવા બનશે તેટલી કોશેશ કરીશ. આપના વિયોગ વિના બીજું કંઈપણ દુઃખ હું થવા દઈશ નહિ. આપ તેમની

પ્રકૃતિ જોઇ, તેમને ખુશીથી અહિં મૂકી જાઓ. આપણે સાજાં હઈએ તોપણ દિલગીરીમાં રહિએ તો મંદવાડ જેવાંજ થઈ જઇએ, તો માંદાં માણસને કેમ ન થાય! તે માટે મૂંઝાવું નહિ. આપની મરજી છે, તથા આપના તથા તેમના પિતાજીનો એક મત છે, તેથી હું પણ એ બાબતમાં સંમતિ આપુંછું. ફિકર એટલીજ રહેછે કે કદી તબિયત બગડી તો! પણ પરમ દયાળુ ઈશ્વર એવું કરશેજ નહિ. બાઈ એ તો સ્ત્રીનો ધર્મ છે કે પતિ સાથેજ રહેવું: પણ ઉપાય ન હોય ત્યારેજ આમ રહેવું પડે, તેમ મારાં સખીને સમજાવ્યુંછે. તે આપના વિયોગથી દુઃખી થાય, વળી ધર્મ ચુકાય, એટલાવાસ્તે સાથે આવવા આગ્રહ કરતાં હતાં, પણ હવે આપની આજ્ઞા લોપતાં નથી. આપ ખુશીથી તેમને અહિં રાખી જાઓ. હું કોઈ વાતે મૂંઝાવા દઇશ નહિ. વખતો વખત અહિં એમની ખુશી હશે ત્યારે તેડાવી ખુશીમાં રાખીશ. એજ."

---

પોપટે પત્રિકા પોતાનાં પ્રેમપાત્રના હાથમાં મૂકી પત્રિકા લાવનારને કહ્યું, "બાને મારા આશીર્વાદ સાથે કહેજો કે આ ઉપકારનો બદલો હું કોઈ દિવસ નહિ ભુલું."

માણસ જવાબ લઈ ગયું. પોપટે સૌ. જયાકુંવર તરફ જોયું.

"હવે હું—"

"ખુશીથી." એમ બોલી પતિ તરફ હાથ જોડયા; પતિએ તે પોતાના હૃદય સાથે પ્રેમથી દાબ્યા; પણ તેટલામાં બહારથી સાદ આવ્યો કે "બાપા હાલો પાછો તડકો ચડેછે. રસ્તામાં હેરાન થાશું." સૌ. જયાકુંવરે પોતાના હાથ લઈ લીધા, અને પોપટ તેમની તરફ પ્રેમથી જોઈ અંતે ઓરડાની બહાર આવ્યા. આહિં રત્નપ્રભા સાથે તેનો હાથ ઝાલી, તથા નીચી નજરે તેની તરફ જોઈ ધીરે ધીરે ચલાવતાં ભાભી સામાં મળ્યાં.

પોપટે કહ્યું, "ભાભી હું રજા લઉંછું."

"ભાઈ સુખેથી જાઓ. શરીર સંભાળજો, પાછા વહેલા આવજો, અને મારાં સખીની જરાપણ ચિંતા રાખશો માં."

"ભાભી! તમે છો ત્યાં હું તેમની જરાપણ ચિંતા રાખતો નથી. તમે તેની જે સંભાળ કરોછો, તથા આજસુધી કરીછે તે ધ્યાનમાં લેતાં મારે તેમના વિષે તમને કંઇ પણ ભલામણ દેવી એ અયોગ્ય કહેવાય. તોપણ અંતઃકરણ ખેંચાવાથી બોલવું પડેછે તેથી માઠું લગાડશો નહિ. તમે જાણોછો કે મનમાં ગમે તેટલું દુઃખ, સંકોચ તથા ચિંતા હોવા છતાં, બીજાને કહી તેમને પણ દુઃખી કરવા કરતાં પોતેજ સર્વ ખમી લેવું, એવા એ તમારાં સખીના અંતઃકરણના વિચાર છે. આ વિચારે તેમની આ સ્થિતિ કરી છે, અને હજી પણ તેમની ચિંતા તથા તેમનાં અંતઃકરણનો સંકોચ તેમને કઈ સ્થિતિએ પહોં-

ચાડશે, તે હું સમજી શકતો નથી. તેમને ચિંતામુક્ત કરવાને કીધેલા મારા સર્વ ઉપાય નિષ્ફળ નિવડ્યા છે, અને ઘર અને મુરબ્બી એ વિષેની ચિંતા તેમનાં મનમાં એમને એમ અખંડ રહીછે. આ તેમના સદ્‌ગુણજ તેમને હાનિકર્તા થઈ પડેછે તે જોઈ મારા મનમાં બહુ ખેદ થાયછે. ભાભી! તમારા સહવાસમાં તથા મુરબ્બી કાકીની સંભાળથી તેમનાં શરીરની થયેલી સારી સ્થિતિમાટે જો બાલકે મુરબ્બીનો ઉપકાર માનવો ઘટે, તો માનુંછું, બાકી વિશેષ તો મારાથી શું બનીશકે તેમ છે? તેની સંભાળ પોતાનાં પેટનાં બાલકની પેઠે કરોછો એ કંઈ મારૂં અજાણ્યું નથી; તોપણ મારૂં અંતઃકરણ આમ એમનાથી છુટાં પડતાં આટલું દુઃખી થાયછે તેનું કારણ એટલુંજ કે, આ છ સાત વર્ષના તેની સાથેના મારા સહવાસમાં મને કોઇપણ દિવસ એવો નથી સાંભરતો કે જે દહાડે તેણે મારી પાસે પોતાને ઈચ્છિત કંઈપણ વસ્તુ માગી હોય, કોઈ દિવસ ઉંચે સ્વરે કોઈ પણ માણસ સાથે વાત કરી હોય, કદી પણ કોઈને માઠું લાગે તેવું કંઈ બોલ્યાં હોય, અથવા કોઈપણ ચીજ માટે પોતાનો અસંતોષ જણાવ્યો હોય. આમ છતાં, કાલ જ્યારે મેં મુંબઈ એકલાં જવા માટે મારો વિચાર જણાવ્યો, ત્યારે તેમણે મારી સાથે આવવાને દીનતાથી કહ્યું, ભાભી! આટલા વર્ષમાં જો તેમણે મારી પાસે કંઈ પણ માગ્યું

હોય, તો તે આજ છે પણ મેં કઠણ હૃદય કરી તેમ કર્યું નથી, તે એવી આશાએ, એવી લાલચે, કે તેમનું શરીર અહિં સુધરે, તમારા સહવાસમાં તે સુખી થાય, આ રત્નપ્રભા આરોગ્ય રહે, અને તેને આનંદમાં ઉછરતી જોઈ તેની માતા સંતોષ પામે. ભાભી! કદાચ મારાં મંદભાગ્યે મારી એ આશા પાર ન પડે, તો જે પગલું હું હમણાં ભરૂંછું, તેને માટે મને કેટલો ખેદ થશે, તથા મારા ભવિષ્યના દિવસ કેવા દુ:ખદાયક થશે, તે તમેજ વિચારો. હું શું વધારે કહું; આ બાલકની સંભાળ રાખજો, એ એની માતાનું સુખ છે."

આંખમાં પાણી આવતાં પોપટથી વધારે બોલાયું નહિ. તેણે રત્નપ્રભાને તેડી, છાતીમાં દાબી, હેતથી ચુંબન કર્યું, અને પાછી નીચે મૂકી નીચીજ દૃષ્ટિએ "હું રજા લઉંછું" એમ બોલ્યા.

તેમનાં ભાભીએ કહ્યું "ભાઈ આમ કચવાઓ મા. હું મારાં સખીને કોઈ પણ પ્રકારે ઓછું આવવા દઈશ નહિ. રત્નપ્રભા મારો જીવ છે, મારૂં બાલક છે. એની તમારે જરા પણ ચિંતા રાખવી નહી.એ બેયનાં સુખસારૂ હું મારાથી બનશે તેટલું કરીશ. જાઓ. દુ:ખી થાઓ માં. પાછો માથે તડકો વેઠવો છે" એટલું બોલી તેમણે રત્નપ્રભા તરફ જોઈ કહ્યું, "બેન બાપુને કહે આવજો." રત્ને ઉંચું જોયું, પોતાનો નાનો હાથ ઉંચો કર્યો, તથા

પોતાને શિખવેલો પહેલો પાઠ "આ, જો" કહી ભણી ગઈ, અને તે સાથે હસ્તે મોઢે ડોકું નમાવ્યું. આ શબ્દ સાંભળી પોપટના મનમાં થતી જુદાઈનો વળી વિચાર આવતાં આંખમાં ભરાયેલાં પાણી છલકાવા માંડયાં, જે ગુપ્ત રાખવાને નીચીજ દૃષ્ટિએ ચાલીમાં થઈ પોપટ બહારના ઓરડામાં આવ્યા. અહિં તેમનાં મુરબ્બી કાકી તેને મળ્યાં જતી વખતની રજા લેવા પોપટે તે મુરબ્બીને હાથ જોડયા અને કહ્યું, "કાકી! હું જાઉં છું." આંખમાં ઝળઝળિયાં સાથે તે મુરબ્બીએ તેમને રજા આપતાં કહ્યું," ભાઈ રસ્તામાં શરીરની સંભાળ રાખજે, મુંબઈ જઈ તરત પહોચનો પત્ર લખજે, તથા અહિંની કંઈ પણ ચિંતા મનમાં રાખીશ માં. મને એ બેય મારાં પેટનાં બરાબર છે. ત્યાંનું કામ પરવારી પાછો વહેલો આવજે, જા બાપુ! નવ વાગી ગયા છે. પાછો તડકો હેરાન કરશે. જો ગાડાવાળો પણ ઉતાવળ કરે છે"

આ વખતે ખડકીનું બારણું ઉઘાડી ગાડાવાળો અંદર આવ્યો, અને કહ્યું, "ભાઈ સાહેબ તમને તો કાંઈ નથી પણ બળદ બચારા હેરાન થાય છે. પાધું દશ ગાઉ પૂગવું છે, માટે હવે તો ઝટ કરો તો ઠીક" આ શબ્દ કાનને કઠોર લાગ્યો, પણ પરાણે તેને તાબે થવું પડયું

ગાડું આગળ ચાલ્યું અને પોપટ તેની પછવાડે ધીરે ધીરે ચાલવા માંડયા. ઘરની પછીતે આવતાં ત્યાં પડતી

બારીમાં પોતાનાં પ્રેમપાત્રને, બાળકને, તથા મુરબ્બી ભાભીને ઉભેલાં જોયાં. પ્રેમપાત્રે ફરીથી હાથ જોડયા, જેનો જવાબ પોપટે માથું નમાવી આપ્યો; રત્નપ્રભાએ ફરીથી છેવટનો આવકાર દીધો, જેની સામું પોપટે હશી તેનો ઉત્તર આપ્યો; પણ અંતે હૃદય ભરાઈ આવવાથી પોપટે પાછું ઉંચું જોયું નહિ અને આગળ ચાલવા માંડયું. શેહેરને ઝાંપે આવતાં ફરી એકવાર ઘરતરફ નજર કરી તો તે ત્રણેય જણને ઘરની અગાશીમાં પોતાની તરફજ જોતાં ઉભેલાં જોયાં. પોપટે હાથ ઉંચો કરી અંતે સર્વની છેવટની રજા લીધી, એટલામાં ગાડું ઝાંપામાંથી બહાર નીકળ્યું અને તેની પાછળ પોપટ પણ ગામ બહાર જતાં પરસ્પર સ્નેહીઓ એક બીજાને અદૃશ્ય થયાં.

વિચારમાં ને વિચારમાં, ઉંચું જોયાવગર, પોપટે આગળ ચાલવા માંડયું. તેનાં મનમાં એમ હતું કે થોડો રસ્તો આમ કાપી હું ગાડામાં બેસીશ. ચાલતાં ચાલતાં દશ મિનિટ થઈ પણ તેણે ઉંચું જોયુંજ નહિ. હૃદયચક્ષુ વ્યવસાયમાં હોવાને લીધે નીચી દૃષ્ટિ છતાં પણ આંખ પોતાનું કામ કરી શકી નહિ અને તેથી એક પત્થરની ઠેશ વાગતાં તેને ભાન આવ્યું. ઉંચું જોયું તો આગળ ખાડી જોઈ, પાછળ જોતાં પોતાનું વાહન જણાયું નહિ, પગમાં કળ ચડવાથી તે જરાવાર ત્યાંજ બેઠા, અંતે ઉઠી, રસ્તાની શોધ કરતાં પૂલ ઉપર જવાનો રસ્તો હાથ લાગ્યો. તે

ઉપર જઈ વાહનમાટે આગળ પાછળ નજર કરતાં પોતાથી પાછળ ઘણે દૂર એક અવાડા આગળ બળદને પાણી પીતા જોયા. આ ઉપરથી તે ત્યાંજ બેઠા, ગાડું ધીરે ધીરે આવ્યું, તેમાં અંતે બેસી જલદીથી આગળ ચલાવવાનો હુકમ કર્યો.

પોરબંદરના પાણામાં ભડભડાટ કરતાં બળદ તથા ગાડું આગળ ચાલ્યાં, અને તે સાથે પોપટનાં અંતઃકરણનો અગ્નિ પણ ધીરે ધીરે સળગવા માંડયો. પહેલા પહોરનો તડકો માથે ચડયો હતો, અને મન ચિંતા તથા તાપથી દુઃખી થતું હતું. શાંતિમાટે ગાડામાં પાથરેલી પથારી ઉપર તે સુતા, પગથી માથા સુધી રજાઈ ઓઢી લીધી, અને હવે પોતાનું મન પોતાપાછળ મૂકી આવેલ પ્રેમપાત્ર સંબંધી વિચારને સોંપી દીધું. " પળે પળે હું તેનાથી છેટો જાઉંછું; તેની આ વખતે શું સ્થિતિ હશે. તે હું જોઈ શકતો નથી, પણ ખરેખર તે દુઃખીજ હશે. હું કેવો કૃતઘ્ની તથા કેવો ક્રૂર ઠર્યો ! મારાથી તેમનું આ વચન પણ કબુલ રાખી શકાયું નહિ. હવે એ દુઃખી થઈ હેરાન થશે તો તેનું શું થશે ! પરમેશ્વર આવો પ્રસંગ શું કામ આપતો હશે ? નિષ્કપટપણે સંસારમાં રહેતાં, સદ્‌ગુણ અને સદાચાર પાળતાં પણ આમ દુઃખી થવું એ પ્રારબ્ધનીજ કડાણાઈ. આવી મારી પરતંત્ર સ્થિતિમાં મેં એને શું સુખ આપ્યુ ? કંઇજ નહિ. એની ઈચ્છા પ્રમાણે બે

દિવસ વધારે પણ હું એની સાથે રહી શકયો નહિ. મે તેમને મારી સાથે લીધાં હત તો શું હરકત હતી ? એટલી ચિંતા તો મનમાંથી દૂર થાત ! પણ વળી મનની તે ચિંતા દૂર થતાં તેનાં શરીરની નવી ચિંતા ઉત્પન્ન થાત, તો તેથી હું અને એ બેય વધારે દુઃખી થાત. આહિં સખીસહવાસમાં તે આનંદમાં થોડા દિવસ કહાડી નાખશે, ત્યાં હું તરત પાછો ફરીશ. ભાભી એને દુઃખી થવા નહિ દે. ધીરજ આપશે. એમની એટલી બધી સંભાળ માટે હું તેમનો જેટલો આભારી થાઉં તેટલો થોડો. તેમણે મારે માટે ઘણું કર્યું છે, અને કરશે, પણ હું તેમને સારૂ કંઈપણ કરી શકું તેવી સ્થિતિમાં નથી. પરમેશ્વર એનાં નિર્મલ સ્વભાવ, તથા સ્વચ્છ અંતઃકરણ સામું જોઈ એનું ભલું કરે. બેય સખીઓને પરસ્પર અગાશીમાં થયેલી વાત મારાં અંતઃકરણમાં કેવી કોરાઈ રહી છે ! અરે પ્રાણ ! તું શરીરે સ્વસ્થ થા, સુખી થા, અને પછી હું તારી એ દુઃખી સખીમાટે તારા કહેવા પ્રમાણે તજવીજ કરીશ. કેવા પ્રેમથી તે બેય જણ સાથે બેસે છે, કેવાં હેતથી તે પોતાનાં સુખદુઃખની વાત પરસ્પર કરી સંતોષ પામેછે, તથા એક બીજાના સહવાસમાં તેમને કેટલો આનંદ થાયછે ! સુરબ્બી કાશી આ બેય સખીને સાથે બેશી આનંદ કરતાં જોઈ કેટલું સુખ માની લેછે, અને રત્નપ્રભા તથા તેની માતાની કેવી ચિંતાથી સંભાળ કરેછે ! ખરેખર આ સર્વ મારે-

સારૂ, મારાં સુખસારૂ, તથા મારાં ભલાંસારૂ થાયછે. હું તેમને માટે જેટલું કરૂં તેટલું ઓછું છે. સર્વ તરફથી મારી ઉપર મેલાયલો ઉપકારનો ભાર ઓછો કરવાને મારામાં જરા પણ શક્તિ નથી. માયાળુ બાશ્રી વગ્તુબા, કેવું તેમનું નિર્મલપણું, કેવી તેમની નમ્રતા, તથા સખી પ્રત્યેનો કેવો તેમનો નિઃસ્વાર્થ સ્નેહ! રાજકુલમાં આવાં સદ્‌ગુણી, વિવેકી અને નમ્ર રત્ન ઉત્પન્ન થયેલાં જોઇ કેટલો સંતોષ થાયછે! નાનપણથી બંધાયલો સ્નેહ તેમણે કેવી સંભાળથી જાળવી રાખ્યોછે! પોતાની સખીપ્રત્યે કેવા સ્નેહથી વર્તેછે, કેટલી માયાથી તેની સંભાળ રાખેછે, તથા પોતાની પદ્ધતિનાં લેશમાત્ર પણ અભિમાન વગર કેવા પ્રેમ તથા હેતથી એક બેનની પેઠે તે પોતાનાં સખીસાથે ચાલેછે! આવાં રત્ન કોકજ ભાગ્યશાળી માતાપિતાને પેટે જન્મ લેછે. ધન્ય છે એમનાં માતુશ્રીને કે જેણે તેમને આવી ઉંચી કેલવણી આપી, આવાં નમ્ર તથા નીતિવાન કર્યાં. ચાલતી વખતે પણ તે કૃપાળુએ મને કેવી ધીરજ આપી મારાં મનમાં થતી અનેક ચિંતા કેટલે બધે દરજ્જે દૂર કરી! આ સર્વના બદલામાં હું શું કરીશ? પરમેશ્વર એને કુશળ રાખે, સુખી રાખે, તથા એમના મનોરથ પૂર્ણ કરે."

આ સર્વ વિચાર ટુટક ટુટક તથા વારંવાર મનમાં આવવા માંડયા. પ્રેમપાત્રને ત્યાં રાખવામાં મેં કંઈ ખોટું કર્યું નથી એમ તેને લાગ્યું, તેથી જરા સંતોષ થયો. અને

તે સંતોષનેલીધે જરા આંખ વીંચાઈ. તરત રત્નપ્રભાના અવાજ કાને પડવા માંડયા, પ્રેમીનાં વચન સંભળાવા માંડયાં, અને તે સાથે થતા ગાડાના અવાજે પોપટને પાછા જાગ્રત કર્યો. "ખરેખર હું એ બેયને મારી પાછળ કકળતાં મૂકી આવ્યો. મને આ શું સૂઝયું ! એના પ્રત્યેના મારા ધર્મમાં આ કેટલી ખામી ! એના શરમાળ સ્વભાવનેલીધે એ દુ:ખી થશે." આ વિચારમાં ને વિચારમાં આંખ ધિક્‌ધિક્‌તાં આંસુથી ભરાઇ, પથારી ભીંજાઈ, અને અંતે એ પ્રમાણે અંતઃકરણનો ભાર ઓછો થતાં ઉંઘ આવી.

શરીર શિથિલ થયું, પણ મને પોતાનું કામ ચાલુજ રાખ્યું. કોઈ ભયંકર મહાશક્તિના બલવાન પંજામાં તેણે પોતાને પકડાયેલા જોયા. મોઢું પોતાનાં ઘર તરફ હતું. પછવાડેથી કોઈ વિક્રાળ સ્વરૂપ તેના બેય હાથ ઝાલી પાછે પગે તેને ઘસડતું હતું. ઘરની અગાશીમાં પ્રેમપાત્રના હાથમાં રત્નપ્રભા હતી, અને તેની પાસેજ તેનાં સખી ઉભાં હતાં. આ ત્રણેય જણ આ ભયંકર દેખાવ જોઈ, ભયભીત થઇ આંખમાંથી વહેતાં દડદડ આંસુસાથે રોકકળાંણ કરતાં હતાં પોપટે આ વિક્રાળ પંજામાંથી છૂટવાની ઘાણી મેહેનત કરી, એક બે વખત મહા મેહેનતેછૂટી બનતી ઉતાવળે દોડી, તે ઘરનાં બારણાં આગળ પહોંચ્યા. પણ એટલામાં તેજ ક્રૂર સ્વરૂપે પાછા તેને કેદ કર્યો, અને હવે તો જેમ બને તેમ જલદી પોતાના આ ભોગને

પાછે પગે ઘસડી ઘણે દૂર લઈ ગયું. હજી અગાશીમાં સર્વ જણ તેને દેખાતાં હતાં, તેમના દયાજનક સ્વર પોપટનું અંતઃકરણ ફાડી નાખતા હતા, હાથ લાંબા કરી ઘણીજ આજીજીથી તે ત્રણેય જણ પોપટને બોલાવતાં હતાં, પણ પોપટના હાથ તેની પીઠ પાછળ સજ્જડ બાંધેલા હતા, તથા હજી તે તેજ ક્રૂર શક્તિનો ભોગ થઈ પાછે પગે ઘસડાતા હતા. આ વખતે પોતાના પિતાને પોતાપાસે બોલાવવાની વ્યર્થ આશાથી રત્નપ્રભાએ પોતાના હાથ લાંબા કર્યા, તેમ કરતાંજ માતાના હાથમાં તે ઢળી પડી, તથા એટલી ઉંચાઈએથી નીચે જમીન ઉપર તુટીપડી. તેનાં ત્રણેય મુરબ્બીઓનાં મોઢામાંથી એક સરખી ચીસ નીકળી અને તે સાથે એક ભયંકર અવાજ થયો.

પોપટની ઉંઘ ઉડી ગઈ, તેનું આખું શરીર પાણીથી ભીંજાઈ ગયું. છાતી ધડકવા માંડી, તેને લાગ્યું કે તેના હાથ ખરેખર કોઈએ બાંધી લીધા છે, આંખ ઉઘડતાં પોતાને એક વડનાં છાયાવાળાં ઝાડનીચે જોયા, પાસે નજર કરતાં ગાડામાં પાથરેલ પથારીમાંજ પોતાને પડેલા દીઠા; હવે ધ્રુજતે શરીરે તેણે માથું ઉંચું કર્યું, બળદને છોડી નાખ્યા હતા, પણ તે છોડી ગાડાને નીચે મૂકતાં થયેલા અવાજે આ પ્રમાણે તેને નિદ્રામાંથી જાગ્રત કર્યા હતા. હવે તેને જણાયું કે તેણે જોયેલુંસર્વ સ્વપ્નજ હતું. તેનાથી એક નિશ્વાસ મૂકાયો, તે ઉઠયા, પૂછતાં જણાયું કે પોરબંદ-

રથી રાણાવાવ જેટલો રસ્તો કાપ્યો હતો. બાર ઉપર એકનો અમલ થઈ ચૂકયો હતો. આ ઠેકાણે તડકો ગાળ્યો; અને રસ્તે પડવાનો વખત થતાં પાછી એવીજ સ્થિતિ થશે એમ ધારી પોપટ ગાડામાં ન બેસતાં સાથે લીધેલા એક ઘોડા ઉપર સ્વાર થયા, અને તે દિવસની બાકીની મુસાફરી તેવીજ રીતે પૂરી કરી.

---

## પ્રકરણ ૬ ઠું

### પત્રવ્યવહાર; રત્નપ્રભાનું પ્રયાણ.

---

પગરસ્તે મુંબઈ પુગતાં સાત દિવસ થયા. પોપટનું અંતઃકરણ પ્રેમપાત્રને પાછળ મૂકી આવવા કેટલીક વખત તેને ઠપકો આપતું, અને કેટલીક વખત ત્યાં તેની વધારે સંભાળ થશે એમ માની સંતોષ પામતું. તેનું જો કંઈપણ સમાધાન થઈ શકે તો તે કરવા નીચે પ્રમાણેનો પત્ર પોરબંદર લખ્યો.

"**પરમ પ્રિય પ્રાણ !**

હું આજે અહિં ખુશીથી પહોંચ્યો છું. મારી સ્થિતિવિષે વ્યર્થ ચિંતા કરી તમે દુઃખી થશો મા. ઈશ્વર કૃપાથી આખી મુસાફરીમાં મારી તબિયત સારી રહી છે. હું સર્વરીતે સુખી છું. માત્ર હાથે કરી માથે લીધેલા આ વિયોગથી અંતઃકરણ જરા સંકોચાય છે.

જો તમને ત્યાં મૂકી આવવાનું, તથા મને મારૂં મન મારી તમને મારી સાથે રાખવાની મરજી છતાં ત્યાં મૂકી આવ્યો તેનું ખરેખરૂં કારણ તમે સમજતાં હો, તો આ વખતને માટે શોક કરશો નહિ. વખત પ્રમાણે શોક થાય, અને મને પણ તેમ થાય છે, પણ દીર્ઘ દૃષ્ટિ કરતાં સારૂં જણાશે, કે અહિં સાથે રહેવાનું સુખ ધ્યાનમાં લઈ, જો તમને મારી સાથે લઈ આવત, તો તે સુખને બદલે કેટલાંક આગળ અનુભવેલાં દુઃખ પાછાં અનુભવવાં પડત. જ્યાંસુધી હજી મારે વિદ્યાભ્યાસ તરફ ધ્યાન આપવું પડે છે, અને જ્યાંસુધી તમારી શારીરિક સ્થિતિ સારી નથી, ત્યાંસુધી તમને અહિં રાખી દેખીતું દુઃખ માથે લઈ લેવા હું કોઈપણ રીતે ખુશી નથી, અને નજ હઉં, તે તમે સારી રીતે જાણતાં હશો. આજ કારણને લીધે મન સાથે ઘણીક તકરાર કીધા પછી મને જે રસ્તો યોગ્ય લાગ્યો તે મેં લીધોછે. ત્યાં તમારાં શરીરને સારૂંછે, મુરબ્બીની તથા તમારા પિતાની સંમતિ છે. એવો કાળ હાથમાંથી જવા દઈ રોજનું થતું દુઃખ જોવા તમને અહિં લઈ ન આવવામાં જો કોઈ એમ કહેતું હોય કે મેં ખોટું કર્યું છે, તો તે ઉપર મારે અથવા તમારે ધ્યાન આપવું ન જોઈએ. મારાં મનને અને જે ખરી રીતે વિચાર કરતાં હશે તેને મેં જે રસ્તો લીધો છે તે ખરો લાગ્યા વગર નહિ રહે. ઉછળતો પ્રેમ મને પ્રિયાને પાછળ મૂકી આવવાને માટે ઠપકો દે છે, પણ

તમારી સ્થિતિ મને તેમ કરવા માટે શાબાશી આપે છે. આથી જો કે હું વિયોગે દુઃખી છું, તોપણ એક તરફથી જરા સંતોષનો અંશ મારા મનમાં આવેછે, અને એટલાથીજ મારાં વિયોગી મનને શાંત પમાડુંછું, તે થોડા વખતને માટેજ.આજથી બરાબર ત્રણ મહિને હું પોરબંદરમાં તમારી સાથે આનંદ કરતો હઈશ; માટે જે થોડા દિવસ વચમાં રહ્યા છે, તે જેમ તેમ પૂરા કર્યા વગર બીજો ઉપાય નથી.

શરીરને માટે સંભાળ રાખવામાં હું પાછળ પડું તેમ નથી. પણ જે શરીરને માટે મને ચિંતા છે તે શરીરની સ્થિતિ સંભાળ વગર બગડતી હોય, તો તેને માટે શું ઉપાય કરવા? નિશ્ચય છે કે તમે સારી સંભાળથી તેને આરોગ્ય કરશો. રત્નપ્રભાને સંભાળશો.

તમારા રોકાવાથી, મુરબ્બી કંઈપણ બોલેલા નથી, તે વિષે ચિંતા કરશો નહિ. તમારાં માતુશ્રીનો વિચાર તમને અહિં લઈ આવવાનો હતો, પણ જ્યારે ખરાં કારણો તેમને જણાવ્યાં, ત્યારે મેં જે કર્યું છે તે ખોટું નથી એમ તેમણે કબુલ કર્યું. તમારા પિતાજીનું તો લખવુંજ હતું કે ત્યાં તમારી તબિયત સારી હોય તો ત્યાંજ રહેવું, એટલે તે કંઈ બોલેલા નથી. એ બેય જણ તમારા બાલક ભાઈ સાથે ખુશીમાં છે."

આ પ્રમાણે પત્રથીજ સંતોષ પામવા તથા પમાડવા પોપટે નિશ્ચય કર્યો, અને જે ત્રણ મહિના આમ જુદાઈમાં

ગાળવાના હતા, તે ધીરજથી કહાડવા માટે પરસ્પર એકબીજાની ચિંતાનું સાધન ઈશ્વર ન આપે, તે સારૂ અંતઃકરણથી તે કૃપાળુની પ્રાર્થના કરી પોપટ પાછા પોતાના અભ્યાસમાં પડયા. મુંબઈ પુગ્યા પછી બરાબર સાતમે દિવસે, જ્યારે પોપટ પોતાની પરીક્ષા માટે તૈયાર થઈ ઘરની નિસરણી ઉતરતા હતા, તે વખતેજ ટપાલના સિપાઈએ તેના હાથમાં એક પત્ર મૂક્યો. તેણે તે ઉઘેડ્યો, અને વાંચ્યો,—

**"વિદ્યાસાગર સૌભાગ્યરક્ષક ચક્ષુતેજ**
**પ્રિયપ્રાણનાથની પવિત્ર સેવામાં.**

પોરબંદરથી લ. આપના વિયોગથી દુઃખી થનાર, વિયોગને આધીન થઈ રહેલી પ્રેમી પ્રિયાના પ્રેમથી પ્રણામ વાંચવા તસ્દિ લેશો.

આપનો કૃપાભરેલો પત્ર મને પહોંચ્યો. વાંચી વિયોગી પ્રિયાનાં વિયોગ દુઃખની જરા શાંતિ થઈ. વળી પણ એવીજ રીતે શાંતિ પમાડશો.

પરમ દયાળુ પરમેશ્વરની કૃપાથી, તથા મુરબ્બીઓના આશીર્વાદથી રસ્તામાં કંઈપણ હરકત ન આવતાં ખુશી સાથ આપ મુંબઈ પહોંચ્યા, તેથી આ મન ઘણું પ્રફુલ્લિત થયું છે, તે સાથે વારંવાર પરમદયાળુ પરમેશ્વરનો આભાર માનતાં તેને નિરંતર પોતાના પ્રિય પ્રાણનાથને

આરોગ્ય અને સુખી રાખવા વિનંતિ કરેછે. ઈશ્વર તેની માગણી સફળ કરે.

આપનું રત્ન ખુશીથી પોરબંદરની ધૂળમાં દિવસ ગાળે છે. મારી તબિયત આપ સિધાવ્યા તે દિવસે રાત્રે બગડી આવી હતી, પણ ઓસડ ઉપચાર કર્યાથી શાંતિ થઈ. આપ હતા ત્યારના અનુભવથી અને હાલના અનુભવથી મને તો એમજ લાગેછે, કે જેમ આપણે સાથે રહીશું, ને મારી તબિયત સુધરશે, તેમ રાત દિવસ વિયોગનું અસહ્ય દુઃખ ભોગવી, વારંવાર આંસુ આવતાં અટકાવી, ઉદાસ રહેતાં મનને પરાણે ખુશી કરવાથી સુધરશે નહિ. મારી તબિયતમાં જે લાભ અને ફેરફાર આપ હતા અને લાગતો, તેવો હવે કોઈ દિવસ લાગશે નહિ. મને વારંવાર વિચાર થાય છે, કે આપણે સાથે રહીને તબિયત સુધારવી, પરંતુ આ પ્રાણીનાં મંદભાગ્યથી એવું કોઈ દિવસ બન્યું નથી. અને હવે બનવું અશક્ય છે. જેવી ઈશ્વરેચ્છા. ઈશ્વરેચ્છાને આધીન થઈ, સુખદુઃખ તો દેહના ધર્મ છે એમ જાણી, વિયોગરૂપી અસહ્ય દુઃખ ભોગવી, ઉદાસ રહેતાં મનને પરાણે ખુશી કરી દિવસ ગાળવા વિના બીજો ઉપાય નથી. નશીબમાં જે લેખ લખ્યા હોય તે કોઈ કાળે મટતા નથી. સર્વપાંતીનું સુખ છતાં આમ દિવસ ગાળી સર્વ સુખને અકારૂં કરવું પડે-છે. વિશેષ લખી આપનું મન કચવાવવું હું ઠીક ધારતી

નથી. મનમાંથી એક પછી એક નીકળતા ઉભરાયે લખવાનો ઉભરો સમાતો નથી, પરંતુ આટલું લખાઈ ગયું તેથી પણ પ્રાણ ઉદાસ થશો, એનો વિચાર આવવાથી પસ્તાવો થાયછે. પ્રાણનાથને ખુશી કરવા હોય તેને બદલે દિલગીર કરવા! ધિઃકાર છે મને. કોઇ દિવસ પણ આપને હું સંતોષદાયક થઈ નહિં. માયાળુ બાશ્રી વખ્તુબાએ આપને નમસ્કાર કહ્યા છે. હાલ એજ."

---

પત્ર વાંચતાં પોપટની આંખમાં આંસુ આવ્યાં; પણ તે શરીરે સુખી છે એમ જાણી મનમાં સંતોષ માન્યો. મન ત્યાંજ રાખી વિચારમાં ને વિચારમાં તે પરીક્ષા આપવા ગયા. બપોર પછી ત્યાંથી પાછા ફર્યાં, અને સવારે મળેલા પત્રનો પ્રત્યુત્તર નીચે પ્રમાણે લખ્યો:—

તા. ૨ જુન ૧૮૮૫.

"પ્રિય પ્રાણ.

તમારો પત્ર પહોંચ્યો. વાંચી સંતોષ પામ્યો છું, ફરી પણ ખુશી ખબર લખી ચિંતાતુર મનને શાંત પમાડવા તજવીજમાં રહેશો.

રત્નના ખુશી ખબર વાંચી ખુશી થયો છું. ઈશ્વર એને આરોગ્ય રાખે.

દુઃખ ન હત તો સુખના અનુભવથી કોણ સુખી કહેવાત? તેમજ વિયોગ ન હત તો સંયોગથી કોણ ખુશી

થાત? જે વખતે એક બાબત તરફ મન વાળવામાં આવે તે વખતે તેની સામેની ચીજ ભૂલી જવી ન જોઇએ. જગતના નિયમ પ્રમાણે જ્યારે સુખ પાછળ દુ:ખ અને દુ:ખ પાછળ સુખ એ પ્રમાણે વારા ફેરા ન આવત, ત્યારે કોઈ સુખી તથા કોઈ દુ:ખી કહેવાતજ નહિ. જો આમ હત તો પછી કયા ધોરણ પ્રમાણે સંસાર ચાલત તે સમજવું જરા મુશ્કેલ થઈ પડે છે. એટલું ખરેખરૂં યાદ રાખવાનું છે, કે જે દુ:ખનો અનુભવ હાલ થાય છે તે કોઈ સુખને માટેજ થાયછે. એની સાબીતિમાટે દૂર નજર કરવી પડે તેમ નથી; હરિશ્ચંદ્રે ભોગવેલું દુ:ખ તેને પાછળથી થયેલાં સુખમાટે હતું, દમયંતીનું દુ:ખ પાછળનાં સુખનાં સાધનમાટેજ હતું, અને સાવિત્રીનું દુ:ખ અતુલ્ય સુખમાટેજ હતું, એમ ધારવામાં આપણે કંઈપણ ખોટું કરતાં નથી. જો આ દુ:ખજ માની લેવાય, તો આગળ આવતાં કોઈ સુખનેમાટેજ છે એમ ધારવું અવશ્ય છે.

દુનિયા દિલાસો દેય અને દુ:ખીનો જીવ જાય એવો અનુભવ થતાં ઉપર લખેલું નિરર્થક લાગતું હોય, તો તેમાં મારૂં હૃદય પણ ભાગ લેછે. જેટલું પ્રિયાને પ્રાણમાટે લાગે તેટલુંજ જો પ્રાણને પ્રિયામાટે ન લાગે, તો પછી પવિત્ર પ્રેમનો શું ઘડો? જે પ્રેમ વિયોગમાં પ્રિયાને હેરાન કરે તેજ પ્રેમ જો પ્રાણને હેરાન ન કરે, તો

પછી ખરા સ્નેહનો કોણુ બેલી? દુનિયા પ્રેમને આધીન છે, અને પ્રેમ દુનિયાને દુઃખી કરેછે એને માટે પ્રેમને ઠપકો ઘટે છે. પણ તેમ કરવા પહેલાં પ્રેમનાં સ્થાનકને ઠપકો દેવામાં શું ખોટું છે એમ જો તમે ધારતાં હો તો તે ખરૂં છે; પણ જે લાચારીથી મને તેમ કરવા ફરજ પડી છે, તે લાચારી તમારા ધ્યાનમાં લઈ પછી તમે વિચારો કે હું એ બાબતમાં કેવી રીતે વર્ત્યો છું.

સાથે રેહેવાનું સુખ ક્ષણે ક્ષણે ઈચ્છનાર આ માણસને તે સુખ દૃષ્ટિમર્યાદાની પેઠે આઘું જતું જોવામાં આવે છે, પણ હિંમત રાખવા મનને ભલામણ કરવા વગર બીજો ઉપાય નથી. મારે તથા તમારે માટે ઈશ્વરના ઘરમાં સુખના ઘણા દિવસો સંઘરી રાખવામાં આવેલા છે. યોગ્ય વખતે યોગ્ય સુખ લેવા આપણે સર્વ રીતે યોગ્ય થશું. પણ તે પેહેલાં પૂર્વજન્મની કંઈ કડણાઈને લીધે જો આટલાંજ દુઃખથી આપણાં આવતાં સુખમાં કંઈ વિઘ્ન ન પડે તેમ હોય તો ભલે! આ દુઃખ આપણે ધીરજથી અને થોડા વખત માટે ખમશું. શું કોઈ દિવસ એવો વખત નહિ આવે, કે પ્રાણપ્રિયાની સાથે બેસી, વિનોદથી વાતો કરતાં, તથા નિર્દોષ બાલકોને પગપાસે રમતાં જોઈ હર્ષનાં આંસુ પાડતાં, સુખ અને આનંદમાં પોતાના દિવસ ગાળે? આવશેજ; અને એવા આનંદમય સમયનેમાટેજ આપણે ધીરજ રાખવી જોઇએ, તથા તે સુખ મેળવવા માટેજ

બનતો પ્રયત્ન રાખવો જોઈએ. મનમાં ઘણી આશા ભરેલી છે, અને તે સર્વ પાર પાડી મારી પ્રિયાને સુખી કરવાને, નિર્દોષ બાલકોને હર્ષથી તેના ખોળામાં રમતાં જોવાને, તથા તેમને આવા આનંદમાં જોઈ મને પોતાને સર્વ તરેહના સુખસાગરમાં ડુબાડવાને આ અંતઃકરણ કેટલું આતુર હશે, તે કંઈ અક્ષરમાં સમજાવી શકાતું નથી, પણ તે વખતને માટે વાટ જોવાની છે. મારા સર્વ વિચાર એક પછી એક પાર પાડવામાં જો મારા એકલાનીજ મદદ જોતી હશે, તો તે ઘણુંજ જલદીથી પાર પડી શકશે. માત્ર જે બાબતમાં બીજાની મદદ જોઇએ, તેજ બાબતમાં જરા વધારે ધ્યાન આપવાનું છે; તોપણ ભવિષ્યનેમાટે આજથીજ વિચાર કરવા એ જરા ઓછી સમજણનું લક્ષણ છે.

બાશ્રી વગ્નુબાને મારા આશીર્વાદ પહોંચાડશો, તથા આ પત્ર સાથે તે માયાળુ ઉપરનો પત્ર છે તે આપજો. તે પોતે શરીરે સુખી હશે, તેમના કુશળ સમાચાર વળતા પત્રમાં લખશો.

હું શરીરે સુખી છું. એ વિષે વ્યર્થ ચિંતા કરી જીવ બાળવો નહિ, તમારા શરીરનું રક્ષણ કરવું અને તમારેજ આધારે પડેલી તે બાલકીનું જતન કરી આવતાં સુખમાટે બાકી રહેલા થોડા દિવસ ગાળવા, તથા વખતને જતાં વાર લાગતી નથી, એ વાત ધ્યાનમાં રાખવી.

કોઈ પણ બાબતની મૂંઝવણ લખવા અચકાશો નહિ. હાલ એંજ.

**લ. વિયોગી પોપટના પ્રેમપૂર્વક આશીર્વાદ."**

---

આ પત્રે સૌ. જયાકુંવરનાં મનમાં કેવી કેવી આશા ઉત્પન્ન કીધી હશે! થોડા વખતમાં તેમનાં નિર્મળ અંતઃકરણમાંથી કેટલા વિચાર એક પછી એક આવ્યા અને ગયા હશે! ખરેખર સંસારના સુખદુઃખ સંયુક્ત દરિયે પડેલું માણસ દુઃખનો અનુભવ થતી વખતે કેવી આતુરતાથી સુખરૂપી વહાણની વાટ જુવે છે, તે દેખાતાં તેને પકડવાને કેવાં ફાંફાં મારે છે, પણ પ્રારબ્ધમાં હોય તોજ તે હાથમાં આવે છે, નહિતો પાસે છતાં પણ આ દુઃખી પ્રાણી તરફ એક પણ નજર નાખ્યા વગર તે એમ ને એમજ ચાલ્યું જાય છે. આ સ્થિતિ પોપટ તથા સૌ. જયાકુંવરની હતી. ઉપરના પત્રનો તેમણે નીચે પ્રમાણે પ્રત્યુત્તર મોકલ્યો:—

**"અચળ પ્રેમસાગર અક્ષુતેજ સૌભાગ્યરક્ષક**
**પ્રિય સ્વામીનાથ.**

મું. મુંબઇ.

પોરબંદરથી લ. આપનો પત્ર વાંચી અતિ હર્ષ પામનાર આપનાં સુખદુઃખની ભાગિયણના પ્રેમથી પ્રણામ વાંચશો.

પ્રિય પ્રાણનાથ, ખરૂં છે કે પરમદયાળુ પરમેશ્વરનાં ઘરથી વિયોગ રચાયેલો ન હત તો સંયોગમાં શું સુખ છે તેનો અનુભવ થાતજ નહિ. પરંતુ પ્રાણનાથ! સુખની આશા રાખી આ વિયોગી પ્રિયા પોતાના પ્રાણનો વિયોગ સહન કરે છે, તે આશામાં નિષ્ફળ થશે એવા વિચાર વારંવાર તેનાં અલ્પજ્ઞ મનને દુઃખી કરેછે.

અરે આ માણસને એવો વખત ક્યારે આવશે કે નિરંતરનાં કર્ત્તવ્યથી શ્રમિત થયેલ પ્રાણનાથની સેવા કરી સંતોષ પામે? એવા દિવસ કયારે આવશે કે પોતાના પ્રાણતુલ્ય પ્રાણનાથની મરજી પ્રમાણે ભાવતું ભોજન કરી આનંદથી પીરસે? એવું સુખ કયારે આવશે કે પોતાના પ્રાણનાથની મરજીને અનુકૂળ રહી ઘણાજ હર્ષથી તેની આજ્ઞા ઉલ્લંઘન ન કરે? ઈશ્વરની ગતિ અકળ છે. તેની ગતિ કળી શકાતી નથી. તે તરણાંનો મેરૂ કરે છે, અને મેરૂને તરણું કરેછે. રાજાને રંક કરેછે, અને રંકને રાજા કરેછે. તેમજ આ અલ્પજ્ઞ અને મંદભાગ્યશાળીની વિનંતિ સ્વીકારી, રાત દિવસની તેની મનથી થતી પ્રાર્થના ધ્યાનમાં લઈ, તેનાં મનની આશા પાર પાડી, તેના પ્રાણને તથા તેને સદા સુખી કરે. વારંવાર સ્ત્રીધર્મનાં પુસ્તકો વાંચવામાં આવ્યાથી તે પુસ્તકો પણ તેને દિલગીરીનું કારણ થઈ પડેછે. મારાથી આવો ધર્મ કયારે પળાશે, મારાથી મારા પ્રાણનાથનું મન રંજન કયારે થશે, અરે આ હાથથી તેની

સેવા ક્યારે બનશે, એવા અનેક વિચારો આવતાં તેને પુસ્તક વાંચવું પણ ગમતું નથી, અને તે બધું ન બની શકવાનું મૂળ કારણ શું? રોગ.

શરીરમાં રોગ હોય તેની સ્મરણશક્તિ ઘટેછે. શરીરમાં રોગ હોય તેનું મન નિરંતર ઉદાસ રહેછે. મોટા મોટા વિદ્વાન માણસોને પણ શરીરરૂપી ઘડિયાલના સંચામાં કલ ફેરવી બરોબર ચલાવતાં આવડ્યો નહિ, તો તે સંચો કટાઈ ગયેલ જેવો નિરર્થક પડી રહેછે. નથી તે કોઈને ઉપયોગમાં આવતો, નથી તે કોઈને સુખી કરી શકતો, તેનું મગજ કટાઈ જાયછે, તેનાથી મગજ કસવાનું કામ બની શકતું નથી, તેમજ મારૂં શરીરરૂપી ઘડીયાળ મને બરોબર ચલાવતાં ન આવડ્યાથી તે કટાઈ ગયું છે, તેથીજ મારૂં ભણવું નિષ્ફળ ગયું છે, અને તે પણ મારોજ વાંક છે. પ્રાણનાથ! એજ દુઃખ નિવારણ કરવા, કટાઈ ગયેલનો કાટ ઉખેડવા, તથા શરીરરૂપી સંચાનું કામ બરોબર ચલાવવા વાસ્તે પતિની આજ્ઞા પાળી તેમની ખુશીથીજ આ માણસ અહિ રહેલ છે. વિયોગ દુઃખરૂપી સમુદ્રમાં ડુબીછું, પણ તેમાંથી નીકળવાનો એકે રસ્તો ન સૂજતાં પ્રથમ લખેલજ વિચાર મનને સંતોષ પમાડે છે.

આ શરીર પ્રાણનાથને સુખી કરવા, તેનાં સુખદુઃખમાં ભાગ લેવા, તેનાંજ સુખનેવાસ્તે સૃજેલ છે; તે શરી-

રને સુધારવા હું અહિં રહીછું, એ વિચાર મને ખુશી કરેછે; અને એ શરીરને જલદી સુધારવુંજ જોઇએ કે જેથી જલદી પોતાના પ્રાણતુલ્ય પ્રિય સ્વામીનાથની સેવા કરવા તૈયાર થાય, એમ વિચારી તેને સુધારવા મારાથી બનતી મહેનત લઉંછું.

હે પ્રાણવલ્લભ! વિશેષ શું લખું? ટુંકામાં એટલુંજ કે આપે મારી ચિંતા ન કરવી. એજ મારી પ્રાર્થના છે, એજ મારી માગણી છે. જેવી રીતે હાલમાં પત્ર લખોછો તેવીજ રીતે નિરંતર પત્ર લખી વિયોગ દુઃખથી દુઃખી થતી પ્રિયાને શાંત કરવી, તેમજ વિયોગદુઃખથી દુઃખી થતી પોતાના પ્રાણનાથને નિરંતર પત્ર લખી શાંત કરવા તે પણ ચૂકશો નહિ.

માયાળુ બાશ્રીને આપનો પત્ર પહોંચાડયો છે. આપના પત્રથી તે ઘણોજ સંતોષ પામ્યાં છે, તથા તેનો ઉત્તર આ પત્રં સાથેજ બીડયો છે. તેમણે આપને પોતાના ભાઈ ગણી આશીર્વાદ કહ્યા છે, તથા આપ શરીરે સુખી છો એમ જાણી હું તથા તે બેય ખુશી થયાં છઇએ."

થોડા અથવા લાંબા વખત માટે વિખુટાં પડેલાં સ્નેહીઓનો સંતોષ તથા તેમનું સુખ પરસ્પર પત્રમાંજ જણાયછે. જે સ્નેહસંયોગમાં અનુપમ સુખરૂપ થઈ પડેછે, તેજ સ્નેહ વિયોગમાં અસહ્ય દુઃખરૂપ થાયછે. આ વખતે માત્ર

એક કાગળની કટકીજ તે બેયને સંતોષનું સાધન થઈ પડેછે, તે ન મળતાં એક બીજાની સ્થિતિ કેવી દુઃખદાયક થાયછે તે અનુભવનારજ જાણેછે મોટા અને નાનાને, ગરીબ અને ધનવાનને, તથા રાય અને રંકને એકજ સાંકળે બાંધનાર સ્નેહ, પ્રેમના પાશમાં બદલાઈ, પવિત્ર ગાંઠથી જોડાયેલાં સ્ત્રીપુરૂષને નિરંતર સાથેજ રેહેવાનું સૂચવેછે. પ્રેમની ઉત્પત્તિ પરમેશ્વરે કરી છે, અને તેથી એ પ્રેમને પોષવો તે પરમેશ્વરનીજ આજ્ઞા છે; પણ દુઃખદાયક એજ છે, કે આ આજ્ઞા કોકજ ધર્માભિમાની પાળેછે, અથવા પાળી શકે છે. જગતની અનેક જંજાલમાં ફસાયેલ જનોનો મોટો સમુદાય ઈશ્વરની એ આજ્ઞાની હાથે કરીને અવગણના કરેછે, અને તેનાં પરિણામમાં તે સંસારને દુઃખ-રૂપ જુવેછે, દુઃખી થાયછે, અને પોતાને આધારે પડેલ નિર્દોષ પ્રાણીને દુઃખી કરેછે. એક સાંકળે બંધાયેલાં બે હેવાનને બે જુદી જુદી દિશાએ તાણતાં તેમને પણ દુઃખ થાયછે, ગળું છોલાય છે, ગળાટૂંપો આવેછે, અને આટલું થતાં પણ જો આવી રીતે તેને દોરનાર ક્રૂરની ક્રૂરતાની હદ નથી આવતી, તો અંતે તે બેય પ્રાણી તરફડિયાં ખાઈ મરણ પામેછે. પ્રેમપાશ કંઈ પરસ્પર મનુષ્યનાં ગળામાં બંધાતો નથી તેનો એક છેડો એકનાં અંતઃકરણમાં અતિશય મજબૂત ગાંઠ પાડી ઘર કરે છે, અને બીજો છેડો તેજ પ્રમાણે બીજાનાં અંતઃકરણમાં ચોંટી રહેછે. હવે આ બે

પ્રાણી જુદાં પડતાં તેમને થતું દુઃખ વિચારો. પ્રેમપાશ બેય તરફથી તણાતાં તેમનાં અંતઃકરણમાં થતી અસહ્ય પીડાનો વિચાર કયા પ્રેમી પુરૂષને નહિ આવે? અંતઃકરણ સંકોચાયછે, ફાટેછે, ચીરાયછે, અને એથી પણ વધારે જુલમ જો તેની ઉપર થાયછે, તો તે હઠીલાઈથી પોતાનું કામ કરવાને સાવ ના પાડેછે, અને પ્રેમના પાત્રો દુઃખી કંઈ, તરફડિયાં ખાઇ, મરણ પામેછે આ સર્વ શેનું પરિણામ? આવા દુઃખદાયક અવસરનું મૂળ શું? માત્ર પરમ કૃપાળુ પરમેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘનજ સ્ત્રીપુરૂષના જોડાં થઈ વિયોગમાં વખત ગાળવામાટે બંધાતાં નથી. જે મંદભાગી પોતાને આધારે પડેલાં પોતાનાં માણસ સાથે નિરંતર રહી તેને સુખી કરવાને, તથા પોતે સુખી થવાને શક્તિવાન નથી, તે જગતમાં સાંસારિક સ્થિતિમાં પડવાને અયોગ્ય છે. આમ છતાં ઘણા જણ પોતાનાં કર્તવ્યનાં લેશમાત્ર પણ જ્ઞાન વગર તેમાં પડેછે, અને તેનાં પરિણામ કેવાં ખેદજનક નીપજે છે તે સંસારમાં દુઃખી થતાં ઘણાં સ્ત્રીપુરૂષો સ્પષ્ટ રીતે દેખાડે છે.

ચિંતા, સંતાપ તથા ખેદથી ભરેલું હૃદય પોપટને વારંવાર સૂચવતું હતું કે તે પોતાને આધારે પડેલાં પોતાનાં માણસને તેની મરજી વિરૂદ્ધ ત્યાં મુકી આવેલા છે. આમ કરવામાં તેની જે જે આશા હતી તે પાર પડવી તો પરમેશ્વરના હાથમાંજ, પણ તે પહેલાં પ્રત્યક્ષ અનુભવ જે

મળ્યો તે એટલોજ કે આમ એને એકલાં મૂકવામાં જે દુઃખનો અનુભવ તેને થતો હતો, તે તેની શારીરિક સ્થિતિ સુધારવા કરતાં બગાડવામાં વધારે સહાયભૂત થતો હતો. આ કારણે પોપટનાં મનમાં અનેક નવી ચિંતા ઉત્પન્ન કરી. વિદ્યાભ્યાસની વિદ્યાર્થિ અવસ્થાની, અને એ સંબંધી સ્થિતિની પરતંત્રતાએ તેને તે કારણ દૂર કરવાનો એકેય રસ્તો સૂઝાડયો નહિ, અને તેથી અંતે લાચાર બની બને તેટલી એ નિર્મળની પત્રથીજ સંભાળ કરવાનો નિશ્ચય તેમણે કર્યો. સૌ. જયાકુંવર પણ પોતાના પ્રાણપતિની આ સ્થિતિ સારી રીતે જાણતાં હતાં. તે સમજતાં હતાં કે તેમની નિરંતર ચિંતા કરી તેમના પ્રાણનાથ વારંવાર દુઃખી થતા. આ દુઃખ તેમને ન થાય, તેમના અભ્યાસમાંથી તેમનું અંતઃકરણ પોતા વિષેની ચિંતામાં ન ખેંચાય, તથા પ્રાણનાથના એ કર્તવ્યમાં કંઈ પણ ખામી ન આવે તેટલા માટે નિરંતર પત્રદ્વારાએ તે તેમને ધીરજ આપતાં, પોતે સુખી છે એમ જણાવતાં, રત્નપ્રભા સ્વસ્થ છે એમ વારંવાર લખતાં, તથા ત્યાં ગમે તેવી સ્થિતિમાં છતાં પણ પોતાને કોઈ બાબતનું ઓછું નથી એમ વારંવાર જણાવી પોતાના પ્રાણનાથને ચિંતા-મુક્ત કરવા બનતી મહેનત કરતાં.

આવી સ્થિતિમાં પોરબંદરથી પોપટને આવ્યા બે માસ નીકળી ગયા. હવે માત્ર એકજ માસ એ બેચના

પરસ્પરના મેળાપ માટે બાકી હતો, તેટલામાં પોરબંદરથી આવતા પત્રો એકાએક બંધ થયા. પાંચ દિવસ, દશ દિવસ, પંદર દિવસ અને અંતે એક મહિનો એમ ને એમ ગયો. એકાએક આમ થવાનું શું કારણ હશે તે તેને સમજાયું નહિ. સૌ. જયાકુંવરની શારીરિક સ્થિતિ માટે તેને અતિશય સંકલ્પ વિકલ્પ થવા માંડયા. પોરબંદરથી તેમના ખબર મેળવવાને લીધેલા સર્વ ઉપાય વ્યર્થ ગયા. ચિંતાતુર મનથી આ સહન થયું નહિ. અંતે તેણે તુરત સમાચાર મેળવવા પોરબંદર તાર નાખ્યો. તાર નાંખ્યાને બે દિવસ થયા. આતુરતાથી પત્રની વાટ જોતાં અંતઃકરણને હજી પણ પત્ર મળ્યો નહિ. આ સર્વ ભેદનો અર્થ પોપટથી સમજી શકાયો નહિ. તેનું મન વધારે અને વધારે દુઃખી થતું ગયું. વહાલાંની ચિંતા તેનાં અંતઃ-કરણમાં વધારે અને વધારે થવા માંડી. "કયા ખેદકારક સમાચાર સાંભળવાને આમ બનતું હશે!" ઘડીમાં પોપટે એકદમ પોરબંદર જવાનો વિચાર કર્યો, પણ મુરબ્બીની રજા લેવાને એકપણ કારણ તેને મળી શકયું નહિ. અંતઃકરણ પસ્તાવા માંડયું. હાથે કરી વધારે ચિંતામાં પડવાજ આ ભૂલ થઈ એમ તેને લાગ્યું. વધારે સારા પરિણામની આશાથી થયેલાં આ કામના પરિણામમાં હવે ત્યાં શું થતું હશે, અને હું કેવા ખબર સાંભળીશ, તે ચિંતા પોપટનાં મનમાં થવા માંડી. મનની આવી

સ્થિતિમાં પોપટે તાર મુક્યા પછીના ત્રણ દિવસ ગાળ્યા. ત્રીજે દિવસે સૌ. જયાકુંવરનો પત્ર તેને મળ્યો. પત્રમાં થોડુંજ લખેલું હતું. ઘણીજ ઉતાવળથી તે લખેલો હોય એમ જણાયું. પોપટે તે વાંચ્યું. ભાવાર્થ એટલોજ નીકળ્યો કે "રત્નપ્રભાનું શરીર ઠીક ન હોવાથી તેની સંભાળમાં પડતાં આટલા દિવસ પત્ર લખી શકાયો નહિ." આ ખબરે પોપટને દુઃખી કર્યો. સૌ. જયાકુંવરનાં માતાપિતાને પણ આ ખબર પડતાં તે દુઃખી થયાં. પોપટના પિતાએ તથા સૌ. જયાકુંવરના પિતાએ પોતાનાં એ બાલકસારૂ ઔષધ મોકલ્યાં. સૌ. જયાકુંવરને ધીરજ રાખી તેની સંભાળ કરવા સૂચવ્યું. પોતાના પ્રાણપતિનાં મનમાં થતું દુઃખ તથા ઉદ્વેગ માતપિતાના પત્રથી સૌ. જયાકુંવરને કાને ગયાં. બાલકની ચિંતાસાથે આ નવી ચિંતાએ તે સુશીલના અંતઃકરણમાં ઘર કર્યું. ઓસડ પહોંચતાં બીજે દિવસે રત્નપ્રભાને કંઈક ઠીક લાગ્યું, ત્યારે તેની માતાએ હર્ષથી લખવાનાં સાધન લઈ, નીચે પ્રમાણેનો પત્ર પતિપ્રત્યે લખ્યો:—

શ્રાવણ શુદી ૨ વાર બુધ.

"**સૌભાગ્યશોભન વિદ્યાસાગર સ્વામીનાથ.**

મુ. મુંબઈ.

પોરબંદરથી લ. આપના વિયોગથી દુઃખી થનાર મળવાને ટમટમી રહેલ, કાગળથી કંટાળેલ વિયોગી

પ્રિયાના પ્રેમથી પ્રણામ માન્ય કરશો. સ્વામીનાથ! હમણાં આપનો પત્ર નથી માટે વળતી ટપાલે લખી વિયોગદુ:ખને શાંતિ પમાડશો એવી આશા છે.

આપનાં રત્નની તબિયત ઠીક છે, તે વિષે મારાં માયાળુ માતુશ્રીના પત્રમાં સમાચાર લખ્યા છે તેથી પણ જાણશો. મારી તબિયત સારી છે. આપની તબિયત સારી હશે, તે વિષે લખી આ માણસને આનંદ આપશો.

પ્રાણનાથ! રત્નની તબિયત વિષે આપના પત્રમાં લખ્યું તેથી આપ અત્યંત દિલગીર રહોછો, એવું મારાં માતુશ્રીનાં પત્રથી જાણ્યું છે, તેથી હું ઘણીજ દિલગીર થઈછું. છોકરૂં તો માંદું પણ થાય તેમ સાજું પણ થાય. કોઈ દિવસ સાજું ને સાજું રહે નહિ, તેમ સદા માંદું પણ ન રહે, એવો સૃષ્ટિનો નિયમ છે તે આપ જાણોછો. સદાકાળ સરખો જતો નથી. હાલ આપણે વિયોગદુ:ખથી દુ:ખી છઈએ, અને એક માસ પછી આપનાં ચરણ-કમળની દાસી સાથે આપ આનંદથી વાતો કરતા હશો, અને આપનું પ્રિય બાલક આપના પગ આગળ કાલાકાલા શબ્દો બોલી આપનાં મનને રંજન કરતું હશે. કોઈ વખત એવાં સુખમાં પણ આપણે હશું, અને આ વખત આવાં દુ:ખમાં પણ છઈએ, ત્યારે એવો જે ઈશ્વરી નિયમ તેમાં આપણે હર્ષ શોક શું રાખવો. માટે પ્રિય પ્રાણનાથ!

આપનાં ચરણકમળની દાસીની વિનંતિ સ્વીકારી સદા ખુશીમાં રહેશો, અને આપના શરીરનું રક્ષણ કરશો.

શરીરનું સંરક્ષણ કરવું તે મહેશ્વરની સર્વ આજ્ઞા માંહેલી એક છે, અને તે પાળવાથીજ આપણી બીજી આજ્ઞાઓ પાળી શકિયે છઈએ, એમ આપે મારા પત્રમાં બાશ્રી વસ્તુબાને લખેલું છે, તો આપજ એવી રીતે વર્તી આપની પ્રિયાને સદાની સુખી કરશો. પ્રાણનાથ ! આપ અહિં હવે કયારે પધારશો તે જણાવી મળવાને ટમટમી રહેલી પ્રિયાને આનંદ પમાડશો. ભવિષ્યમાં સંયોગના સુખની આશાથી તે વિયોગના દિવસો ધીરજથી કહાડેછે.

આપનું રત્ન જમવા શીખ્યું નથી. જમવા બેસેછે પણ ખાતું નથી. ગરમર ખાતાં અને દૂધ પીતાં આવડેછે. હવે ચાલવાની શક્તિ આવી છે, ધીરે ધીરે ચાલેછે, અને સુખ થવા આવ્યું છે, માટે વ્યર્થ ચિંતા કરશો નહિ. હાલ એજ. આસાથે માયાળુ બાનો પત્ર બીડયો છે."

પોતાના પ્રિયપતિને ધીરજ આપવા સૌ. જયાકુંવરે આ યુક્તિ કરી, પણ ખરેખર શું બનતું હતું? એક દુષ્ટ વ્યાધિનો ભોગ થઈ બિચારૂં બાલક ધીરેધીરે ઘસાતું હતું. તેની માતા આ સમજતાં હતાં, પોતાથી બનતા ઉપચાર તેને સારૂં કરવાને કરતાં હતાં, અને ઇશ્વર કરશે તો એ બાલક થોડા વખતમાં સારૂં થશે એમ તે અંતઃકરણથી માનતાં હતાં. તેના મંદવાડના ખબર મુંબઈ લખી

પતિને, સસરાને, તથા માતાપિતાને ચિંતાનું સાધન થઈ ન પડવું એમ તેણે નિશ્ચય કર્યો હતો. તેનાં સખી તથા સાસુતુલ્ય મુરબ્બીએ પણ એ બાલકને થોડા દિવસમાં સારૂં થશે એમ સમજી વ્યાધિ વિષેની હકીકત મુંબઈ મોકલ-વાનો આગ્રહ કર્યાં નહિ. સૌ. જયાકુંવર મુંબઈ એમજ લખતાં ગયાં, કે રત્નને શરીરે ઠીક છે, તેની ચિંતા કરશો નહિ. આ સમાચાર ઉપર પોપટે ભરોસો રાખ્યો, અને કંઈપણ ચિંતા વગર પોતાના દિવસો ગાળ્યા. પણ અંતે જે ભય હતો તે આગળ આવીને ઉભો રહ્યો. બાલકનાં દુઃખે દુઃખી થની માતાના ધ્રૂજતા હાથનો લખેલો પત્ર તેના પતિને મળ્યો તેમાં લખ્યું હતું કેઃ—

"થોડા દિવસમાં સારૂં થઈ જશે એમ ધારી આપ સર્વને ચિંતામાં ન રાખવાને મેં રત્નપ્રભાનો મંદવાડ આપથી છુપાવી રાખવાની ભૂલ કરી તેનેમાટે હવે હુંજ પસ્તા-ઉંછું. રત્નની સ્થિતિ દિવસે દિવસે બગડતી જાયછે, માટે હવે ત્યાંથી કોઈ આહિં જલદી આવો તો ઠીક."

કેવા ખેદ સાથે પોપટે આ વાંચ્યું હશે? રાણાવાવને પાદર ગાડું છૂટતાં આવેલું સ્વપ્ન તેને યાદ આવ્યું. તેની છાતી ધબકવા માંડી. આંખમાંથી દડદડ આંસુ પડવા માંડયાં. રત્નપ્રભાની આવી ભયંકર વ્યાધિગ્રસ્ત સ્થિતિ થતાં પ્રિયાની કેવી દશા હશે તે વિચાર તેને એક પછી એક આવવા માંડયા. પત્ર મળ્યો તે વખતે સવારના નવ

વાગ્યા હતા. તેણે આ પત્ર તથા તે સાથે એક ચીઠ્ઠી પોતાના પવિત્ર પિતાને લખી તેમાં તેજ દિવસે પોરબંદર જવા દેવા માટે તે મુરબ્બીની રજા માગી આટલું કરી તે પોતાના અભ્યાસ માટે ગયા.

ત્યાંથી પાછા આવતાં તેણે પોતાના પિતા તથા સસરાને એ બાબત વિચાર કરતા જોયા. પોપટે તે બેયની ફરીથી રજા માગી, પણ એ મુરબ્બીઓનું મન ચાલ્યું નહિ. ભર ચોમાસું હતું, તેમાં મોકલતાં પોપટનેજ કંઈ પરાભવ થાય તો વળી નવી ચિંતા થાય, આવા એ મુરબ્બીના વિચારે પોપટને જવાની રજા મળી નહિ. પોપ-ટના પિતાએ પોતે જવાનું નક્કી કર્યું. આ વડિલની ઈચ્છા વિરૂદ્ધ કોઈ થઈ શકયું નહિ, અને તેજ દિવસે ચાલવાની તૈયારી તેમણે કરવા માંડી. પોપટના મનમાં આવતા ઉભરા બહાર પાડી પોતાનું અંતઃકરણ પોતાના બેય મુરબ્બી આગળ ખાલી કરી, ફરીથી તેમની રજા માગવાને પોપટની ઈચ્છા હતી, તે પાર પાડવા ત્યાંજ ઉભા રહ્યા, પણ તેમની જીભ ઉપડીજ નહિ. એક પણ શબ્દ તેમના મોઢામાંથી નીકળી શકયો નહિ, અને તેમના પિતાને જવાની તૈયારી એકદમ થવા માંડી. જ્યારે પોપટે નક્કી જોયું કે તેના પિતા તેજ દિવસે જશે, ત્યારે ઘણી મહેનતે તે એટલુંજ બોલ્યા કે "જ્યારે હું દુઃખી થાઉં એમ મનમાં લાવી આપની મને ત્યાં મોકલવાની ઈચ્છા નથી, ત્યારે હું

પણ વિનંતિ કરૂંછું કે આપે આજ જવાનો વિચાર બંધ રાખવો. ઈશ્વર કરશે તો કાલ કંઈ સારા સમાચાર આપણે સાંભળશું. પણ જો તેમ ન થાય તો પછી સુખેથી આપ જજો." આમ બોલતાં તેની આંખમાં પાણી આવ્યાં. આ વિચારને તેના મુરબ્બી સસરાએ ટેકો આપ્યો, અને તેથી તેના પિતાએ તે દિવસે ચાલવાનું બંધ રાખ્યું.

રત્નપ્રભાની સ્થિતિ ખરેખર ભયંકર હતી, પણ તેમાંથી પણ ઈશ્વર ફરક પાડે એવી આશાએ બીજે દિવસે કંઈ સારા સમાચાર આવશે એમ ધારી પોપટે ઉપરનો રસ્તો લીધો હતો. વૃદ્ધ વડિલને ભરચોમાસે પગરસ્તે માર્ગની હેરાનગતિ ભોગવવા આ નિમિત્તે જવા દેવાની પોપટની જરા પણ ખુશી હતી નહિ, અને તેથી કંઈ આશા ભરેલા સમાચાર આવતાં એ મુરબ્બીનો વિચાર ફેરવી શકાય એવી ઉત્કંઠાએ પોપટે આ પ્રમાણે એક દિવસની ઢીલ નાખી; પણ પોપટની એક પણ ધારણા પાર પડી નહિ. બીજે દિવસે આવેલા પત્રે વધારે ભય ભરેલા સમાચાર આપ્યા. તે સાંભળી, વાંચી, વૃદ્ધ વડિલે પોતાનો વિચાર દૃઢ કર્યો. પોપટથી હવે એક શબ્દ પણ બોલાય તેમ રહ્યું નહિ. અંતઃકરણ કચવાયું, દુઃખી થયું. પણ તે સર્વ વ્યર્થ. તેના મુરબ્બી વખત થતાં તેમને ચિંતા ન કરવા ભલામણ દઈ વિદાય થયા, અને પોપટ ગાડી ઉપડતાં સુધી પણ

પોતાના વિચારમાં ને વિચારમાં સ્તબ્ધ થઈ એક પણ શબ્દ બોલી શક્યા નહિ

*   *   *   *   *   *

પોરબંદરનાં ઘરના વિશાળ ઓરડામાં એક બાજુ એક નાની ખાટલી ઉપર રત્નપ્રભા સુતી હતી. ખાટલી પાસેજ પથારી ઉપર તેનાં માતા તથા માતાનાં સખી અર્ધ નિદ્રાવશ સ્થિતિમાં સુતાં હતાં. એ બેયને તથા તેમનાં મુરબ્બી સાસુને આખી રાત્રિનો ઉજાગરો હતો. તેમની એ રાત હંમેશ કરતાં કંઈક વધારે ભય તથા ચિંતામાં ગઈ હતી. મુરબ્બી સવાર પડતાં ઉઠી ઘરનાં કામમાં પડયાં હતાં, તથા આ તેમનાં બે બાલકને રાત્રિના ઉજાગરાને લીધે ઉઠાડયાં નહોતાં

ચંચળ આંખ, ભરેલ ગાલ, અને હૃષ્ટપુષ્ટ શરીરવાળી આ રત્નપ્રભા હતી નહિ. ઘરમાં આનંદથી કલ્લોલ કરતાં દોડ દોડ કરવાનું તેનું કામ ઘણા દિવસથી બંધ થયું હતું. ઘરમાં આવતાં જતાં માણસને આવકાર આપી હસવાનું, તથા સર્વને આનંદ પમાડવાનું પોતાનું કામ તેણે ક્યારનું માંડી વાળ્યું હતું. ખરેખર એના પિતાએ જ્યારે એને છોડી ત્યારની રત્નપ્રભા, અને હમણાં ખાટલી ઉપર નખાઈ ગયેલાં શરીરે પડેલી રત્નપ્રભા કોઈ જુદાં જુદાં બાળકો હશે, એમ પહેલી નજરે જોનાર કોઈપણ કહ્યા વગર રહે નહિ.

ઘણા દિવસના મંદવાડને લીધે તેના માથાના સુંદર ગુચ્છા ખરી પડયા હતા, તેનાં કપાળનું તેજ જતું રહ્યું હતું, તેની આંખ ઉંડી ઉતરી ગઈ હતી, તથા કોકજ વખત તે ફરતી જણાતી હતી. ગાલમાં ખાડા પડી ગયા હતા, ગળાના સર્વ સ્નાયુ એક એક સ્પષ્ટ દેખાય તેવી સ્થિતિમાં આવી ગયા હતા, છાતીની દરેક પાંસળી ગણાતી હતી, હાથ લાચાર સ્થિતિમાં શરીરપાસે પડયા હતા, તે ઉપાડવાની તેનામાં શક્તિ ન હતી. પેટની વ્યાધીને લીધે પેટ ઉપસેલ જણાતું હતું, પગની ચામડીમાં કરચોલી પડી ગઈ હતી, તે ફેરવવાની શક્તિ રત્નપ્રભામાં હતી નહિ. તેનું શરીર તાવથી ધગતું હતું, કપાલ ઉપર કંઈક પરસેવો આવ્યો હતો, તથા આંખ અરધી બંધ તથા અરધી ઉઘડેલી હતી. મુરબ્બીએ ઉઠતી વખતે તેને પગથી છાતી સુધી એક શાલ ઓઢાડી હતી. આ સ્થિતિમાં એક વખત સર્વને આનંદ આપનાર રત્નપ્રભા નિદ્રાવશ થઈ પોતાનાં માતા તથા કાકી પાસે પડી હતી.

પા કલાક આમ નીકળી ગયો. એટલો વિસામો આ ત્રણેયને હમણાંજ મળ્યો હતો; પણ તેટલામાં તાવની ઘુમમાં રત્ને "બા" કરી ચીસ પાડી. તેનાં માતા ઉઠયાં, બાલકની ધબકતી છાતી ઉપર હાથ રાખી તેની પાસે સુતાં, સુકાઇ ગયેલા ગાલ ઉપર હેતથી ચુંબન કર્યું, તથા હળવે હળવે માથું ચાંપવા માંડયાં. રત્નપ્રભા શાંત થઈ,

અને પાછી આગળની સ્થિતિમાં પડી. સૌ. જયાકુંવરની આંખ મીંચાવા માંડી, રાત્રિના ઉજાગરાના થાકથી તેમને નિદ્રા આવવા માંડી, પણ તેટલામાં પાસેની ચોકીના ઘડિયાળમાં આઠ વાગતા તેમને સંભળાયા. આ સાંભળતાંજ તે પાછાં ઉઠયાં. સાસરે આવી સૂર્ય ઉગ્યા પછી ઉઠવાનો આ પહેલોજ પ્રસંગ ધ્યાનમાં આવતાં તે અંતઃકરણમાં દુઃખી થયાં. વૈદ્યે આપેલું ઓસડ બાલકને પાવાનો વખત થઈ ગયો એમ જાણી તેમણે ચમચામાં ઓસડ લીધું. અને પાછાં રત્નની ખાટલી આગળ આવી, તેની સામું જોતાં ઉભાં. " અરેરે! આ સ્થિતિમાં ઓસડ શું સારૂં કરશે ? " એમ બોલી નિશ્વાસ નાખ્યો. અંતે બાલક પાછું જાગે નહિ તેમ ચમચો મોઢા આગળ ધરી ધીરેથી મોઢું ઉઘાડવા માંડયાં. ભર તાવમાં અર્ધનિદ્રાવશ સ્થિતિમાં પડેલી રત્નપ્રભાના હોઠને માતાનો હાથ અડતાંજ તે થડકી ઉઠી, આંખ ઉઘાડી, અને મોઢા આગળજ ઓસડથી ભરેલો ચમચો જોતાં માતાનો હાથ પાછો ઠેલી, " નહિ નહિ! ઓસડ નહિ," એમ બોલી દયાજનક સ્વરે રડવા માંડી. " નહિ નહિ " નો સ્વર અને તે સાથે રત્નપ્રભાનું રડવું સાંભળતાંજ સૌ. જયાકુંવરનાં સખી જાગી ઉઠયાં, રત્ન આગળ દોડી ગયાં, અને એક વખત સખી સામું તથા બીજી વખત બાલક સામું જોતાં અધીરાઈથી " કેમ બાપુ! શું છે ? " એમ પૂછવા માંડયાં. કાકીની માયામાં લપટાઈ ગયેલ

બાલકે પોતાનાં એ મુરબ્બીને જોતાંજ તેની તરફ પોતાના હાથ લાંબા કરી "બા તું મને તેડ, મારે ઓસડ નથી પીવું." એમ બોલી આતુરતાથી તેની સામું જોવા માંડી. તેમણે તેને તેડી લીધી, અને રત્નપ્રભાએ ઓરડાની બહાર જવા પોતાનો હાથ લાંબો કરી સૂચવ્યાથી તે તેને તે તરફ લઈ ગયાં. સૌ. જયાકુંવર જે આટલો વખત હાથમાં લીધેલા ઓસડથી ભરેલા ચમચા સાથે સ્તબ્ધજ હતાં, તેના હાથમાંથી હવે ચમચો પડી ગયો, અંતઃકરણમાંથી એક ઉંડો નિશ્વાસ નખાયો, તથા આંખમાંથી દડદડ આંસુ પડવા માંડયાં, અને "શિવ શિવ, આનું પરિણામ શું આવશે?" એમ બોલતાં ત્યાંજ બેસતાં હતાં, તેટલામાં બહારથી સખીનો સાદ આવ્યો, "અરે આ શું? જલદી આવો રત્નપ્રભાને અસુખ થાયછે." આ સાંભળતાંજ દુઃખ અને વ્યાકુળતાથી તેનાં માતા પાછાં ઉઠયાં અને પોતાનાં સખી પાસે દોડી ગયાં. સાસુ તુલ્ય મુરબ્બી પણ અધીરાઈથી ત્યાં આવી પૂગ્યાં. સૌ. જયાકુંવરનાં સખી રત્નપ્રભાને તેડી ઓરડાની બહાર લાવ્યાં ત્યાંસુધી તે આમ તેમ જોતી હતી, પણ તે પછી થોડા વખતમાં તેણે પોતાનું માથું મુરબ્બીના ખભા ઉપર ઢાળી દીધું હતું. આ જોઈ મુરબ્બીએ "રત્ન રત્ન" કરી તેને બોલાવવા માંડી, પણ વ્યર્થ. શરીર પાણીથી ભીંજાઈ ગયું હતું, આંખ અર્ધ વીંચાઈ ગઈ હતી, તથા મોઢાથી પેટસુધી ચાલતા

શ્વાસ વગર જીવનનાં સર્વ ચિન્હ નાશ પામ્યાં હતાં. જ્યારે ઉપરનું વાક્ય સાંભળી સર્વ જણ અહિં દોડી આવ્યાં, ત્યારે રત્નપ્રભાની આ સ્થિતિ હતી. તેની માતાએ સખીના હાથમાંથી તેને લેવાને આગ્રહ કર્યો પણ સખીએ ના કહી. મુરબ્બીએ આવી તેને પોતાના હાથમાં લીધી, અંદર લઈ ગયાં, અને સંભાળથી ખાટલી ઉપર સુવારી. સૌ. જયાકુંવરનું હૃદય હવે હાથ રહ્યું નહિ. "મારા આધાર! હું તારા દાદાને શું જવાબ આપીશ." એમ બોલતાં અસહ્ય દુ:ખથી તેમની આંખ પાણીથી ભરાઈ ગઈ. તેમનાં સખીએ તેને હૈયાં સાથે દાબી હાથ ઝાલી અંદર લઈ જતાં કહ્યું, "બેન આ તને શોભે છે? ઈશ્વર ઉપર આધાર રાખ, પ્રભુ સારૂં કરશે" આમ બોલી તેણે પોતાના છેડાથી સૌ. જયાકુંવરનાં આંસુ લૂઈ નાંખ્યાં, તથા બેય જણ મુરબ્બી બેઠાં હતાં, ત્યાં બાલક પાસે જઈ બેઠાં.

આ દિવસ અને તે પછીની રાત્રી અસહ્ય દુ:ખ, ખેદ તથા સંતાપમાં ગયાં. બાલક રત્નપ્રભા ખરેખર છેવટના કલાક કહાડતી હતી. આટલા દિવસ સુધીમાં જે ચૈતન્ય તેનામાં હતું તે આજ આ પ્રમાણે સાવ નાશ પામ્યું હતું. દુ:ખી માતા, તેની સખી તથા તે બેયનાં વડિલ પાસેજ બેઠાં હતાં. ખાવાપીવા તથા નિત્યકર્મનું ભાન કોઈને હતું નહિ. સાસુતુલ્ય વડિલ ઘડીમાં રત્નપ્રભાની સ્થિતિ જોઈ હવે શું થશે એમ વિચારી કચવાતાં હતાં, ઘડીમાં પોતાનાં બાલ-

કોને હિંમત આપી વારંવાર ખાવા પીવાનું સૂચવતાં હતાં, ઘડીમાં કોઈ વૈદ્ય, દાક્તર, વિગેરેને તેડાવી સલાહ લેતાં, અને ઘડીમાં અંતઃકરણ ગભરાઈ જવાથી ગામનાં વડિલ સગાં સંબંધીને તેડાવી તેમનો મત પૂછતાં. સૌ. જયા-કુંવરનાં સખી પોતાનાં સખી પાસેજ રહી તેને હિંમત આપતાં, તથા પોતાની બુદ્ધિ પ્રમાણે સૂચના આપી સખીની સલાહ તથા મુરબ્બીની રજા પ્રમાણે જે તે આજ્ઞા કરતાં તે કર્યા કરતાં હતાં. પણ રત્નપ્રભાની દુઃખી માતા સૌ. જયાકુંવર ! તેની શું સ્થિતિ હતી ? જ્યારથી રત્નની આ સ્થિતિ થઈ ત્યારથીજ તે સમજ્યાં હતાં કે ઈશ્વર હવે થોડા વખતમાં તેના હાથમાંથી તેનું બાલક ખેંચી લેશે. આ વિચાર તેને અતિશય દુઃખી કરતો હતો. હવે શું કરવું, કેવી રીતે ધીરજ રાખવી, તથા કેમ શાંત થવું, તે સર્વ તેનાં અંતઃકરણમાંથી જતું રહ્યું હતું. અતિશય દુઃખથી તે ઘડીમાં પોતાનાં બાલક પાસે જઈ તેની નાડ જોતાં, આંખ તપાસતાં, શરીર તપાસતાં અને ત્યાંજ મન ભરાઈ આવવાથી આંખમાં આવતાં આંસુ દબાવી બીજા ઓરડામાં જઈ, સારીપેઠે હૈયું ખાલી કરતાં. રસ્તામાં ગાડીનો, ઘોડાનો, કે ગાડાંનો અવાજ સાંભળતાંજ તે એક નજરે બારીમાં જોતાં. હમણાં મારા પવિત્ર સસરા આવશે, અથવા હમણાં મારા પતિનાં દર્શન મને થશે, એવી આશામાં ને આશામાં બારી આગળ ઉભી, અંતે

નિરાશ થઈ, "અરે એના દાદા કે એના પિતા પણ એનું મોહું જોઈ શકશે નહિ" એમ અંતઃકરણમાં આણી, વળી એક બાજુ જઈ મનનો ઉભરો શાંત કરતાં. આમ આખો દિવસ ગયો, સંધ્યાકાળ ગયો, રાત પડી, સાત, આઠ, નવ અને દશ વાગ્યા. રત્નપ્રભાની સ્થિતિ એવીજ રહી, જરા પણ સુધરી નહિ. એક પણ શબ્દ તેના મોઢામાંથી નીકળ્યો નહિ. "બા તું મને તેડ મારે ઓસડ નથી પીવું." આ શબ્દ બોલ્યાને બાર કલાક થઇ ગયા હતા, અને તેજ તેના છેલ્લા શબ્દો હતા. અંતે અગિયાર વાગતા સંભળાયા. પેહેલી રાત્રિ ગઈ. વડીલે સૌ. જયાકુંવરને સુઈ જવાને સૂચવ્યું. સર્વ જણ જાણતાં હતાં કે આ નિર્દોષ બાલક જગતમાં હવે કલાક ગણાવતું હતું, અને તેથી એ દુઃખદાયક વખતે તેની માતાને તેનાથી દૂર રાખી તેમના મનમાં થતું દુઃખ ઓછું કરવાને વડિલ પ્રયત્ન કરતાં હતાં. વડિલની આજ્ઞા માનવા તથા સખીને રાજી રાખવા સૌ. જયાકુંવરે પોતાનું શરીર ઢાળ્યું, પણ પોતાના બાલકની ખાટલી પાસેજ. જે નિદ્રા પાંચ દિવસ થયા વેરી થઈ હતી, તે આજ પોતાનું વેર વાળે તેમાં શું નવાઈ? ઘડીમાં નિશ્વાસ નાખતાં, ઘડીમાં રડતાં, ઘડીમાં પ્રાણપતિનું ધ્યાન કરતાં તથા વારંવાર ઉઠી પોતાનાં બાલકને એક ચિત્તે જોઈ માથે હાથ ફેરવી, કપાળે તથા ગાલે ચુંબન કરી, પોતાનાં આંસુથી તેનું પણ શરીર ભીંજવતાં હતાં, આ સ્થિતિમાં

બીજો એક કલાક નીકળી ગયો તેટલામાં અંતકાળનો શ્વાસ ઉપડી ચૂક્યો, તથા શરીર ઠંડું થઈ ગયું. સૌ. જયાકુંવર ઉઠ્યાં, ફરીથી બાલકની સ્થિતિ જોઈ, નાડ તપાસી, અને હવે જીવની સર્વ આશા મૂકી તેણે ગભરાતાં હૃદયે રડતાં રડતાં પોતાનાં બાલકને છેવટનું ચુંબન કર્યું. હુસકાં ભરતાં ત્યાંજ સ્થિર રહ્યાં. ગળગળે સાદે, "અરેરે મારા પ્રાણ! તું જાછ? તારા દાદાને કે પિતાને મળ્યા વગર? આ તને શું સૂઝયું? મારી સામું જોતો ખરી! બેન એકવાર તો જવાબ આપ!" એમ બોલતાં અસહ્ય કલ્પાંતમાં થોડો વખત કહાડ્યો. અંતે તેમનાં સખીએ તથા મુરબ્બીએ તેમને શાંત પાડયાં. શાંત થતાંજ તેમને જગતનો વિચિત્ર વ્યવહાર ધ્યાનમાં આવ્યો. તેમણે પોતાનાં આંસુ લૂઈ નાખ્યાં, અને પ્રિયપુત્રી પુણ્ય કર્યાવગર મરણ પામશે એમ અંતઃકરણમાં આવવાથી સખીને કહ્યું, "બેન ! પુણ્યે પાપ ઠેલાય માટે આ વખતે જે પુણ્ય થતું હોય તે કરાવો." સખીએ આ વિચાર મુરબ્બીને જણાવ્યો અને તેમણે ઝળઝળું થતાં સુપાત્રોને તથા રાંકને યોગ્યતા પ્રમાણે દાન આપ્યાં, આઠ વાગવાનો વખત થયો, આ વખત સુધી સૌ. જયાકુંવરે પોતાના પવિત્ર સસરા તથા પતિની વાટ જોઈ પણ કોઈ આવ્યુ નહિ. અંતે છેવટની ઘડી આવી પહોંચી. બાલકના હાથમાં તેની માતાને નાડી જણાઈ નહિ, શ્વાસ ઘુંટાવા માંડયો, તે તેને પોતાના હાથમાં લેવા

જતાં હતાં, તેટલામાં મુરબ્બીએ તેને લઈ લીધી, તેનું શરીર ખેંચાયું, ડચકાં આવ્યાં અને તેનો આત્મા તેના ક્ષણભંગુર દેહને છોડી ચાલી નીકળ્યો.

સૌ. જયાકુંવરનાં હૃદયમાંથી એક શોકકારક ચીસ નીકળી. "અરેરે! આમ અધવચે જવાય?" એમ બોલતાંજ તેમની આંખ આંસુથી ભરાઈ ગઈ, તેમણે પોતાનાં બાલકને ફરીથી એક ચુંબન કર્યું. અને પછી સખી સાથે દૂર જઈ બેઠાં.

શબને સ્મશાને લઈ ગયાને થોડો વખત થયો હતો, અને ફળિયામાં લોકરિવાજ પ્રમાણે કલ્પાંત તથા રડાપીટ ચાલતી હતી. સૌ. જયાકુંવર તથા તેનાં સખી આમાં ભળ્યાં નહોતાં. તે બેયજણ અંદરના ઓરડામાં હતાં. ઉદાસીમાં નિમગ્ન થઈ, સખી ભીંતને આલી, નીચું જોઈ બેઠાં હતાં, અને તેના ખોળામાં માથું રાખી તેનીજ સામું જોઈ છાઉપર સૌ. જયાકુંવર સુતાં હતાં. એકેયની આંખમાં આંસુ હતાં નહિ, પણ બેયના મોઢાંમાંથી ક્ષણે ક્ષણે ઉંડા નિશ્વાસ નખાતા સંભળાતા હતા. રાત્રિના ઉજાગરાને લીધે સખીના ખોળામાં સૌ. જયાકુંવરને ઉંઘ આવવા માંડી, ધીરે ધીરે આંખ વીંચાવા માંડી, અને અર્ધ નિદ્રાવસ્થા અને અર્ધ સ્વપ્નાવસ્થામાં શરીર હતું, તેટલામાં સખીની આંખમાં આવેલું આંસુનું એક ટીપું પોતાના કપાળઉપર પડતાંજ તેમની નિદ્રા ઉડી ગઇ, અને તેમણે સખી

તરફ જોયું. તેમની આંખ ઉજાગરાને લીધે લાલચોળ થઈ ગઈ હતી, તેમાંથી દડદડ પાણી વહેતાં હતાં, અને તે છુપાવવાને માટે વારંવાર પોતાના છેડાથી આંખ લૂતાં હતાં. તેમની નજર નીચીજ અને ખોળામાં સુતેલાં પોતાનાં સખી તરફજ હતી, તેથી જેવાં સૌ. જયાકુંવરે પોતાની આંખ ઉઘાડી તેવાંજ તેમણે પોતાનાં સખીની સ્થિતિ જાણી લીધી. તે તરત ઉઠયાં, સખીને ગળે બાઝી પડયાં, અને કહ્યું, "ભાભીજી! આ શું કરોછો? મારી ધીરજ કેમ રહેશે? તમે આમ કરશો તો પછી હું કેને આધારે?" આ શબ્દ તેમનાથી પૂરા બોલાયા નહિ, છેવટના શબ્દો બોલતાં તેમનો સાદ લથડી પડયો, આંખમાં પાણી ભરાઈ આવ્યાં, અને બાલકના જવાથી અંતઃકરણમાં ભરાઈ રહેલ ખેદ, શોક, અને સંતાપનો ઉભરો બેય સખીએ એ સ્થિતિમાંજ સારીપેઠે ખાલી કર્યો અંતે રડતે સાદે સૌ. જયાકુંવરે કહ્યું, "હવે ઘણું થયું. ધીરજ રાખો. આમ કયાંસુધી ચાલશે? ગઈ! હવે પાછું તેનું મોટું પણ જોવાની આપણને આશા છે?"

તેનાં સખીએ જવાબ આપ્યો. "હું ધીરજ રાખવા જાઉંછું પણ રહી શકતી નથી. મારૂં મન માનતું નથી. બેન તું કચવામાં. એ મારૂં હતું. તેં મારા સુખ સારૂ એ બાલક મને સોપ્યું હતું. અરે એના "બા–બા" ના શબ્દોના ભણકારા મને પડેછે, તેમ તેમ મારૂં મન વધારે

મૂંઝાય છે." આમ બોલતાં તેમણે પાછું પોતાનું હૈયું ખાલી કરવા માંડયું.

સૌ. જયાકુંવરે કહ્યું. "ભાભીજી ! આમ મુંઝાવાથી શું તમને અથવા મને તે મળી શકશે ? આપણે હવે એને જોઈ શકવાને પણ શક્તિવાન છઈએ ? તમે સમજુ છો, મારાં મુરબ્બી છો, અને આમ તમને ઘટે ! ઉઠો. હજી આપણે ઘણું કરવાનું છે. જન્મ લઈ સારૂં ખોટું સમજવાની સમજણ આવતાં પહેલાં ઈશ્વરે એ બીચારીને આપણી પાસેથી લઈ લીધી છે, માટે આપણે એનું મરણ સુધારવું જોઈએ આમ રડયા કરશું તો તેનો ક્યારે છેડો આવશે ?"

"બેન હવે મને લાગેછે કે જેટલો વધારે સ્નેહ તેટલું વધારે દુઃખ. સ્નેહનું પરિણામ જો સુખજ હત તો આમ આપણું રત્ન ચાલ્યું જાત ? જયા ! એણે તે શું પાપ કીધાં હોય કે આપણે એનું મરણ સુધારિયે."

"ભાભીજી ! પૂર્વ જન્મનાં પાપ વગર સંસારમાં જન્મ થતોજ નથી. જો એમ ન હોય તો એ બિચારી આમ દુઃખ પામી આ વયમાં મરેજ શું કામ ? આપણે જે કંઇ એની પાછળ કરશું તેથી એને કંઈ લાભ છે કે નહિ તે તો ઈશ્વર જાણે, પણ મનની શાન્તી સારૂ આપણાથી જે થાય તે આપણે કરવું જોઇએ."

"જયા ! ખરૂં છે. જેમ તારી મરજીમાં આવે તેમ આપણે કરિયે. પણ બેન ! આજ મારાં અંતઃકરણમાં

આવેલી એક વાત મારે તારી આગળ કહેવી છે. મને વચન આપ કે એ પ્રમાણે તું કરીશ."

"તમારૂં કયું વચન આજ સુધીમાં મેં માન્યું નથી?"

"સાંભળ ત્યારે જે સ્નેહ આપણી વચ્ચે બંધાયો છે તે કોક દિવસ પણ આપણને દુઃખદાયક થઇ પડશે. રત્નનું મરણ સાંભળતાંજ કદાચ પોપટ અથવા સસરાજી તને આવી તેડી જશે. આપણે છૂટાં પડતાં થવાનાં દુઃખ માટે હું દરકાર કરતી નથી, પણ વર્ષે, બે વર્ષે કે પાંચ વર્ષે જ્યારે આપણે હજારો ગાઉ છેટાં હશું, અને આપણી સ્થિતિ કોણ જાણે કેવી બદલાઈ ગઈ હશે, તેવે વખતે કદાચ મારૂં મોત આવશે, અથવા હું મરણ પથારીએ પડીશ, ત્યારે મને શાંત રાખનાર, પરમેશ્વરનું સ્મરણ કરાવનાર, અને અંતે મારૂં મરણ સુધારનાર મને તારા જેવું બીજું કોણ મળશે? બેન મને એટલુંજ વચન આપ કે આપણે આજથી મળિયે કે નહિ, ગમે તે થાય, તોપણ કદાચ મારો આવો વખત આવે, અને હું તને બોલાવું તે વખતે ગમે ત્યાંથી પણ તારે મને આવી મળવું."

"તમારા આવા વિચાર માટે મને કંઈ આશ્ચર્ય થતું નથી. રત્નપ્રભા ગઈ તેમ મારે, તમારે, અને જન્મ લીધેલ બધાયે જવું છે. પણ ભાભીજી! મોત કંઈ નાનાં મોટાંને જોતું નથી. કેને ખબર છે કે તમારો એ વખત પહેલાં આવશે કે મારો જો હું જીવતી હઈશ, તો ગમે

ત્યાંથી તમારી પાસે આવીશ. પણ જો મારોજ એ વખત પ્રથમ આવ્યો, તો તમે મારી પાસે આવી મને મળજો, અને પછવાડેથી તમારાથી જે બને તે કરજો."

આ વાક્ય સૌ. જયાકુંવરે પૂરૂં કીધું, તેટલામાં ફળિયામાં રડાપીટ કરતો સ્ત્રીસમૂહ એ ઓરડા તરફ આવ્યો. આ ઉપરથી બેય સખી ત્યાંથી ઉઠયાં, અને બીજા ઓરડામાં ગયાં.

અતિશય પ્રેમથી, મહેનતથી, અને આનંદથી ઉછરેલું બાલક આ પ્રમાણે ચાલી નીકળ્યું. સમય આવતાં ગમે તે ગમે તે વખતે નાશ પામેછે, હર્ષશોક સ્નેહને લીધે થાયછે, અને અંતે ભૂલી પણ જવાયછે. સર્વને આ સરખું છે; તોપણ તેને જન્મ આપનાર, તથા પોતાને બીજાં કંઈ સુખની ઈચ્છા અથવા આશા ન હોવાને લીધે એ બાલકનેજ જોઈ સુખ માની તેને પોતાનુંજ કરી રાખનાર તેનાં આ બેય મુરબ્બીના મનમાં આ વખતે જે દુઃખ થયું, તે અસહ્ય હતું. સંસારમાં સંતાનના જન્મ જેવું બીજું સુખ નથી અને સંતાનનાં મરણ જેવું બીજું દુઃખ નથી. પણ અંતે સંસારની વિચિત્રતા ધ્યાનમાં લઈ રોતાં કકળતાં પણ, તે કંઈક શાંત થયાં. ઘરમાં એ બાલકને રમવાનાં રમકડાં, પહેરવાનાં લુગડાં ઈત્યાદિ અચાનક નજરે પડતાં બેય સખીનું મન વારંવાર ભરાઈ આવવા માંડયું, અને તેથી તેમણે એ સર્વ ભેળું કીધું, ફળિયામાં

રહેતાં છોકરાંઓને પોતાની પાસે બોલાવ્યાં, અને સર્વને યોગ્યતા પ્રમાણે બધું આપી દીધું. આ પછી બેયજણ વધારે શાંત થયાં, અને બપોરના બે ત્રણ વાગ્યાપછી થોડી વાર સુતાં.

સાંજ પડતાં મુરબ્બી સાથે તે જમ્યાં. જમ્યા પછી સૌ. જયાકુંવર પોતાનાં સખી સાથે સુવાના ઓરડામાં ગયાં. તે થોડી વાર પથારી ઉપર બેઠાં. તેમને જરાપણ ચેન પડયું નહિ. તેમણે પોતાનાં સખીને કહ્યું, "ભાભીજી! મારૂં મન ગભરાય છે, શું થાયછે તેની મને ખબર પડતી નથી." આમ બોલતાં હતાં તેટલામાં તેમને મૂર્છા આવી, શ્વાસ ઘુંટાવા માંડયો, હાથ પગ ખેંચાવા માંડયા, અને તે પથારીમાં ઢળી પડયાં. સખીયે "જયા જયા! બેન શું છે!" એમ અધીરાઈથી પૂછવા માંડયું, પણ કંઈ ઉત્તર મળ્યો નહિ તે ગભરાયાં અને પોતાનાં મુરબ્બીને જલદી તેડી લાવ્યાં. તેમણે આવી હળવે હાથે છાતી ઉપર શેક કરવા માંડયો. સખીએ પેટીમાંથી ઓસડ કહાડી તે ધીરે ધીરે પાવા માંડયું. આમ થોડો વખત ચાલ્યું તેટલામાં કંઈક શાંતિનાં ચિન્હ જણાયાં. સૌ. જયાકુંવરે ઉંચી ચડાવી ગયેલ આંખ પાછી નીચી કીધી. એક વખત સખી તરફ અને બીજી વખત મુરબ્બી તરફ જોયું, અને પછી બોલ્યાં, "મારૂં મન અતિશય ગભરાય છે. મને ખબર નથી પડતી કે શું થાય છે, અને હવે શું

થશે. મારા પ્રાણ હમણાં નીકળી જશે એવી અસહ્ય વેદના મને અંતઃકરણમાં થાય છે. કાકીજી! હું કોઈને મળી શકીશ નહિ." આમ બોલી તેણે પોતાનાં સખી તરફ જોયું, તેનાં ગળામાં પોતાનો હાથ નાંખ્યો, અને કહ્યું, "ભાભીજી, મારી એક વાત સાંભળી લ્યો. કદાચ આમજ મારૂં મરણ આવે તો કોઈને દુ:ખી થવા દેશો મા અને આપણાં ઘરને—" આ પછીના જે શબ્દો તેમના મોઢામાંથી નીકળ્યા તે બરાબર સંભળાયા નહિ, પણ તેમનાં સખીએ તે સાંભળી લીધા અને તેનો કંઈ ઉત્તર આપવા જતાં હતાં, તેટલામાં આ પ્રમાણે થોડો વખત ઉપચાર બંધ રહેવાથી તેમને પાછી મૂર્છા આવી. ફરીથી મુરબ્બીએ તથા સખીએ ઉપચાર ચાલુ કર્યાં. આમ અર્ધ કલાક વીતી ગયો તે પછી સૌ. જયાકુંવર જાગ્રત થયાં, તેમણે પાછું બેય તરફ જોયું અને કહ્યું, "મારે સારૂ કેટલી બધી મેહેનત! કાકીજી, ભાભીજી! મારી ચિંતા કરો મા. મને હવે સારીપેઠે આરામ છે. તમ બેય કાલનાં મારી પાછળ દુ:ખી થાઓ છો. હવે તમે સુઈ જાઓ." આમ કહી તેમણે પોતાનાં મુરબ્બીને રજા આપી અને સખી સાથે નિદ્રાવશ થયાં.

આ ખેદમય બનાવને બીજેજ દિવસે, રત્નપ્રભાનો મંદવાડ સાંભળી મુંબઈથી નીકળેલા સૌ. જયાંકુંવરના પવિત્ર સસરા પોરબંદર આવી પહોંચ્યા. ડેલીમાં પેસતાંજ

તેમને એ દુઃખદાયક મૃત્યુના ખબર મળ્યા. આથી તે અંતઃકરણમાં અતિશય ખેદ પામ્યા, તોપણ અંતે મનમાં થતું દુઃખ દબાવી તેમણે ઘરનાં સર્વજણને ધીરજ આપી, થોડા દિવસ ત્યાં રહ્યા, અને અંતે સૌ. જયાકુંવરને ખુશીમાં રહેવાની, શરીરની સંભાળ રાખવાની, અને બનેલ બનાવને યાદ કરી દુઃખી ન થવાની વારંવાર ખેદયુક્ત હૃદયથી ભલામણ કરી, તથા તેમનાં સાસુતુલ્ય મુરબ્બીને અને તેમનાં સખીને તેમની સંભાળ કરવાનું સૂચવી તે પાછા મુંબઈ તરફ સિધાવ્યા.

---

## પ્રકરણ ૭ મું.

### વિપત્તિમાં ધીરજ; ફરી મુંબઇમાં.

પોરબંદરમાં રત્નપ્રભાના કૈલાસવાસને ત્રણ દિવસ થયા હતા, પોપટના પિતાએ મુંબઈ મૂકયાને લગભગ એક અઠવાડિયું થઈ ચૂકયું હતું, તે સમયમાં એક દિવસે બપોરના બે વાગે અભ્યાસથી પાછા ફરી પોપટ પોતાનાં લુગડાં ઉતારતા હતા, તેટલામાં ટેબલ ઉપર પડેલા એક પત્રે તેનું ધ્યાન ખેંચ્યું. પોરબંદરમાં રહેતા પોતાના એક મિત્રના અક્ષર તેમણે ઓળખ્યા, અને તેથી કંઈક ભય, કંઈક ચિંતા, તથા કંઈક વ્યાકુળતાથી તેમણે પત્ર લીધો અને વાંચ્યો.

પોપટના મનમાં આજ સુધી જે ભય હતો તે ખરો પડયો. રત્નપ્રભાની છેવટની સ્થિતિનું તેમાં વર્ણન હતું. પોપટ ધ્રુજતે હૃદયે વાંચી ગયા, પણ અંતે, "દરદ એટલું ભયંકર હતું કે વૈદ્ય તથા દાક્તરના કરેલા ઉપાયો નિષ્ફળ ગયા, અને ગયે રવિવારે એ નિર્દોષ બાલકે સવારના નવ વાગે આ જગત્ છોડયું" એ વાક્ય વાંચતાં તેના હાથમાંથી પત્ર પડી ગયો, મૂર્છા આવતી હોય તેમ તેની આંખ આડાં અંધારાં આવ્યાં, અને તે સાથે આંખમાં પાણી ભરાઈ આવવાથી થોડી વાર તે ત્યાંજ સ્થિર રહ્યા. "અરે પ્રભુ, એની માની સ્થિતિ કેવી દુઃખદાયક હશે." એમ બોલતાં પાસે પડેલી એક ખુરશી ઉપર તે બેશી પોતાના અંતઃકરણનો ઉભરો શાન્ત કરવા માંડયા, પણ તેટલામાં કોઈએ તેને બોલાવ્યા. તે ગયા, નાહ્યા, અને તે પછી બાલકનું તથા તેના કૈલાસવાસથી દુઃખી થની તેની માતાનું વારંવાર સ્મરણ આવતાં આંખમાંથી પડતાં દડદડ આંસુ સાથે તેણે લખવાનાં સાધનો લઈ નીચેનો પત્ર લખ્યોઃ—

"**નિર્દોષ પ્રેમી પ્રિયા!** અંતે જે દુઃખ માટે ધાસ્તિ હતી તે પાસે આવી ઉભું રહ્યું. જે જે વખતે તેને માટે કંઈપણ આશા નહોતી, જે વખતે આજ જશે, કાલ જશે એવી સર્વ જણને ધાસ્તી હતી, અને જે વખતે તે પોતાનાં માતાપિતાનો પ્રેમ પોતાની તરફ ખેંચી લેવાને શક્તિ-

વાન થઈ ન હતી, તે વખતે જન્મ પામ્યા પછી તરતજ તેણે દેહ છોડયો હત, તો આપણને આટલું દુઃખ ન થાત. ધાવણ વગરની નિર્દોષ દુઃખી માતાએ તેને ઉછેરી મોટી કરવાને થોડી મેહેનત લીધી નહોતી, પણ અંતે તે સર્વ વ્યર્થ ગઈ. પ્રારબ્ધ બે ડગલાં આગળ ને આગળ. જ્યારે ખરા પ્રેમનું સાધન આ આંખોએ જોવા સુખ અને આનંદમાં રાત તથા દિવસ સાથે ગાળતાં, ત્યારે આપણને એક પળપણ એવો વિચાર નહોતો આવ્યો, તે તેના માતાપિતાને આ પ્રમાણે દુઃખી કરી કરમાઈ જશે. જ્યારે તમારી તન્દુરસ્તી સુધારવા મુરબ્બી પિતા તમને ત્યાં લઈ ગયા, ત્યારે તેમને ઘડીભર પણ એવા વિચાર નહિ આવ્યા હોય, કે પોરબંદરની ધરતી એ નિર્દોષ બાળકની મરણભૂમી થશે. ત્યારે તો શું પણ છેવટ જે વખતે હુંજ તમને ત્યાં મૂકી અહિં આવવા ચાલી નીકળ્યો, ત્યારે સ્વપ્નમાં પણ મને એમ નહોતું આવ્યું, કે આ દુઃખ દેખાડવા નિર્દોષ પ્રિયાને પાછળ મૂકી જાઉં છું.

જ્યારે આમ છે, અને ઈશ્વરી નિયમના એક અંશ માત્રની વચમાં પણ આપણાથી આવી શકાતું નથી, તો બનતા બનાવ માટે આપણે લાચારીથી હાથ જોડી બેશી રહેવા વગર બીજો ઉપાય નથી. ઈશ્વરથી નિર્માણ થયેલા એ નિર્દોષ બાળકના આપણી સાથેના દિવસો પૂરા થયા ત્યારે તેનુંજ આપેલું સુખ તે પાછું લઈ લેય, તેમાં આપ-

ણુને હર્ષ શોક થવો ન જોઈએ. સંસારની વિચિત્રતા એઠલામાંજ રહેલી છે, અને એજ વિચિત્રતા સમજુને સુખી અને અણસમજુને દુ:ખી કરેછે. હવે ગયેલ માટે શોક કરવો એ નિરર્થક છે. એમ કરવાથી કંઈપણ સારી આશાના કરતાં આપણે ઉલટું દુ:ખ દેખીએ છઈએ; માટે હવે એવિષે વિચાર ન કરો. ધીરજ ધરી જે કર્તવ્ય હોય તે તરફ તમારૂં મન ખેંચો. સ્વાભાવિક છે કે થતું દુ:ખ માણસે વિસરવુંજ જોઈએ, કારણ જો તે વિસરાય નહિ તો સંસારમાં સર્વ જણ દુ:ખીજ દેખાય. તમારૂં હૃદય કઠણ કરો અને હિંમત રાખો. તમને દુ:ખી થતાં જોઈ ઘરનાં સર્વ માણસો કચવાશે માટે તેમ થવા નદો. કાકીના મનમાં ઓછું આવશે કે મેં આંઈ સારા સારૂ રાખ્યાં, અને આ પરિણામ થયું, માટે તેમ કાકીને ન લાગે તેવો યત્ન કરો. મુરબ્બી ભાભીને તમારી પાસેજ રાખજો. પતિ ઉપરના પ્રેમ સારૂ થઈ ખુણે ખાંચરે એકલાં બેશી રડશો નહિ. એથી ગયેલું સુખ પાછું ન મળતાં ઉલટું તમારા તથા તમારા પતિના દુ:ખમાં વધારો થશે. હિંમત રાખી તમારા ખુશી ખબર વિષે તમારાં માતા-પિતા ઉપર કાગળ લખો, જેથી તે તમારે માટે વધારે ચિન્તા ન કરે. ભવિષ્યમાં ઘણા સુખના દિવસ આપણ સારૂ છે, તે તરફ જોઈ આ દુ:ખ વિસરો. ખાવા પિવામાં સંભાળ રાખો. કોઈ રીતે મુંઝાશો નહિ. મારી જરૂર

હોય તો હું ત્યાં આવું. તમારી તબિયત વિષે ખરેખરો હેવાલ તુરત વળતી ટપાલે લખી ચિંતાતુર જીવને ધીરજ આપો. વિશેષ શું લખું ? આતુરતાથી તમારા પત્રની વાટ જોઉંછું, તે આવ્યે મને નિરાંત થશે."

---

આ પત્ર પોરબંદર પહોંચ્યો તે પેહેલાં સૌ. જયાકુંવરનાં સખીનો તેમનાં મુરબ્બી સાસુના કહેવાથી લખેલો એક પત્ર પોપટને મળ્યો. સર્વ જણ જાણતાં હતાં કે રત્નપ્રભા જવાથી જે દુઃખ તેમના મનમાં થતું હતું, તેવુંજ દુઃખ અને તે સાથે સૌ. જયાકુંવરની અતિશય ચિંતા પોપટના મનમાં ઉત્પન્ન થવીજ જોઈએ, જે મટાડવાની તજવીજ કરવા તેમણે આ રસ્તો લીધો.

**" ચિરંજીવી બાળક ભાઈ પોપટ,**

પોરબંદરથી લ. શોકસાગરમાં ડુબેલ તમારાં ભાભીના આશીર્વાદ વાંચશો.

ભાઇ, ઘણી દિલગીરી સાથ લખવાનું કે મારૂં પ્રાણ સમાન વહાલું બાલક જે દુઃખથી અકળાયેલ પ્રાણીને આનંદરૂપ થતું હતું, તે આ વખતે અમ સર્વને ઘણા શોકને સ્વાધીન કરી કૈલાસવાસી થયું છે. જે માણસ દુઃખી હોય, અને તે આવાં આનંદી બાલકને પોતાની પાસે રમુજ કરતું જોય, તો પોતાનું દુઃખ ભુલી ગયાવિના રહે નહિ. હજારો માણસની સભા બેઠી હોય, ત્યાં આવું

એક બાલક પોતાનો હસતો અને રમુજી ચહેરો બતાવે, તો તે સર્વનાં મન પ્રફુલ્લિત થયા વિના રહે નહિ ત્યારે આ એક દુઃખી મંદભાગ્યવાળી કાકીને પોતાનાં સ્નેહીનું આ બાલક કંઈ થોડા આનંદનું સાધન હતું નહિ, પણ તે બાલક આ વખતે આ અનાથ દીન કાકી તરફ નિર્દય થઈ જતું રહ્યું. મારાં સ્નેહી તરફથી મને જે બાલકનાં સુખનો અંશ હતો તે મારાં મંદભાગ્યે નાશ પામ્યો અને એ બાલક મને આવી દુઃખી હાલતમાં નાખી ચાલ્યું ગયું. આ દુઃખી માણસને સ્વપ્ને પણ ન હતું, કે આ બાલક આ પ્રમાણે મારૂં મન પોતા તરફ ખેંચી લઈ, છેલ્લો પ્રેમ વધારી, શબ્દોરૂપી વજ્ર બાણ મારી, હૃદય ભેદી અંતે દગો દઈ ચાલ્યું જશે. મારે નજરે જોવામાં બાકી રહ્યું હશે તે આ દુઃખ જોવું પડયું. અરે ઈશ્વર! તને દુઃખી પ્રાણીની પણ દયા ન આવી? મારાં પ્રારબ્ધ-નોજ દોષ કે સુખ ઇચ્છી મારાં વહાલાં બાલક સાથે થોડા દિવસ ખુશીમાં ગુજારવા રહી, ત્યાં આ અવળું પરિણામ થયું મને તો મરણ સમય સુધી પણ આવો દુઃખદાયક વખત આવશે એવો વિચાર પણ આવ્યો નહિ. ભાઈ! મેં તમને પત્ર લખી ખબર કર્યાં નહિ તેનો પસ્તાવો મને બહુ થાય છે.

ખેર બનવાનું હતું તે બન્યું. ભાઈ! ગઈ વાતનો શોક ન રાખશો. ઈશ્વરનાં ઘર પાસે કોઇનું જોર નથી. ભાવી

પ્રબળ! માણસે દુઃખના વખતમાં ધીરજ રાખી વિપત્તિની સામે થવું, એમ જાણી થતું દુઃખ દબાવી રાખવા જેમ બને તેમ પ્રયત્ન કરૂંછું, તેમજ મારી બાળક વહુને ખુશી રાખવા બનતો પ્રયત્ન કરૂંછું અને કરીશ. તેને એકલાં રેહેવા દેતી નથી, અને દઈશ પણ નહિ. ભાઈ તમારે ધીરજ રાખવી એ મારી મુખ્ય ભલામણ છે.

મારાં માયાળુ સાસુજીએ કહ્યું છે કે ભાઈ એ બાલક અમારૂં હતું અને અમારૂં ગયું, એમાં તમારે કાંઈ દિલગિરી ન રાખવી. ઈશ્વરનાં ઘર પાસે સર્વ નિરૂપાય છે.

મારી સખી સમાન વહુ મને મારા પ્રાણ કરતાં પ્રિય છે. તેને ખુશી રાખવા મારાથી બનશે તેટલું કરીશ. મારૂં પથ્થર જેવું હૃદય કરી હું તેની પાસે રહુંછું. કોઈ વખત તે બાલકની મુખમુદ્રા નજરે આવવાથી દૂર જઈ તે ન જાણે તેમ બે આંસુ પાડી, પાછી તેની પાસે આવુંછું. ભાઈ! મારૂં હૃદય-ભરાઈ આવે છે તેથી વિશેષ લખતી નથી."

---

રત્નપ્રભના સ્વર્ગવાસના સમાચાર સાંભળતાંજ તેની માતાની સ્થિતિ કેવી દુઃખદાયક હશે, એવા અનેક વિચારોથી ચિંતાગ્રસ્ત થયેલ પોપટને આ પત્ર વાંચતાં કંઈક ધીરજ મળી, પણ તેનું મન શાન્ત થયુ નહિ. તેણે પોતાનાં પ્રેમીના હસ્તાક્ષરની આતુરતાથી વાટ જોઈ,

પણ પ્રિય બાલકના વિયોગથી ભાન ભૂલેલ માતાને કાંઈ-પણ લખવું ન સુઝવાથી પોપટનાં મનની વ્યાકુળતા એમને એમ રહી, અને તેથી તેમણે એક બીજો પત્ર તેમની ઉપર લખ્યો.

"પ્રિય પ્રાણ!

થયેલા બનાવ તથા ગયેલ વખતનું સ્મરણ કરી ચિંતા કરવી એ જેટલું દુઃખકર્તા તેટલુંજ હાનિકર્તા છે. જગતમાં દુઃખદાયક બનાવો ઘણા બનેછે. આપણે નજરે જોઈએ છઇએ કે અસાધારણ દુઃખો, તથા જોવાઈ ન શકાય તેવાં ક્રૂર કર્મો આપણી આગળ થયા કરેછે. આ સર્વને માટે આપણને દયા ઉપજેછે, થતું દુઃખ દૂર કરવા આપણે બનતી તજવીજ કરિએ છઈએ, અને ગયેલ વસ્તુને માટે આપણે નિઃસીમ શોકસાગરમાં ડુબિએ છઈએ, છતાં તે ક્યાં સુધી? જેટલો સ્નેહ તેટલું દુઃખ એ દુનિયાની કહેવત ખોટી નથી. થયેલું દુઃખ માણસે ભૂલવુંજ જોઈએ, બનેલા બનાવો ઈશ્વરાધીન સમજી તેનું ચિંતવન નજ કરવું જોઈએ, અને તે પછી સુખમાં દિવસ ગાળવા માટે થયેલાં દુઃખનો બદલો વાળવા આપણે તજવીજ કરવીજ જોઈએ. ગમે તેટલું વિદ્વાન, ગમે તેટલું ડાહ્યું, અને ગમે તેટલું સમજુ માણસ હોય, તે પણ ઉપરના નિયમોને આધીન થાયછે, અને તેને તે પ્રમાણે ચાલવાની ફરજજ

પડેછે. એકાએક થતા બનાવને માટે અસહ્ય દુઃખ, થોડા દિવસ ગયા પછી તે દુઃખને બદલે માત્ર તે બનાવનું ચિંતવનજ, અને તે પછી સમયાનુસારે તે દુઃખને સાવ ભૂલી જવું. અને ભવિષ્યને વખત સુખમાં જાય માટે સુખને વાસ્તેજ તજવીજ કરવી, આ સર્વ જેવી રીતે એક વિદ્વાન માણસ કરેછે, તેવીજ રીતે અને તેજ આધાર ઉપર એક અભણમાં અભણ માણસ પણ કરેછે.

જો માણસો દુઃખ ન ભૂલત, આકસ્મિક આવી પડતાં દુઃખ પછી ધીરે ધીરે તેમનું હૈયું એ દુઃખદાયક બનાવને બદલે બીજા સુખરૂપ બનાવોને જગ્યા ન આપત, અને જો આ પ્રમાણે વધતાં જતાં દુઃખથી માણસોને સુખની આશા નજ રહેત, તો એજ મોટો વિચાર થઈ પડેછે, કે આજ દિવસ સુધીમાં સંસારરૂપી દુઃખદ સમુદ્રમાં પડેલાં, દરેક સ્ત્રીપુરુષને આપણે દુઃખીજ જોત. પણ તેમ નથી. પરમ કૃપાળુ પરમેશ્વરે એવી ધારણાથી મનુષ્ય જન્મ આપેલજ નથી. તે મહેશ્વર તેનાં સર્વ બાલકોને સર્વદા સુખી જોવાને ઈચ્છેછે, તેમને સુખનાં સર્વ સાધનો પુરાં પાડવાને તે પરમ કૃપાળુ સદા તત્પર છે, એટલુંજ નહિ પણ કોઈ અચાનક પણ નિયમિત થયેલા બનાવથી આ પ્રમાણે દુઃખી થતાં પોતાનાં બાલકોને તે દુઃખ ભુલાવી દેવા માટે અનેક તરેહનાં સાધનો તેણે તૈયાર રાખેલાં છે.

જો વિશ્વકર્તાની એવીજ ઈચ્છા છે, તો થયેલું અથવા થતું દુ:ખ આપણે ન ભૂલવું જોઈએ! અલબત ભૂલવુંજ જોઈએ. અને આ પ્રમાણે આ સંસારિક નિયમને તાબે થઈ, ભવિષ્યનાં સુખને માટે સદા તજવીજમાં રહેવું જોઈએ.

તમે સમજુ છો એટલે વધારે શું લખું? જેવી ચિંતા મને થાયછે તેવીજ ચિંતા તમારાં માતાપિતાને પણ થાયછે, માટે હવે હિંમત રાખો અને સર્વની ચિંતા દૂર કરવા આગલા પત્રમાં લખ્યા પ્રમાણે મને તમારી ખરેખરી સ્થિતિના ખબર આપો, અને માતાપિતાને પત્ર લખી ધીરજ આપો. **લિ૰ વિયોગી પોપટ."**

---

આ પત્રે સૌ. જયાકુંવરનાં મનમાં ઉંડી અસર કરી. તેમને ખરેખર જણાયું કે તેમના પોતાના પત્ર વગર તેમના પતિ તથા માતાપિતા તેમનેવિષે અનેક ચિંતામાં પડયાં હશે, અને તેથી તેમણે પોતાનું ભરાઇ આવતું હૃદય દબાવી, આંખમાંથી પડતાં આંસુ લૂતાં, નીચેના બે પત્રો લખ્યા:--

" **સૌભાગ્યરક્ષક સ્વામીનાથ.**

પોરબંદરથી લખનારના પ્રણામ વાંચશો. વિશેષ આપના બેય કૃપાપત્રો મને પહોંચ્યા છે. એ વાંચી આ દુ:ખી માણસને ધીરજ તથા દિલાસો મળેછે. ફરી પણ એવીજ રીતે ધીરજ આપશો એવી આશા છે.

પ્રિય પ્રાણ ! ઈશ્વરી નિયમને તાબે થઈ ગયેલ બનાવ વિષે હું કાંઈ શોક રાખતી નથી. જોકે સ્વાભાવિક રીતે દિલગીરી થાય, તોપણ તેનું વિસ્મરણ થાય તેવી રીતે વર્તવું જોઈએ, અને તેથી બીજી બાબતોમાં મારૂં મન પરોવી દિલગીરી ઓછી કરૂંછું. બાલકના વિયોગથી દુઃખી થતી માને જોઈ બીજાં દુઃખી થાય તેમ થવા દેતી નથી. પતિના વિયોગથી પીડિત થતી અને અશ્રુ પાડતી જે પ્રિયાને તેનું નિર્દોષ બાળક પોતાના કાલાવાલા અને મધુર શબ્દ સંભળાવી ખુશી કરતું, જે પતિના વિયોગમાં પોતાનાં બાલકને રમાડી ખુશી થતી, પોરબંદરના દિવસ બાલકને રમાડવામાં અને તેનાજ પ્રેમમાં જેના નિકળ્યા હતા, જેને હવે એક દિવસ એક વરસ જેવડો થઈ પડે છે, તે એક દુઃખી અબળાને તેનું વહાલું બાલક તેની ચાકરી, મેહેનત, તથા પ્રેમ ન ગણકારતાં, તેનાં માતાપિતાને તથા બીજાં સર્વને દુઃખી કરી આ પ્રમાણે તજી જાય, ત્યારે અને તેવે વખતે તેની માને કેટલું દુઃખ થતું હશે ? પણ તે પોતાનું દુઃખ પોતાનાં અંતઃકરણમાં સમાવી દેછે, કારણ તેને દુઃખી જોઈ બીજાં વધારે દુઃખી થાય. જેમ પોતાનું મન ખુશી રહે તેવી બાબતોમાં મનને પરોવે છે. વખ્તુબાપાસે ચોપડીઓ મગાવી વાંચેછે, અને ધીરજ રાખેછે. દુઃખી દુનિયામાં એવા બનાવો બન્યાજ કરેછે, એટલે હવે એ વાતનો હર્ષ શોક મિથ્યા છે. દુઃખી દુનિયામાં અનેક સંકટો

આવેછે, દુનિયાનો રસ્તો વિકટ છે, તેમાં અનેક ખરાબા અને ખડકો આવેછે. એવું કોકજ ભાગ્યશાળી હશે કે જેણે દુનિયાનો વિકટ રસ્તો સહેલથી પસાર કર્યો હોય. સંસારની એવીજ વિચિત્રતા છે, અને એમજ બનતું આવેછે, તેમ છતાં પણ દિલગીરીનું વિસ્મરણ ન કરે એના જેવું બીજું કોણ મૂર્ખ કેહેવાય? આ ટાણે મને એક શ્લોક યાદ આવે છે તે નીચે લખુંછું.

*' संपत्ता च विपत्तौ च महतामेकरूपता ।

समुद्रश्चैकरूपो हि सदा भाति धरातले ' ॥

માટે પ્રાણ પ્રિય આપ ધીરજ રાખશો એવી આશા રાખુંછું. આપણે હવે થોડાજ દિવસનો વિયોગ છે માટે મારી ચિંતા બિલકુલ રાખશો નહિ.

' ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.
અન્ન પાણી ઈચ્છે નહિ, સુખ નિદ્રા નવ થાય;
એક વાત સૂઝે નહિ, ચિત્ત લાગી ચિંતાય.'

માટે મારી પ્રાર્થના ધ્યાનમાં લેશો. મુરબ્બી સસરાજી અહિંથી આજ કાલ ચાલવાના છે, રસ્તો ખરાબ હોવાને

---

* સંપતિ અથવા વિપત્તિ છતાં મોટાં માણસનો સ્વભાવ બદલાતો નથી. પૃથ્વી ઉપર સમુદ્ર સદા એકજ રૂપે રહે છે. સારાંશ તે મોટો છે અને તેથી તેમાં કંઇ ફેર આવતી નથી.

લીધે મારે અહિં રહેવું પડશે, પણ એટલા દિવસ ભવિ-ષ્યનાં સુખની આશાથી ધીરજ રાખીશ. એજ."

**સૌશિલ્ય શોભિત સદા માયાળુ માતા-પિતાની પવિત્ર સેવામાં.**

લ. આપને મળવાને આતુર આપની આભારી પુત્રીનો પ્રણામ નિવૃત્તિની વખતે માન્ય કરશોજી.

માયળુ માતાજી! મ્હોત સરખા કુદરતી બનાવથી અતિ શોક કરવો અને કળાપીટ કરવી તે કેવળ નિરર્થક છે, અને તેમ કરવામાં બેવકુફી છે, માટે તેથી દૂર રહેવું દરેક જણને ઘટે છે. જેમ જીવતર ઈશ્વરે બક્ષ્યું છે, તેમ મ્હોત પણ તે મહાદયાળુ પરમેશ્વરે પોતાનાં ડહાપણથી સર્જ્યું છે; માટે એવા ઈશ્વરી બનાવ વખતે તે દયાળુનું નામ લઈ ધીરજ રાખવી જરૂરની છે.

માયાળુ માતાજી! જેમ ઈશ્વરે જીંદગી ફોકટની બનાવી નથી, તેમ મ્હોત પણ ફોકટ બનેલું ન જાણવું. તેના પણ ઘણાક ફાયદા છે, જે અજ્ઞાન માણસને માલમ ન હોવાથી તેઓ મ્હોતને ઈશ્વરનો કોપ ગણી રડાકુટ અને હાય અફસોસથી ધરતી ધ્રુજાવી મૂકેછે; પણ તે સઘળું શા ખપનું? શું ઈશ્વરનું તેડું આવ્યું તે કોઇ કાળે પાછું ફરનાર હતું? શું એમ કીધાથી મરનારના જીવને શાંતિ થશે?

ઉલટું આપણે જે તેની પછવાડે આંસુ અને લીટ પાડશું તે તેને ખાવાં પડશે, એવું રાસમાળામાં લખેલું છે. દુનિયાને મ્હોત કેટલો ધડો શીખવેછે તે જુવો. જુલમીને શીખવેછે કે તેનો ગેરઈનસાફ અને અહંકાર સદા ચાલનાર નથી, લોભીને તથા બખીલને બતાવેછે કે રાત દહાડો તું પૈસો ભેળો કરી તે મધ્યેથી એક અરધી પણ ગરીબોનું ભલું કરવાને ખરચતો નથી, પણ પલવારમાં તારી આંખ વીંચાઈ જશે, તો પૈસો પારકે હાથ પડશે અને કદાપિ આડો અવળો વીખરાઈ જશે. પૈસાવાળાને કહેછે કે તારી માલમિલકત ઉપર તું અભિમાની થઈશ નહિ, કાલે કદાચ તે તારી નથી. ગરીબને શીખવેછે કે જોકે દોલત તારી પાસે નથી, તોપણ નીતિનો પૈસો એકડો કીધો હશે તો પરલોકમાં તને સુખ મળ્યા વિના રહેનાર નથી. પાપીને પોતાનાં પાપનો પસ્તાવો કરતાં શીખવેછે, ધર્મીને તેનાં પૂણ્યનો બદલો ટુંક મુદતમાં મળશે એવી આશા બતાવે છે, અને દુઃખીને પટાવેછે કે તારાં દુઃખનું નિવારણ થોડા દિવસમાં થશે, માટે તું ઈશ્વરને યાદ કર અને ધીરજ ધર.

જ્યારે એ પ્રમાણે છે ત્યારે જે ઈશ્વરનાં ઘરથી નિર્માણ થયેલું મ્હોત તેનો શોક શામાટે રાખવો જોઈએ? ચિનાઓમાં એક કહેવત છે, કે 'જીંદગી એક મુસાફરી છે, અને મ્હોત આપણને ઘેર પુગાડેછે.' ખરેખર આ જીંદગી

એક કંટાળા ભરેલી મુસાફરી છે. જેનો આખો રસ્તો ખાડા ખાબોચિયાંવાળો તથા ધાસ્તિભરેલો છે, જેની બેય બાજુ છુપા શત્રુઓ જેવા કે લોભ, મોહ, ક્રોધ, અદેખાઇ, વહેમ ઈત્યાદિ હુમલો કરવાને સંતાઈ બેઠેલા હોયછે, જેઓ વખત મળવે ગાફેલ મુસાફરને બહુ કાયર કરેછે, ઈશ્વર તેની દાદ લેછે, અને એક ભોમિયાને મોકલેછે, જેને આપણે મ્હોત કહિયે છઈએ, તે એ મુસાફરને સહિસલામત લઈ ઈશ્વરને ઘેર પહોંચાડેછે.

માયાળુ માતાજી! હમણાં જે ગયું તેની કંઈ દુનિયાની મુસાફરી પૂરી થઈ નહોતી. તેણે તો હજી આ સંસારમાં હમણાંજ જન્મ લીધો હતો, માટે તેને વાસ્તે શોક થવો સ્વાભાવિક છે, પણ શું કરવું! ભાવી પ્રબળ છે. ઈશ્વર ઈચ્છા આગળ કોઈનું જોર ચાલતું નથી. ઉલટું તેની ઈચ્છાથી વિરૂદ્ધ થઇ તેને ઠપકો આપીએ કે શોક કરિયે, તેથી તે દયાળુનું બમણું ગુનેહગાર થવાયછે. વિપત્તિને સમયે ધીરજ રાખવી એ ઘણું ડહાપણનું કામ છે. સંપત્તિ અથવા વિપત્તિમાં મોટાં માણસનો સ્વભાવ બદલાતો નથી. સમુદ્ર મોટો છે તે નિરંતર એક રૂપે રહેછે, માટે માયાળુ માતાપિતા! આપ ધીરજ રાખશો, તથા મારી ચિંતા કરશો નહિ. જે ગયું તે કંઈ મારૂં હતું નહિ, આપનું હતું, આપે તેને લોહી પાઇ ઉછેર્યું હતું, તથા આપે તથા મારા પવિત્ર સસરાજીએજ પૈસા એટલા કાંકરા

કરી મોટું કર્યું હતું, તેની ઉપર આમ પાણી ફર્યું તેથી આપને તથા મારા પવિત્ર સસરાજીને દુઃખ છે. હું તો બાળક છું. મારા જેવડાંને શું હોય! આતો સર્વને સંભારણું કરવું, અને તેમ કરતાં તેનું માગણું પૂરૂં થયું, એટલે ચાલ્યું ગયું, બાકી સંસારમાં કોઈ કોઈનું નથી. પૂર્વ જન્મના સંબંધે કરી જન્મ લે છે અને મરે છે. એમાં જે શોક કરવો તે મિથ્યા છે. માયાળુ વજ્જુબા તથા મુરબ્બી કાકીજી અને ભાભીજી મારી બહુજ સંભાળ રાખે છે, માટે મારી ચિંતા રાખવી નહિ.

મારા પવિત્ર સસરાજી આજના ચાલ્યા ત્યાં આવે છે. અહિં મને મૂકી જતાં તેમનું મન ઘણુંજ ગભરાતું હતું, પણ રસ્તો ખરાબ હોવાને લીધે મારૂં આવવાનું બની શક્યું નહિ. મારા ભાઇને મારા વતી ચુંબન કરશો તથા રમાડશો. તેનું સુખ જોવાને આ બેન ઘણીજ આતુર છે. ઈશ્વર થોડા દિવસમાં દેખાડશે. હાલ એજ."

---

આ બેય પત્રો મુંબઈ આવતાં સૌ. જયાકુંવરની ધૈર્યતા વિષે સર્વ જણને સંતોષ થયો. તેમના પતિ, તથા માતપિતાને કંઈક ધીરજ મળી, પણ આ પ્રમાણે સર્વને ધીરજ આપવાને પત્ર લખ્યા પછી કેટલેક દિવસે સૌ. જયાકુંવરને પોતાનો વખત ઘણોજ દુઃખદાયક થઈ પડયો. બાલકના સહવાસમાં કાઢેલા દિવસો તેના વગર કંટાળા

ભરેલા થઈ પડ્યા. તે અંતઃકરણમાં અતિશય દુઃખી થવા માંડયાં. ઘરમાં એક ખુણે બેશી કલાકના કલાક અતિશય વિચાર અને તે પછી અશ્રુપાતમાં તે ગાળવા માંડયાં. તથા એક ધ્યાનથી નિરંતર પતિનું ચિંતવન કરવા માંડયાં. તેમની આ સ્થિતિમાં તે પોતાની શારીરિક સ્થિતિનું ભાન ભૂલ્યાં, તેમનું મન સ્થિર અને એકજ બાબતમાં લીન થઈ ગયું, અને એ અવસ્થામાં તે કેટલાક દિવસ સુધી પોતાના પતિને એક પણ પત્ર લખી શકયાં નહિ. આમ બનવાથી વળી વ્યાકુળ થયેલ પોપટે બીજો એક પત્ર લખ્યોઃ—

"**પ્રેમી પ્રાણી!** મારો છેલ્લો પત્ર લખવાને ઓછામાં ઓછા આજ દશથી વધારે દિવસ થઈ ગયા. આમ છતાં પ્રત્યુત્તર મેળવવાને આતુર માણસને આજ સુધી પણ તે મળી શકયો નહિ, એ અંતઃકરણને દુઃખી કરવાને તથા અનેક સંકલ્પ વિકલ્પ કરાવવાને પુરતું છે એક વખત તમારા પત્ર વગર દુઃખી થતાં મનને સંતોષ ન ઉપજવાનું કારણ મળતાં મારી શું સ્થિતિ થઈ હતી, તે તમે જાણો છો ત્યારે તે વખતની મારી ચિંતા, અને આ વખતે પણ પત્રનો ઉત્તર ન મળવાથી થતી ચિંતાની સરખામણી કરતાં એમ ધારવાનું પકકું કારણ છે, કે હમણાં થતી ચિંતા તે વખતની ચિંતા કરતાં વધારે હોવીજ જોઈએ. જો આ

મારા વિચારો બરાબર હોય, તો પછી તે પ્રમાણે થવાથી ઉપજતી ચિંતા દૂર કરવાને બીજું કંઈ વિઘ્ન વચમાં આવતું હોય તો તે તમારે દૂર કરવું જોઈએ.

નિરાશ હૃદય, દુઃખી મન, ઈશ્વરી બક્ષિસનું એકાએક અલોપ થવું, એટલુંજ નહિ પણ એવા દુઃખના સમયમાં પતિપ્રિયાનો વિયોગ, એ જેટલું મને દુઃખદાયક લાગેછે તેટલુંજ અથવા તેથી પણ અધિક તમને લાગતું હશે, તે હુ સારી રીતે સમજું છું પણ તેની સાથે એટલું પણ વિચારવાનું અવશ્યનું છે, કે ઉપર જણાવેલાં કારણોથી થયેલાં ચિંતાતુર મનને પોતાના પ્રિય તરફથી તેના કુશળ સમાચાર ન મળે, તો કેટલું વધારે દુઃખ થાય. નિરાશ મન કદાચ નિશાસા સાથે કલમ તથા કાગળ લઈ બેસે, દુઃખી થતું હૃદય કદાચ શું લખતું એવા વિચારથી અનેક તુરંગ કરે, અને અંતે કંઈ ન સૂઝવાથી તેજ હૃદય કોઈ બીજા સમય ઉપર લખવાનું મુલતવી રાખે, પણ તેથી દૂર બેઠેલ પ્રેમ એમ ન જાણે કે પ્રિયાનો પત્ર આ કારણથી નહિ આવતો હોય. તેને તો દુઃખદાયક તર્કો થયાજ કરે, અને એક ચિંતા તથા બીજું દુઃખ એ બેયનો બોજો શક્તિ ન હોવા છતાં ખમવોજ પડે. એક સાંકળે બંધાએલાં ત્રણ પ્રાણીમાંથી એકનું એકાએક ખોવાઈ જવું, એ બાકી રહેલાં બેને થોડું દુઃખકર્તા નથી. પણ જ્યારે આ બેય

જણ વિખુટાં હોય અને આવો બનાવ બને ત્યારે તો હદજ વળેછે. એવા સમયમાં બેય જણ પરસ્પરની કુશળતા તથા સ્થિતિ વિષે જાણવાને કેટલાં આતુર હોવા જોઈએ તે જાણવું કંઈ કઠણ નથી. મારૂં મન ત્યાં આવવાને અતિ-શય ખેંચાય છે, હમેશ થતું સ્મરણ વારંવાર આંખમાંથી અશ્રુની ધારા પાડેછે, અને તમારા સહવાસ સુખની ઈચ્છા હવે મનને સ્થિર થવા દેતી નથી; પણ એક ઈશ્વરી કોપજ મારી સર્વ આશા ધૂળ મેળવે છે. વરસાદ હજી વરશ્યા કરેછે, પગરસ્તો અતિશય ખરાબ છે, અને દરિયારસ્તે મોકલતાં સુરબ્બીનું મન ચાલતું નથી. આવે પ્રસંગે હું તમને મદદ ન કરી શકું, અને આવી પડેલા શોકસાગરમાંથી ન ઉગારી શકું, ત્યારે તમારે વાસ્તે બીજાં કયાં સુખના સાધન હું કરી શકીશ ! મારૂં અંતઃકરણ મને ડંખ દેછે તે હું ખમી શકતો નથી. ચાલવા વિષેના પત્ર લખાઈ ચુકા છે પણ ક્યારે ચલાશે તે હું સમજી શકતો નથી. શું કરૂં ! સુરબ્બી ભાભીના પત્રની પહોંચ પણ હું લખી શક્યો નથી તેથી તેમને ખોટું લાગતું હોય તો માફ માગશો. તેમનો ઉપકાર હું કેવી રીતે વાળી શકીશ તે સમજાતું નથી. માયાળુ બા ખુશીમાં હશે તેમણે પણ રાખેલી અને રખાતી સંભાળ માટે હું શું બદલો વાળી શકીશ, તેનો વિચાર પણ મને મૂંઝવેછે. તેમને મારા દંડવત્ પહોંચાડશો. વિશેષ શું લખું ! ઇશ્વરકૃપા હશે તો આ પત્રનો ઉત્તર હું મુંબઈમાં

નહિ વાંચું બનતી ત્વરાએ પત્ર લખી મનને સંતોષ પમાડવા તત્પર રહેશો."

---

આ પત્રે સૌ. જયાકુંવરને પાછા સાવધ કર્યાં. તેમણે એ વાંચી પોતાના પતિની સ્થિતિ જાણી લીધી. તે જાણતાંજ મનમાં ઉદાસ થયાં અને તરત નીચે પ્રમાણે તેનો ઉત્તર લખ્યો.

**"સૌભાગ્યરક્ષક શીરછત્ર સ્વામીનાથની પવિત્ર સેવામાં.**

લ. મળવાને આતુર આપની આભારી, વિયોગ દુઃખને આધીન થઈ રહેલી દુઃખી પ્રિયાના પ્રણામ.

પ્રિય! આજરોજ આપનો સુખદ પત્ર મળ્યો. તેણે વિયોગથી ગુમ થઇ ગયેલ મનને કંઈ સૂઝતું નહોતું તે સૂઝાડ્યું છે, અને આપનો પત્ર વાંચી તુરત આપને ઉત્તર લખવા બેઠી છું. પ્રાણનાથ! આપનો પત્ર મને દિલાસો આપેછે કે તારા પ્રાણ દુઃખદાયક સ્થિતિમાં છતાં થતું દુઃખ દબાવી તને દિલાસો મોકલેછે, માટે તારે પણ ધીરજ રાખી પત્ર લખવો. મારી રડતી આંખોને તે હસતી કરેછે. વિયોગ દુઃખથી છાતીમાં જે બળતરા થતી હતી તેનો ઉપાય આપના પત્રથીજ થાયછે. વહાલા પતિ! આ વખતમાં દુઃખી થતાં મનને ધીરજ આપનાર એક પત્ર વિના બીજું કોણ છે? જ્યારે એમજ છે ત્યારે રોજ

પત્ર લખી દિલાસો દેવામાં વિલંબ શું કરવા થાય? પણ દુઃખથી બળતું મન વિચારમાં લીન થઈ જવાથી હાથમાં લીધેલાં કલમ ખડિયો મુકી દેવાં પડે, અને કદાચ મન કઠણ રાખી લખવા બેસું તોપણ મનનું દુઃખ મનમાં દબાવતાં છતાં તેના અંશમાત્રનું પત્રમાં વર્ણન થઈ જાય, અને તેથી વળી એમ પણ મનને થાય કે આ કરતાં પત્ર લખવોજ નહિ. પ્રિય પ્રાણ! ખરેખર આ પત્ર આવ્યા અગાઉ બીલકુલ પત્ર નજ લખવો એમ ધારી નિરાશ થઈને દિવસ કાઢતી હતી, ત્યાં આપના પત્રે આશાવાન કરી ધીરજ આપી, અને એમ સૂચના આપી કે વિયોગ-દુઃખમાંથી મુક્ત કરવાનું તારા પ્રાણપતિના હાથમાં નથી, તે તારા જેવીજ સ્થિતિ ભોગવે છે, અને તેમાં પત્ર લખવો બંધ કરીશ તો તેની કેવી સ્થિતિ થશે.

પ્રિય પ્રાણનાથ! મારાથી હમણાં પત્રમાં વિલંબ થાય તો ક્ષમા કરશો. મારૂં મન સ્થિર નથી. વહાલા પતિ! લખતાં મારી કલમ કોણ જાણે શા કારણથી ધ્રુજે છે! પ્રિય પ્રાણ! વિયોગ એ શબ્દનો ખરો અનુભવ આ વખતેજ મને થાયછે. અરે વિયોગરૂપી દાવાનળમાં બળતાં મનને જે ઉગારતું તેપણ નિર્દય થઈ તજી ગયું, જેમ ચાતક પક્ષી મેઘની વાટ જોઈ અકળાઈ જાય, તેમ હું આપની વાટ જોઈ અકળાઈ ગઈ છું. પ્રાણેશ્વર! હવે હદ થઈ. સાત મહિના સુધી ધીરજ રાખી, પણ હજી તેનો છેડો આવતો નથી.

આગબોટ ચાલશે ત્યારે પધારશો તેમાં પણ હું મંદ-ભાગ્યણી નિષ્ફળ થઈ. દિવસ આઘા જતા જાય છે, તેમ મારી ધીરજ મુકાતી જાય છે. રાત્રિ દિવસ કયાંય ચેન પડતું નથી. અહર્નિશ પતિ પતિજ થાય છે.

પ્રિયનાથ ! રડતી આંખોને સદાની હસતી કયારે કરશો ! વસ્ત્રવડે તેનાં આંસુ કયારે લૂશો ? બાલકના દુઃખથી પીડિત થયેલને આપની મધુર વાણીથી દિલાસો કયારે આપશો ? પ્રાણનાથ ! કંઈક પણ સારી આશાથી આપ મને અહિં મુકી ગયા હતા. ભવિષ્યમાં શું બનશે તેની કોઈને ખબર હોતી નથી, પણ જ્યારે પ્રારબ્ધ બે ડગલાં આગળ હોય, ત્યારેજ આમ બને છે, તેમાં આપને દુઃખી થવા જેવું કંઈ નથી, માટે આપ પશ્ચાત્તાપ ન કરશો, અને મુરબ્બીની આજ્ઞા મળ્યે તુરત પધારશો, એવી મારી વારંવાર પ્રાર્થના છે."

---

આ પત્ર આવ્યા પછી થોડાજ દિવસમાં મુરબ્બીની આજ્ઞા લઈ પોપટ પોરબંદર જઈ પુગ્યા, પ્રેમપાત્રને મળ્યા, અને બેયને પરસ્પરના સહવાસથી અતિશય સંતોષ થયો. સૌ. જયાકુંવર પોતાના પતિ ઉદાસ થશે એવા વિચારથી રત્નપ્રભાનાં મરણ વિષેની એક પણ વાત મોઢામાંથી બોલ્યાં નહિ. જાણે કંઇ બન્યુંજ નથી તેમ પતિસહવાસમાં તે પોતાના દિવસો એક વખત ફરીથી આનંદમાં ગાળવા માંડયાં. આજ સુધી થયેલું દુઃખ સર્વ

વિસરી ગયાં, અને જે સર્વના મનમાં તેને વિષે ચિંતા હતી, તે સર્વને આ પ્રમાણે ચિંતામુક્ત કર્યા.

આ સ્થિતિમાં એક માસ પોરબંદરમાં ગાળ્યા પછી તે પોતાના પતિ સાથે મુંબઈ આવવા તૈયાર થયાં. ચાલવાને આગલે દિવસે છેવટના મેળાપ માટે તે બાશ્રી વખ્તુબા પાસે ગયાં, અને તેમની રજા માગી. છુટાં પડતાં બેય સ્નેહી અતિશય દુઃખી થયાં. અંતે આ સહવાસનો છેડો આવતાં બાશ્રી વખ્તુબા બોલ્યાં, " બેન ! મને બીજો કંઈ ખેદ નથી થતો. માત્ર એટલુંજ દુઃખ થાય છે કે અહિં મારી પાસે બાલક રત્નને લઈને આવ્યાં, અને અંતે તેને અહિંજ મુકી તમારે એકલાં જવું પડે છે. મારાથી તમારી કંઈ પણ સંભાળ બની શકી નહિ." આમ બોલતાં તે પોતાનાં સખીને ભેટયાં અને તેમની આંખ આંસુથી ભરાઈ ગઈ.

સૌ. જયાકુંવરે તેમનાં આંસુ લૂચાં અને કહ્યું, " બા ! આપે મારે સારૂ ઘણું કર્યુ છે. એ સર્વ આપના મોઢા આગળ કહી દેખાડવાને હું ખુશી નથી. આપ ઓછું લાવી આમ દુઃખી ન થાઓ. ઈશ્વરની નિર્માણ થયેલ વાત કંઈ આપની, મારાથી કે જગતમાં વસતાં કોઈ પણ માણસથી ફરી શકે તેમ છે ? એના દિવસ પૂરા થયા, અને એ ચાલ્યું ગયું. તે અહિં નહિ તો કોઈ પણ ઠેકાણે થયું હોત. માટે એ વિષેનો ખેદ મનમાંથી કહાડી નાંખો, અને મને ખુશીથી રજા આપો."

"બેન સુખેથી જાઓ. ભાઈ પ્રમાણે મારી સંભાળ રાખનાર તમારા પતિને મારા આશીર્વાદ કે'જો. તમ બેય પરસ્પર સુખમાં દિવસ કાઢજો. જે ફળ ખોયું છે તેથી અધિક ફળ તમારા બેયના ગુણ સામું જોઇ ઈશ્વર તમને આપે. મુંબઈ પહોંચી તરત પત્ર લખજો, અને પતિ સેવામાં પડતાં મને ભૂલી જતાં નહિ."

સૌ. જયાકુંવરે કહ્યું, "જે આશીર્વાદ આપ મને આપો છો તે આપને પણ ફળે. હું મુંબઇ જઇ તરત પત્ર લખીશ. જોઈએ કોણ પત્રની પહેલ કરે છે, કારણ તે ઉપરથી પતિ સેવામાં કેનું મન વધારે નિમગ્ન છે તે જણાઈ રહેશે. હવે હું રજા લઉછું."

આ પ્રમાણે બાશ્રી વખ્તુબાની રજા લઈ તે ઘેર આવ્યાં તે વખતે તેમણે પોતાનાં સખીને અતિશય ઉદાસીમાં નિમગ્ન જોયાં. જ્યારથી સૌ. જયાકુંવરનું ચાલવાનું નક્કી થયું હતું, ત્યારથી તેમની આ સ્થિતિ થઈ હતી, અને તેમનો આખો દિવસ અશ્રુપાતમાં ગયો હતો. "એ મારી સખી ગયા પછી હું કેના સહવાસમાં આનંદ પામીશ" એ વિચાર તેમને દુઃખી કરતો હતો. તેમને સૌ. જયાકુંવરે ધીરજ આપી, અને તેનાથી જુદાં પડવાને બાકી જે વખત રહ્યો હતો, તે તેમનીજ પાસે ગાળી તેમને કંઈક સંતોષ આપ્યો. અંતે બેય જણ પરસ્પર ભેટી છૂટાં પડયાં. છૂટાં પડતી વખતે સખીએ અગાશીમાં થયેલી, અને રત્નનાં મરણ

પછી થયેલી બેય વાતનું સ્મરણ આવ્યું. "હું કંઈ નહિ ભૂલું" એમ બોલતાં અને આંખમાંથી પડતાં આસું સાથે સૌ. જયાકુંવર પોતાનાં આ સખીને પગે પડયાં. તેમને તેણે ઉઠાડયાં અને હાથ ઝાલી મુરબ્બી પાસે લઈ ગયાં. મુરબ્બીને પણ એજ પ્રમાણે સૌ. જયાકુંવર પગે પડયાં. તેમણે તેને આશીર્વાદ દીધા, અને પછી સર્વ જણ કિનારા સુધી તેની સાથે આવ્યાં. અહિં પોપટે પોતાનાં મુરબ્બી કાકી તથા ભાભીને હાથ જોડયા, તે બેયના આશીર્વાદ માથે ચડાવ્યા, ફરી એકવાર સૌ. જયાકુંવર પોતાનાં સાસુ-તુલ્ય મુરબ્બીને તથા સખીને મળ્યાં, અને અંતે આ દંપતિ આગબોટમાં જવા હોડીમાં બેઠાં. તે બેસતાંજ હોડીને કિનારાથી દૂર હડસેલવામાં આવી અને તે રસ્તે પડતાં તેમને વળાવવા આવેલાં સર્વજણ વારંવાર તેમની સામું જોતાં ઉદાસ ચિત્તે ઘર તરફ પાછાં ફર્યાં.

---

## પ્રકરણ ૮ મું

### દુ:ખ ઉપર દુ:ખ.

આ પ્રમાણે સૌ. જયાકુંવરે પોરબંદર છોડયા પછી કેટલેક મહિને એ શહેર નવા અને ગંભીર બનાવનું સ્થળ થઈ પડયું હતું. બરોબર મધ્યાન્હ સમયે પોર-બંદરના પ્રતાપી રાણાની ગાડી શેહેરમાંથી પસાર થઈ

શેહેર બહાર પડેલી ઇંગ્રેજ સરકારની છાવણી તરફ જતી જોવામાં આવી હતી. આને માટે પ્રજા તરફથી તરેહવાર અટકળો કરવામાં આવતી હતી, તેટલામાં તે ગાડી પાછી ફરી. પ્રતાપી રાણા જેવી સ્થિતિમાં જતા જોવામાં આવ્યા હતા, તેવીજ સ્થિતિમાં તેમાં બેઠા હતા. ફક્ત તેનું મોઢું જરા ખિન્ન જોવામાં આવતું હતું, અને કંઈ અચાનક દુઃખ આવી પડયું હોય તેમ તે ઉદાસ જોવામાં આવતા હતા. તેની પાસેજ અંગ્રેજ સરકારનો એક અમલદાર હતો, અને તે મૌન ધારી બેઠેલ જોવામાં આવતો હતો, પણ કોઈ કોઈ વખતે રાણાપ્રત્યે થોડી વાતચીત પણ કરતો હતો. પાછળ એક ગાડીમાં કેટલાક કાર્યભારી તથા વકીલો હતા, અને તેની પાછળ આશરે દશથી વીશ માણસની ઘોડેસ્વારની એક હથિયારબંધ ટુકડી હતી. આ સર્વ સમૂહ બનતી ત્વરાએ પોરબંદરના રાજ્યમહેલ તરફ જતો હતો, અને તેથી શું બનેછે અને શું બનશે એવા સંશયમાં પડેલ પોરબંદરની પ્રજાનો મોટો ભાગ એ સમૂહની પાછળ ટોળાં મળી જતો જોવામાં આવતો હતો. રાજ્યમહેલ આગળ આ સર્વ અટકયા. પ્રતાપી રાણા તથા તે અમલદાર બેય જણ ગાડીમાંથી ઉતર્યા, અને ઘોડેસ્વાર સિપાઈઓ ત્યાંજ મહેલ આગળ નીચે પોતાનાં હથિયાર સાથે સાવચેતીમાં સજ્જ થઇ ઉભા. ગાડીમાંથી ઉતરેલો સમૂહ તરત રાજ્યમહેલમાં દાખલ થયો, અને તેથી

મહેલ બાર ટોળે મળેલ માણસોને અંદર શું બન્યું તે જાણવામાં આવ્યું નહિ, પણ થોડા વખતમાં ગામમાં બૂમ ઉડી કે રાણા સાથે આવનાર એ અમલદારે પોરબંદરની તીજોરીને સીલ મારી તે જપ્ત કરી અને જ્યાં જ્યાં ધન-સંગ્રહ વિષે તેના મનમાં સંશય આવ્યો, ત્યાં ત્યાં તેને લઈ જવામાં આવ્યો, અને સર્વ ઠેકાણે તેણે એજ પ્રમાણે સીલ માર્યાં. મહેલના સર્વ ભાગ જોતાં જોતાં આ સમૂહ અંતઃપુર આગળ આવ્યો. અહિં એ અમલદારે અજાણતાં અંદર જવા પગ ઉપાડ્યો, પણ ચિંતાતુર મને તેની સાથે ફરી સર્વ સ્થાનક અને સંગ્રહ દેખાડનાર પ્રતાપી રાણાએ તેને તેમ કરતાં અટકાવ્યો, અને રજપૂતકુળની અંતઃપુર પ્રત્યેની મર્યાદા અને માનની કંઈક સમજણ તેને પાડી. આ ઉપરથી એ અમલદાર એ સ્થાનક છોડી બીજી તરફ ફર્યો, અને એ પ્રમાણે સર્વ સમૂહ ત્યાંથી અદૃશ્ય થયો.

અંતઃપુરનાં બારણાં આગળ જે બન્યું, તે બાશ્રી વખ્તુબાની એક દાસીએ જોઈ લીધું. તે જેવું જોયું હતું તેવું તેમને કહી સંભળાવવા તરત તેમની પાસે દોડી ગઈ.

બાશ્રી વખ્તુબા આ દિવસે નિત્યકર્મથી પરવારી નિરંતરને સ્થાનકે બેઠાં હતાં. તેમનાં સખી ગયા પછીથી આ વખત સુધીમાં કેટલીક ચિંતાને લીધે તેમનું શરીર કંઈક ક્ષીણ થયેલું જોવામાં આવતું હતું. તેમનાં મુખ

ઉપર કંઈક ચિંતા, કંઇક આશા, અને કંઈક આનંદ એ સર્વનો અદ્દભુત સમાગમ દેખાતો હતો. પરમેશ્વરે આ વખતે તેમનાં સીમંતનો શુભ પ્રસંગ પાસે આણ્યો હતો. અને તેથી કંઇપણ શોકકારક ખબર સાંભળવાને તેમની શારીરિક સ્થિતિ યોગ્ય હતી નહિ સખી પ્રત્યે મુંબઈ તેમણે કેટલાક પત્ર લખી તેમાં પોતાની ખરેખરી સ્થિતિનો ચિત્તાર આપ્યો હતો, અને તેજ વખતે પોતાનાં સખી તરફથી પણ તેમને પરમકૃપાળુ પરમેશ્વર ફળ પ્રાપ્તિનો બીજો પ્રસંગ થોડા વખતમાં આપશે, એમ જાણી તે ખુશી થયાં હતાં. તેમના હાથમાં ભરતનાં સાધનો હતાં, અને આ વખતે તે નિશ્ચિંતપણે પોતાના પતિના ઘોડાની લગામમાં રાખવા માટે એક સુશોભિત નમુનો ભરતાં હતાં. તેટલામાં ટપાલ મારફત તેમને એક પત્ર તથા એક પુસ્તક મળ્યું. તેમણે પત્ર ઉખેડયો અને વાંચ્યો.

**અખંડ સૌભાગ્યવતાં પ્રાણપ્રિય સખી માયાળુ બાશ્રી વજુબાની પવિત્ર સેવામાં.**

**મુ. પોરબંદર.**

મુંબઈથી લ૦ આપની સદાની આભારી, આપના વિયોગથી દુઃખી થનાર, આપની પ્રેમરૂપી જાળમાં ફસાઈ પડેલ, પ્રેમી સખી જયાકુંવરના પ્રેમથી પ્રણામ વાંચવા સ્વામી સેવામાંથી નિવૃત્તિ મળે ત્યારે તસ્દિ લેશો.

માયાળુ સખી ! આપનો પત્ર હમણાં નથી. પત્ર લખી વિયોગથી બળતાં મનને કયારે શાંત કરશો ? કયારે આ ચક્ષુને આપના હસ્તાક્ષરનો પત્ર લખી કૃતાર્થ કરશો ? પ્રિય સખી ! પ્રાણનાથનાં ચરણકમળની સેવામાં રોકાઈ ગયાં હશો, અથવા આપના પ્રાણનું મનરંજન કરવા તેમને વાસ્તે કંઈ ભરતાં હશો, તે વગર આપ પત્ર લખો નહિ એમ હોયજ નહિ. વહાલાં સખી શું લખું ! આપે મારૂં ચિત્ત ચોરી લીધું છે. ખરે મને આપનો સ્નેહ ઘડી પણ વિસરતો નથી. આપે મને આભારના બોજા તળે કચરી નાખી છે, પ્રેમબંધનમાં બાંધી લીધી છે, વળી મારાં અંતઃકરણને કેદી કરી આપે ત્યાં રાખેલ છે. હે સુશીલ સદ્ગુણી સખી ! આપનો એટલો બધો મેં શું અપરાધ કર્યો છે ? અરે સ્નેહ-સાંકળથી બાંધી લઇ વિયોગદુઃખ શું કરવા દ્યોછો ? કંઈ પણ અપરાધ ન છતાં આમ હેરાન કરો તે આપ માયાળુને ઘટિત ન કહેવાય. અરે હું આપને કેટલોક ઠપકો લખું ? જેમ જેમ લખુંછું તેમ તેમ આપના વાંક મારા હૃદયમાં વધારે અને વધારે આવતા જાયછે. પ્રિયસખી ! આપે મારા ઉપર આભારરૂપી પર્વતનો બોજો નાખ્યો છે તેમાં હું મુઝાઉછું. એમાંથી કયે પ્રકારે નીકળું તે મને સૂઝતું નથી. એટલા મોટા બોજામાંથી મુક્ત થવાને એકેય રસ્તો દેખાતો નથી, અને તેથી હવે મારે જીભ ચલાવ્યા વગર છુટકો નથી કે, 'આપ દંપતી સદાકાળ સૂખી થાઓ, અને

દીર્ઘાયુષ ભોગવો.' આપને ઈશ્વર આપનાં સર્વ સદ્ગુણો સામું જોઈ પુત્રરત્ન આપે. આપના વાંકના બદલામાં આપના ઉપર ગુસ્સે થઈ અંતઃકરણમાંથી નીકળતાં આ વચનો ભલે આપને ફળીભૂત થાય.

પ્રિય સખી! ઈશ્વરે જે ફળપ્રાપ્તિનો વખત આપ્યો છે, તેનું હમણાંથીજ સારી રીતે પોષણ કરજો. આપના ભાઈએ આપને તથા મારે વાસ્તે 'માને શિખામણ' નામનાં બે પુસ્તકો લીધાં છે, તે આ વખતે આપણ બેયને અતિ ઉપયોગી થઈ પડશે એમ ધારી આપ તરફ આજ-રોજ એક નકલ મોકલું છું, તે આપ વાંચી તે પ્રમાણે વર્તશો. આપના ભાઈના દંડવત્ માન્ય કરશો, તથા વળતો પત્ર તુરત લખવા કૃપા કરશો."

---

પત્ર વાંચી રહ્યા પછી તેમનાં મોઢા ઉપર આનંદનો ભાસ જણાયો. "ધન્ય સખી તમે તથા તમારા પતિ પણ ત્યાં બેઠાં મારી કેવી સંભાળ લ્યો છો! ઇશ્વર એવેજ સ્થળે સ્નેહ બાંધજે." એમ બોલી આનંદથી તેમણે પુસ્તક લીધું, ઉપર ચોંટાડેલો કાગળ ફાડી નાખ્યો, અને પહેલુંજ પાનું ઉઘાડતાં બાલકને ખોળામાં લઈ, તેનાં મોઢામાં સ્તન આપી ધવરાવતી માતાનું ચિત્ર જોઈ તે આનંદથી હસ્યાં. કદાચ "મને આવો વખત હવે જલદી આવશે" એમ અંતઃ-કરણમાં વિચાર આવ્યો, અને પછી તરતજ એક બે ત્રણ એમ

પાનાં ફેરવી છઠ્ઠે પાને સ્તનંધયાવસ્થાનું પ્રકરણ વાંચવા માંડયાં, તેટલામાં ઉંચક જીવે દોડી આવતી દાસી તરફ તેમનું ધ્યાન ખેંચાયું. આશ્ચર્ય સાથે તેમણે પૂછ્યું "કેમ ! શું છે ?" દાસીએ કહ્યું, "બા, હમણાંજ નીચેનાં બારણાં આગળથી બાપુ તથા સાહેબ અને બીજાં કેટલાંક માણસ ગયાં." આ સાંભળી કોણજાણે ખરેખર શું બન્યું હશે તેનો કંઈક સંશય મનમાં ઉત્પન્ન થયો તેથી, અથવા તે ફક્ત જાણવાની આકાંક્ષાથી તેમણે પોતાની એક વિશ્વાસુ દાસીને બોલાવી, અને જે બન્યું હોય તેના ખરા ખબર તરત લઈ આવવા આજ્ઞા કરી. થોડા વખતમાં તે દાસી પાછી ફરી, અને જે બન્યું હતું તેનું વર્ણન કહી સંભળાવ્યું. "શું ત્યારે અંતે આવો વખત આવ્યો ?" એમ બોલતાં તેમણે પોતાનું માથું નીચું કર્યું, આંખ આડા હાથ દીધા, અને એક બાળકની પેઠે અસહ્ય દુઃખથી રડવા માંડ્યાં.

આ બનાવને બે દિવસ થયા, ચાર દિવસ થયા, પાંચ, પંદર, પચીશ દિવસ એમને એમ ગયા, પણ બાશ્રી વખ્તુબાનું ઉદાસ ચિત્ત કોઈપણ રીતે પ્રફુલ્લિત થયું નહિ. તેમને આ સ્થિતિમાં તેમને ધીરજ આપવા તેમની પાસે કોઈ હતું નહિ. તેમના પતિએ એજ અંગ્રેજ સરકારની આજ્ઞાને તાબે થઈ અભ્યાસ માટે પોરબંદર છોડયું હતું. પતિને વારંવાર યાદ કરતાં તથા કેમ જાણે આ દુઃખદાયક બનાવથી પોતાને આ સંસારમાં વધુ વખત કહાડવો કડવો

ઝેર થઈ પડયો હોય તેમ ફક્ત પરમેશ્વરે આપેલાં ફળને સંસારમાં જન્મ આપવાજ જીવતાં હોય એમ જણાતું હતું. અંતે ચિંતાતુર જીવ, ઉદાસ અંતઃકરણ, અને એ બેયથી થયેલી શરીરની નબળી સ્થિતિએ આજસુધી પોષણ કરેલા ગર્ભનું વધારે પોષણ કર્યું નહિ, અને બાશ્રી વખ્તુબાએ સાતમે મહિને એક પુત્રીને જન્મ આપ્યો. તેમના સીમંતની તૈયારી એમને એમ રહી, અને જન્મ આપ્યા પછી તરતજ તેમનું શરીર વધારે અને વધારે ક્ષીણ થવા માંડયું. પુત્રીપ્રસવ થયા પછી છઠ્ઠે દિવસે તેમનું શરીર વધારે બગડયું. તેમના આ મંદવાડના સમાચાર સાંભળી તેમના પતિ બનતી ત્વરાએ પોરબંદર આવી પુગ્યા, પણ લોકરિવાજ પ્રમાણે પોતાનાં આ પ્રેમપાત્રને મળી શકયા નહિ. સાતમે દિવસ સવારના બાશ્રી વખ્તુબાની સ્થિતિ ખરેખર ભયંકર થઈ પડી, અને તેથી તેમણે પોતાનાં એક વિશ્વાસુ માણસને બોલાવી, પાસે પારણામાં ઝુલતાં માત્ર સાત દિવસનાં બાલકની તેમને શાંત અંતઃકરણથી ભલામણ કરી, અંતે પોતાને હાથે કેટલાંક દાન તથા પુણ્યય કરી, ઈશ્વરનું સ્મરણ કરતાં આ અસાર સંસારનાં દુઃખમાંથી હંમેશ માટે પોતાનું નિષ્પાપ અંતઃકરણ કહાડી નાખી, તેજ દિવસે રાત્રિના આઠ વાગે માત્ર વીશ વર્ષની નાની વયમાં કૈલાસવાસ કર્યો !!

આ પ્રમાણે સૌ. જયાકુંવરનું એક અનુપમ સખીરત્ન

સંસારમાંથી ચાલી નીકળ્યું. જ્યારે આ દુઃખદાયક ખબર મુંબઈ આવ્યા, ત્યારે સૌ. જયાકુંવર પોતાના પિતાને ઘેર હતાં. તેમનું શરીર જોઈએ તેવું સ્વસ્થ હતું નહિ, અને આ અચાનક દુઃખના સમાચાર સાંભળી તેમનાં અંતઃ-કરણમાં ધ્રાસકો પડે, અને તેથી કંઈ માઠું પરિણામ નિપજે એવા વિચારથી પોપટે એ ખબર તેમનાથી છુપા રાખવાનો વિચાર કર્યો, પણ તેમ થઈ શકયું નહિ. પત્ર વાંચ્યા પછી તરત પોપટ પોતાનાં પ્રેમપાત્રને મળવા ગયા. ત્યાં જતાંજ તેમણે તેને અતિશય દયાજનક સ્થિ-તિમાં જોયાં. તે એક પલંગ ઉપર સુતાં હતાં, અને તેમની આંખમાંથી આંસુ ટપકી ટપકી તેમની પથારી ભીંજાઈ ગઈ હતી. પોપટને જોતાંજ તે તેમની તરફ ફર્યા, અને કહ્યું, "આજના ખબર તમે સાંભળ્યા?"

પોપટે કહ્યું, "હા. વખ્તુબા અંતે ચાલી નીકળ્યાં. કોઈને સ્વપ્રમાં પણ નહિ હોય કે એમના સદ્ગુણ અને સાસરા પ્રત્યેના એમના પ્રેમનું અંતે આ પરિણામ આવશે."

"ખરેખર જો વખ્તુબા કંઈપણ બાબતની ચિંતા મનમાં ન રાખત, તો આવે વખતે આમ કોઈ દિવસ પણ બનત નહિ."

"તમે આ સમજોછો તે છતાં તમે પોતે મારી, તમારાં ઘરની, તથા સાસરિયાંની કેટલી બધી ચિંતા એમને એમ મનમાં રાખોછો! હું મારા અનુભવથી એમજ જાણુંછું કે

દરેક સદ્‌ગુણી અને પોતાનો ધર્મ જાણનાર સ્ત્રી સંસારમાં પડયા પછી કોણ જાણે શું કારણથી ચિંતાનું ઘરજ થઈ પડેછે, અને પછી તેનાં પરિણામ કેવાં દુઃખદાયક થાયછે, તે આ તમે અને મેં નજરે જોયાં."

"તમે બોલોછો તે હું કબુલ કરૂંછું, પણ જો સ્ત્રિયોને પોતાનાં ઘરની ચિંતા ન હોય, પોતાના પતિની ચિંતા નહોય, અથવા પોતાથી નાનાં મોટાંની ચિંતા ન હોય, તો પછી સંસારમાં સ્ત્રીનું બીજું પ્રયોજન શું છે? ભાગ્ય-યોગે પોતાનું એ કર્ત્તવ્ય કરતાં કદાચ જો મોત આવ્યું, તો તેથી પણ કંઈ સ્ત્રીને પોતાને પરાભવ નથી."

"જે માણસ જગત્ છોડી ચાલી નીકળે, તેને કંઈ ખબર હોતી નથી કે તેની પાછળ તેના સંબંધમાં આવેલાં માણસો કેટલાં દુઃખી થાયછે. વખ્તુબાને કેટલી બધી વાર મેં પોતાનાં શરીરની સંભાળ રાખવાને સૂચવ્યું હતું, તે કંઈ તમારાથી અજાણ્યું નથી. વારંવાર હું એ વિષે તમારા તથા તેમના પત્રમાં લખતો, તોપણ પોતાને કંઈ થાય તો તેથી કોઈને ચિંતા થશે, એવા વિચારથી તેમણે કેટલી બધી વાર શરીર તથા મનની વ્યાધિ એમને એમ મનમાં રાખી હતી!"

"હા મને સર્વ ખબર છે. પોરબંદરમાં હું એમની પાસે જતી, ત્યારે એમના પતિ ગામમાં ન હોવાથી તે વારંવાર ઉદાસ થતાં, દુઃખી થતાં, અને કોઈ કોઈ વખતે તો રડતાં. આમ થવાથી વારેઘડિયે એમનું શરીર બગડી આવતું, તે

છતાં, તથા હું એમને વારંવાર ઔષધસેવન કરી શરીર પાછળ ધ્યાન રાખવાનું કહેતી તે છતાં, પોતે તેની જરા પણ દરકાર કરતાં નહિ, અને આખો દિવસ પોતાના પતિ અને સસરા કેમ ખુશી રહેશે, તે વિષેજ ચિંતા કર્યા કરતાં."

"આવાં ભલાં, નિર્મળ મનનાં, અને પતિ તથા સાસરિયાંનું સારૂં ઈચ્છવાવાળાં વખ્તુબાના મનમાં જ્યારે તેમણે સાંભળ્યું હશે કે મારા સસરાનું સર્વસ્વ તેમના હાથમાંથી ગયું, ત્યારે શું નહિ થયું હોય ! સદ્દગુણ દુઃખકર્તા આમજ થઈ પડેછે. કેવાં ભલાં, કેવાં સરલ, કેવાં નિષ્કપટી અને કેવાં સુશીલ. હવે આપણે એના ગુણ સંભારીને દુઃખી થવું, અને આંખમાંથી આંસુ પાડવાં, એ વગર આપણાથી બીજું શું બની શકે તેમ છે."

"અરેરે ! એમણે મારી ઉપર કેટલું હેત રાખ્યું. રાજ્યનાં રાણી છતાં કેમ જાણે સગાં બેન હોય, તેમ મને કંઈપણ વાતનું ઓછું આવવા દીધું નહિ. એના સદ્દગુણ તો એની સાથેજ ગયા. મારાથી એના ઉપકારનો કંઈપણ બદલો વાળી શકાયો નહિ." આમ બોલતાં સૌ. જયાકુંવરની આંખમાં ફરી આંસુ આવ્યાં.

પોપટે તેમનાં આંસુ લૂતાં કહ્યું, "સમજુ થઇ આમ દુઃખી ન થાઓ. જે ગયાં તે કંઈ ફરી પાછાં આવવાનાં છે ? ઈશ્વરનાં ઘર આગળ આપણું શું જોર છે ?"

"આપણી રત્નપ્રભા ગઈ, ત્યારે વખ્તુબાની આંખમાંથી

પાણી પડ્યાં હતાં, ત્યારે આ વખતે તેમની મા વગરની નિરાધાર દીકરી યાદ આવતાં મને કેમ રડવું ન આવે?"

આમ કહેતાં તેમણે પોતાનું હૈયુ ખાલી કરવા માંડયું. પોપટથી આ સહન થઈ શકયું નહિ. તેની પણ તેવીજ સ્થિતિ થઈ, અને થોડીવાર તે બેય જણ એક પણ શબ્દ બોલ્યા વગર એજ સ્થિતિમાં રહ્યાં.

અંતે પોપટે કહ્યું, " આમ કયાં સુધી ચાલશે? હવે ગમે તે કરશું તોપણ બન્યું તે નહિ બન્યું થશેજ નહિ. એમ તો વિચારો, કે એનાં માતુશ્રીને આ વખતે કેવું દુઃખ થવું હશે. આપણે તેમનું દુઃખ ધ્યાનમાં લઈ ધીરજ રાખવી જોઈએ, અને એમને ધીરજ આપવી જોઈએ."

" ખરૂં કહોછો. કેવા પ્રેમથી તેમણે સીમંત ઉપરની સર્વે તૈયારી કરી માણુસોને મોકલ્યાં હશે, પણ પરિણામ આ આવ્યું. નાથ! કેવો વખ્તુબાનો વૈભવ, કેવાં તેમનાં પુસ્તકો, કેવાં તેમનાં ભરત, તથા કેવાં તેમનાં વસ્ત્ર અને આભૂષણો! આ સર્વ મારી નજર આગળ તરી રહેછે. અરેરે! કંઇ પણ ભોગવાને એ રહ્યાં નહિ."

"એમ યાદ કર્યા કરશું તો આપણા સંતાપનો છેડો નહિ આવે. તમે ઉઠો, આંસુ લૂઈ નાંખો, તથા બાનાં માતુશ્રી ઉપર ધીરજનો એક પત્ર લખો. હું પણ ઘેર જઈને લખુંછું. આપણાથી વિશેષ શું બની શકે તેમ છે?"

" વિશેષ તો શું! પણ ફક્ત એકજ વાત મારાં મનમાં

છે. બા જેવું સ્વચ્છ, સરલ, અને સુશીલ અંતઃકરણનું માણસ મેં આજ સુધી જોયું નથી. એમનાં જેવું નિરભિમાની માણસ મારા ધ્યાનમાં આજ સુધી બીજું એકેય આવ્યું નથી. મને એમ થાય છે, કે જો તમે મદદ કરો તો હું મારી બુદ્ધિ પ્રમાણે તેમનું એક જન્મચરિત્ર લખું."

"ધન્ય છે તમારા એમની તરફના પ્રેમને. બા જેવાં સદ્ગુણી અને રાજ્યકુળમાં છતાં સરલ માણસનું જન્મચરિત્ર ખરેખર બધાંને ઉપયોગી થઈ પડશે. હું એમાં તમને જોઈશે તેટલી મદદ આપીશ. ઈશ્વર આપણો એ વિચાર પાર પાડે, તો તેથી પણ આપણાં મનને કંઈક સંતોષ થઈ શકશે."

પતિપ્રિયા આ વિચાર દૃઢ કરી છૂટાં પડયાં.

આ દુઃખદાયક બનાવને માસ બે માસ નીકળી ગયા. તે પછી કેટલેક મહિને સૌ. જયાકુંવર એક પુત્રીનાં માતા થયાં. આ પુત્રીનું નામ તેનાં ફઇએ પાર્વતી પાડયું, પણ ગયેલ રત્નપ્રભાનું સ્મરણ રહેવા તેના પિતાએ તે ફેરવી પદ્મપ્રભા કર્યું.

જે સ્થિતિમાં રત્નપ્રભા મોસાળમાં ઉછરી હતી, તેજ સ્થિતિમાં પદ્મપ્રભા પણ ઉછરી. પોતાનાં માતાનું ચિંતાતુર મન પોતા તરફ ખેંચી લઈ, તેણે તેમને કંઈક સંતોષના દિવસ દેખાડવા માંડયા. શરીરે કંઇક સ્વસ્થ થતાં સૌ. જયાકુંવર પોતાનાં કર્ત્તવ્યમાં પાછાં પડયાં, અને તેમના મુરબ્બીના સંતોષ વચ્ચે, તેમના પતિના આનંદ વચ્ચે,

તથા તેમનાં પોતાનાં સુખ વચ્ચે એ બાળક ધીરે ધીરે ઉછરતું ગયું. આ પ્રમાણે કેટલાક દિવસ નીકળી ગયા.

ઈશ્વરી પ્રેરણા શું છે તે કોઈને ખબર પડતી નથી. આજે શું થાય છે અને કાલે શું થશે એ કોઈ પણ જાણી શકતું નથી. માણસની શક્તિ ક્યાં સુધી કામ કરી શકે છે? જે પ્રેરણા તેનામાં ઈશ્વરે મુકી નથી, તે એકજ પ્રેરણા મનુષ્યને મળી શકી હત, તો જગતમાં મનુષ્યની સ્થિતિ કેવી ઉત્તમ હત તે કહી શકાતું નથી. ભવિષ્યનો વિચાર થોડા નેજ થાય છે, તે થવા છતાં તે પ્રમાણે વર્તવાળા તેથી પણ થોડા છે અને તે પ્રમાણે વર્તવા છતાં તેનાં સારાં ફળ ચાખવાળા તો સંસારમાં ક્યાંકજ હશે. મનુષ્યનું મન કંઈ એવું તીવ્ર નથી કે સર્વનું સાચુંજ પરિણામ જાણી શકે. વિદ્વાનની વિદ્વત્તા પણ આ હદને પહોંચી શકતી નથી, તો પછી સાધારણ માણસનું શું ગજું? સારૂં ફળ મેળવવા, સારૂં પરિણામ જોવા, ભવિષ્યનાં સુખનો અનુભવ કરવા, એટલુંજ નહિ પણ સર્વ ઠેકાણે સારી આશાથીજ માણસનું સમજુ અંતઃકરણ કામ કરેછે. જે રસ્તે જવાથી સુખ થશે એમ તે ધારેછે, તે રસ્તેજ તે જાયછે, પણ તીવ્ર મનમાંથી નીકળેલા વિચાર ભૂલ ભરેલા હોયછે, આંખથી દેખાયલ વસ્તુઓથી ઉત્પન્ન થયેલા વિચાર પણ ભૂલ ભરેલા હોય છે, અને કાને સાંભળેલ ખરેખરી વાતોથી ધારેલી ધારણા પણ ભૂલ ભરેલ હોયછે. પગલે પગલે ભૂલ

થાયછે, અને સંસાર આખો ભૂલથીજ ભરેલો છે. આવી સ્થિતિમાં ધારેલું પાર ન પડે, આશાવાન નિરાશ થાય અને સુખને બદલે દુઃખ દેખાય એ કંઈ અસંભવિત નથી.

એક શુભ કાર્ય માટે સૌ. જયાકુંવરનાં સાસરિયાંના સર્વ સંબંધીઓને થોડા વખત માટે મુંબઈથી બહાર જવાનો પ્રસંગ પડયો. આ વખત પાસે આવતાં સર્વ જણ એક ચિત્તે તેની તૈયારીમાં હતાં, તેટલામાં હમણાં છ માસની થયેલી પદ્મપ્રભાનું શરીર અસ્વસ્થ થયું. સાધારણ અસ્વસ્થતાએ કોઇનું ધ્યાન ખેંચ્યું નહિ, પણ મુંબઈથી નીકળવાને આગલેજ દહાડે તેની સ્થિતિ કંઈક વધારે બગડવાથી સર્વ જણ ચિંતામાં પડયાં. અંતે બે કર્ત્તવ્યમાંથી એક ઉત્તમ ગણાયું, અને બેક દિવસ સૌ. જયાકુંવર પદ્મપ્રભા સાથે મુંબઈમાં રહે, અને એ બાલક સાવ સારૂં થાય ત્યારે તેને લઈ પાછળથી આવે, એમ નિશ્ચય થયો. ચાલતી તૈયારી એમને એમ આગળ ચાલી, પણ આ પ્રમાણે પદ્મપ્રભાનું શરીર બગડવા પછી, અને તેથી વિશેષ સૌ. જયાકુંવરનું પાછળ રહેવાનું નક્કી થયા પછી પોપટનું મન આ સર્વ તૈયારીમાં ભાગ લઈ શકયું નહિ. શુભ પ્રસંગના અનુપમ આનંદમાં ભાગ લેવા કરતાં પોતાનાં પ્રેમપાત્ર સાથે બાળક પદ્મપ્રભાની સંભાળ માટે રહેવાનું તેને વધારે યોગ્ય લાગ્યું. પણ જુની રીતભાતે તેને શીખવ્યું કે તેની આ વર્તણુક અવિવેકી ગણાશે. બે

ધર્મમાંથી એકને મહત્તા આપવી પડી, મન કંઈક છતાં કાર્ય કંઈક કરવું પડયું, અને છેવટ સુધી અનિશ્ચિત છતાં અંતે આ સમૂહ સાથે મુંબઈ, અને તે સાથે પોતાનાં બેય વહાલાંને છોડવાં પડ્યાં.

સૌ. જયાકુંવરને આ પ્રમાણે પતિથી વિખુટાં પડતાં ઘણું દુઃખ થયું. જે કંઇ સહવાસનો લાભ મળે તે લેવાના હેતુથી તે પોતાનાં માતુશ્રી તથા બાળક પદ્મપ્રભા સાથે ઠેઠ સ્ટેશન સુધી આવ્યાં. પોપટ છેવટ સુધી તેમની પાસેજ રહ્યા. તેમની આંખમાંથી વારંવાર પડતાં આંસુ તેણે લૂયાં, તેને ધીરજ આપી, અને કહ્યું, "પદ્મપ્રભા સ્વસ્થ થતાં નક્કી આપણે તરત મળશું." તેણે પદ્મને પોતાની પાસે લીધી, હેતથી ચુંબન કર્યું, અને પછી તેની માતાના હાથમાં આપી, તેટલામાં ગાડી ઉપડવાનો વખત થતાં અતિશય ખેદ સાથે તે આ બેયને છોડી ગયા સૌ. જયા-કુંવર ત્યાંજ થોડો વખત રહ્યાં, ગાડી ઉપડી, તેમનાં અંત-કરણમાંથી એક નિશ્વાસ નખાયો, અને દુઃખી હૃદયે ઘર તરફ પાછાં ફર્યાં.

માતાપિતા બાલકને લઈ ઉભાં હતાં ત્યારે તેમને સ્વપ્ન પણ ન હતું કે એ બાળકનો જગત્માં એ દિવસ છેલ્લોજ હતો. ખરેખર જો એવો જરાપણ વિચાર પોપ-ટના મનમાં આવ્યો હોત, તો તે ગમે તે છતાં પણ આ પ્રમાણે તેને છોડી ચાલી ન નીકળત. જો તેની માતાના

મનમાં એવો જરાપણ વેહેમ થયો હોત, તો તે રોઈ કકળીને પણ પોતાના પ્રાણનાથને પોતાની પાસે રાખતા સુંદર ફુલ કરમાતાં કોઈને ખબર પડી નહિ. બાલકની સ્થિતિ કયાં અને કેવી રીતે બગડી તે કોઈએ જાણ્યું નહિ. ફક્ત બોલતી ચાલતી પદ્મપ્રભા બીજા છ કલાકમાં નિસ્તેજ શબરૂપ થઈ પડી ! !

મુંબઇથી ચાલેલા સમૂહે બીજે દિવસે અમદાવાદમાં ઢાળો કર્યો. આગળથી કરી રાખેલ તજવીજ પ્રમાણે એક સ્વચ્છ મકાન તેમને વાસ્તે તૈયાર કરી રાખ્યું હતું. શુભ પ્રસંગના આનંદમાં સર્વજણ ગુંથાયા. બપોરના એક વાગતાં ભોજનનું કામ સમાપ્ત થયું, અને પછી એક એક જણ મિત્ર મંડળ સાથે અથવા એકલા અમદાવાદ જોવાને આમ તેમ નીકળી પડ્યા. પોપટ આ વખતે ઘરમાંજ હતા, અને અગાશીમાં પડેલી એક ખુરશી ઉપર માથે હાથ દઈ, કંઈ ઉંડા વિચારમાં પડયા હતા. પાછળ મુકી આવેલ પોતાની પ્રિયા અને પોતાનાં બાલક વિષે તેમના વિચાર આમથી તેમ ભમતા હતા. તેનું શું થયુ હશે, અથવા હવે તેમની શું સ્થિતિ હશે, એ અંતઃકરણની શંકા તેમના મનમાં વારંવાર આવતી હતી. પદ્મપ્રભા કેવી સ્થિતિમાં હશે એવો વિચાર કરનાર, તથા હવે તેને સારી પેઠે આરામ હશે અને તેથી હું મારાં બેય વહાલાંને જલદી મળીશ એવી ઝાંઝવાંનાં જળ જેવી આશા બાંધનાર પોપટને સ્વપ્ન પણ ન હતું, કે

તેની પદ્મપ્રભા તો પાંચ પોહોર થયા વિશ્વકર્તા પાસે જઈ પુગી હતી. વિચારમાં ને વિચારમાં તેને જરા ઉંઘ આવી, કારણ ગાડીમાં આખી રાત્રિનો ઉજાગરો હતો. આંખ વીચાતાંજ તેને કોઇએ બોલાવ્યા. તે ગયા. ત્યાં જતાંજ પોતાના પિતાને ઉદાસ ચિત્તે જોયા, તરતજ અશુભ શંકા રૂપી તીર અંતઃકરણ વીંધી નીકળ્યું, તેટલામાં તેનાં બેન તેની પાસે આવ્યાં અને તેની શંકાનું નિવારણ કર્યું. પોપટના મોઢામાંથી એકપણ શબ્દ નીકળ્યો નહિ; તે તરત નાઠા, પોતાનાં એક માણસને સ્ટેશન ઉપર જઈ મુંબઈની ગાડીને કેટલો વખત છે તે નક્કી કરવાને મોકલ્યો, અને પોતે પાછા જઈ તેજ ખુરશી ઉપર ઉદાસ, દુઃખી અને વ્યાકુળ અંતઃકરણે પડયા. થોડો વખત જતાં મોકલેલું માણસ પાછું આવ્યું, અને કહ્યું કે "મુંબઈની ગાડી હમણાંજ ઉપડી ગઈ." હવે તેનું હૈયું ભરાઇ આવ્યું. પદ્મપ્રભા અને તેની માતાને યાદ કરતાં તેનું અંતઃકરણ હાથ ન રહ્યું, પરાણે દાબી રાખેલ, શોક, ચિંતા અને દુઃખનો ઉભરો અંતે બહાર નીકળી પડયો, અને પોપટ ત્યાંજ એક બાળક છોકરાંની પેઠે રડવા માંડયા.

તેનાં બેન તેની પાસે આવ્યાં અને કહ્યું, "ભાઈ! આ શું કરછ, કંઈક તો સમજણ રાખ!"

પોપટે તેજ દુઃખમાં જવાબ આપ્યો, "બેન! રત્નપ્રભા મુઈ ત્યારે તો હું પાસે હતો નહિ, પણ આ વખતે તો

હાથે કરી તેને મુકી હું ચાલી નીકળ્યો. આ વિચારજ મને દુઃખી કરેછે. નજરે જોવા છતાં આ વખતે પણ હું તેની પાસે રહ્યો નહિ." આમ બોલતાં તેનું હૃદય પાછું ભરાઈ આવ્યું.

ખરેખર પોપટને એજ દુઃખ થયું. તેમનાં મનમાં એમ આવ્યું, કે શું પરમેશ્વરના ઘરથી એમજ નિર્માણ હશે, કે મારે મરણ પથારિયે પડેલાં મારાં બાલક, અને એ જોઈ દુઃખી થતી તે બાલકની માતા પાસેથી આ પ્રમાણે ચાલી નીકળવું? હશે! એમજ હશે. નહિતો બેય પ્રસંગે એક સરખો બનાવ બનેજ શું કામ! પ્રભુએ શું ધાર્યું હોયછે તે મનુષ્યમન જાણી શકતું નથી, ભાવિ શું છે તે કોઈ સમજી શકતું નથી, નહિ તો આવી દુઃખદાયક ભૂલ થાયજ કેમ? પોપટનું હૃદય આને માટેજ શોક કરતું હતું, ખોવાયલાં બેય બાલકોને માટે તેને જે દુઃખ થતું હતું. તેના કરતાં તે બેયના જવાથી તેમની દુઃખી માતાની સ્થિતિવિષે તેના અંતઃકરણમાં વધારે દુઃખ થતું હતું. તેનો મુંબઈ જવાનો કરેલો વિચાર મુંબઈની ગાડી ઉપડી જવાની ખબર મળવાથી નિષ્ફળ ગયો. ત્યાંજ પાછળ રહી બીજે દિવસે પાછા જવાનો વિચાર મુરબ્બીઓનાં મનને અનુકૂળ ન આવ્યો, અને તેથી છેવટ સૌ. જયાકુંવરને મુંબઈથી બનતી ત્વરાએ નીકળી પોતાને મળવાના ખબર આપી, પોપટ સર્વ સમૂહ સાથે આગળ ગયા.

અમદાવાદથી નીકળેલાં સર્વજણ સાંજના ચાર વાગે ધોળે આવી પુગ્યાં, અહિં આ સમૂહને પોરબંદરથી આવેલાં સૌ. જયાકુંવરનાં સખી, તેમનાં મુરબ્બી સાસુ સસરા વિગેરે મળવાનાં હતાં. થોડા વખતમાં સર્વજણ મળ્યાં. સ્ત્રી એક, અને પુરૂષો બીજા, એમ બે ઓરડામાં બે વર્ગ વહેંચાઈ ગયા. મુંબઈથી આવેલા સ્ત્રી વર્ગને સૌ. જયાકુંવરનાં સખી તથા તેમનાં સાસુએ આનંદથી આવકાર આપ્યો, તથા તેમનાં આશ્વાસનમાં તે બેય પડ્યાં. પણ આ વખતે આ સમૂહમાં ફક્ત એક સૌ. જયાકુંવરજ ન હોવાને લીધે તે બેયનું મન વ્યાકુળ થયું. "મારી જયા કયાં?" એમ મુરબ્બીના મનમાંથી પ્રશ્ન નીકળ્યું. પણ તેનો ઉત્તર કોઇ તરફથી મળ્યો નહિ. અંતે પદ્મપ્રભાના મરણના દુઃખદાયક ખબર તેમને કહેવામાં આવ્યા. અતિશય સંતાપ સાથે તેમણે તે સાંભળ્યા અને રડતે સાદે તેજ વખતે "હું હવે મારી જયાનું મોઢું કયારે જોઈશ, અને તેને કયારે ધીરજ આપીશ!" એમ એ મુરબ્બી બોલ્યાં. સૌ. જયાકુંવરનાં સખી તો આ વખતે પોતાનાં મુરબ્બી સાસુ જેટલી પણ ધારણા રાખી શકયાં નહિ. "જયા! આ તારી ઉપર શું દુઃખ!" એમ બોલતાંજ તે કલ્પાંત કરતાં ત્યાંજ મૂર્છા ખાઈ નીચે પડ્યાં. તેમનાં મુરબ્બી તેમની સંભાળમાં પડ્યાં. થોડી વારે તેમને કંઈક ભાન આવ્યું, પણ પૂછેલા કંઈ પણ પ્રશ્નનો

જવાબ તે આપી શક્યાં નહિ. અંતઃકરણમાં અસહ્ય દુઃખ થતું હોય, ગળે દુઃખનો ડુચો આવી શ્વાસ બંધ કરતો હોય, અને સંસારમાં શું સુખ છે એમ સમજી શરીર છોડવું હોય, તેમ તેમનું શરીર શિથિલ થઈ ગયું, શ્વાસ ઘુંટાવા માંડયો, અને ઘણો વખત સુધી એકપણ શબ્દ બોલી શક્યાં નહિ. અંતે કેટલાક ઉપચાર કર્યા પછી "મારૂં એ બાલક પણ ગયું." એમ બોલી તે સારી પેઠે રડયાં, અને આ પ્રમાણે મનનું દુઃખ કંઈક શાંત થતાં ઠેઠ રાત્રિના દશ વાગે સર્વજણ નિદ્રાવશ થયાં.

ચૌંળેથી નીકળ્યા પછી રસ્તામાં એક રાત્રિ ગાળી બીજી રાત્રિયે આ સમૂહ ધારેલી જગ્યાએ જઈ પહોંચ્યો. ગામની બહાર એક વંડીમાં તેણે ઉતારો કર્યો. સવારના થાકેલા સર્વજણ કોક પથારી પાથરી આળોટવા માંડયા, કોક પોતાના સ્નેહીઓની સાથે બેસી ગપાટા મારવા માંડયા, અને કોક બીજા કામકાજમાં પડયા. આ વખતે એ વંડીના મોટા ડેલાની બારી ઉઘડી, અને અંદરથી એક માણસ કોઈ ન જાણે તેમ ધીરેથી હાથમાં એક નાનું ફાનસ લઈ બહાર નીકળ્યો તેણે એક ધોતિયું પહેર્યું હતું, તથા શરીર ઉપર શાલ ઓઢી હતી. માથું ઉઘાડું હતું, અને તેથી જ્યારે જ્યારે કંઈ ચીજ જોવા તે પોતાનું ફાનસ પોતાનાં માથા સુધી ઉંચું લેતો હતો, ત્યારે ત્યારે રસ્તાની

ધૂળથી ભરાઈ ગયેલ તેના વાળ, તથા કંઈક કારણથી થયેલ શોકાતુર તેનો ચેહેરો, એ બેય નજરે પડતાં હતાં.

આશરે રાત્રિના દશનો અમલ હતો. સર્વ ઠેકાણે અંધકાર દેખાતો હતો. પાસેજ નદી હોવાને લીધે તેમાંથી વેહેતાં પાણીના, માછલાં બહાર નીકળી પાછાં અંદર પડતાં થતા અવાજના, વારંવાર બોલતાં દેડકાંના, દૂરથી સંભળાતાં શીયાળવાં તથા બીજાં જંગલી પ્રાણીના શબ્દના, કોઈ કોઈ વખતે કુતરાઓનાં ભસવાના, અને કેટલીક વખત કોઈ હેવાનથી નદીમાં પડતા પથ્થર, માટી વિગેરેના અવાજ વગર બીજું કંઇપણ સંભળાતું નહોતું. વંડીમાંથી નીકળેલ માણસના હાથમાં જે ફાનસ હતું, તે શિવાય એટલામાં બીજે કયાંય પણ દીવો અથવા અજવાળું દેખાતું નહોતું. આ પ્રમાણે આ અંધકારમાં ફાનસ સાથે ઘડીમાં પોતાની પાછળ નજર કરતો, ઘડીમાં સ્થિર થતો, ઘડીમાં ઠેઠ પોતાનાં માથાં સુધી ફાનસ લઈ જેટલે છેટે તેનું અંજવાળું જાય ત્યાંસુધી એક નજરે જોતો, તથા ઘડીમાં કંઈ અવાજ સંભળાતાં એક ચિત્તથી ત્યાંજ ઉભો રહી તે ફરી સાંભળવાનો યત્ન કરતો, અને તે ન સંભળાવાથી વારંવાર નિશ્વાસ મુકતો તે માણસ ધીરે ધીરે આગળ ચાલ્યો.

અહિં આ માણસનું આવવું તેની આખી ઉમ્મરમાં પેહેલુંજ હતું, અને તેથી ધારેલો રસ્તો ભૂલી તેનાં પગલાં નદી તરફ ફર્યાં. ધીરે ધીરે પગલાં મુકતાં પણ સાવ નવીનજ

સ્થળ હોવાને લીધે બીજાું પગલું આગળ ભરતાં તેને આધાર મળ્યો નહિ, અને તેથી તેજ પળે તે નદીના ઠંડાંગાર જેવાં પાણીમાં જઈ પડયો. ફાનસ હરી ગયું, અંધકાર ભયંકર થઈ પડયો, અને નદીમાંથી નીકળતાં કેમ જાણે મોટા સર્પ તેના બેય પગને વીંટી વળ્યા હોય, કોઈ ભયંકર પ્રાણી તેને અંદર પાછું ખેંચતું હોય, અને બહાર નીકળવાનો રસ્તો કંઈપણ હાથ ન લાગતો હોય, તેમ તેણે પોતાના પગ વારંવાર પાણીમાં પછાડવા માંડયા, કાંઠાના ઉંચા પથરાને હાથેથી ઝાલવા માંડયા, અને એક વખતે એક ઠેકાણે, અને બીજે વખતે બીજે ઠેકાણે હાથ મુકી બહાર નીકળવાનો રસ્તો શોધવા માંડયો. અંતે આગળ હાથ અને પાછળ પગ, એ પ્રમાણે મુકતાં તે પાણીની બહાર નીકળ્યો. શાલ નીચે ઓઢેલાં ધોતિયાંથી પોતાનું શરીર લૂઈ નાખ્યું. અને ત્યાંજ થોડીવાર બેશી પોતાને હાથે ફાનસ શોધવા માંડયો. તે શોધતાં કાચના ભાંગેલા કટકા હાથમાં આવ્યા, અને તેથી તે કામ પડતું મુકી, શરીરને સંકોચી, ત્યાંજ એક પથ્થર ઉપર બેઠો.

"મારા આપેલા ખબર પ્રમાણે જો તે નીકળ્યાં હોય તો વેહેલામાં વેહેલાં આ વખતે અહિં આવી પહોંચવાં જોઈએ, પણ હજી સુધી—" કંઈ અવાજ સંભળાવાથી તેણે પોતાનો કાન તે તરફ ધર્યો પણ બીજી પળે સર્વ શાંત થયું, અને તેના હૃદયમાંથી એક નિશ્વાસ નિકળ્યો. "ઈશ્વર આમ

દુઃખ શું કામ દેતો હશે! મારાં મનને આધીન થઈ હું વર્ત્યો હત તો આજ આ ચિંતા તથા સંતાપમાં ન હતું. બોલતી ચાલતી પદ્મને એકાએક શું થયું હશે! એની મા એને મરતી જોઈ કેટલી દુઃખી થઈ હશે! અરે કેવાં આંસુ એની આંખમાંથી પડયાં હશે! મને તેનાં દુઃખથી ભરાઈ આવતાં હૃદયે કેવો યાદ કર્યો હશે! પણ હું દયાહીન તો તે વખતે સ્વજન સાથે આનંદમાં મારો વખત ગાળતો હતો." તેની આંખમાંથી બોર જેવડું એક આંસુનું ટીપું પડયું તે તેણે લૂઈ નાખ્યું. "અરેરે મારા પ્રેમની આવી પરીક્ષા થઈ! હું તેમાં આવી રીતે નિષ્ફળ ગયો! હંમેશ માટે મન એકજ રાખવાનાં મારાં વચનમાં કેટલી સત્યતા રહી! એક અંગ અનહદ દુઃખમાં અશ્રુપાત કરતું હોય, ત્યારે બીજું, જેણે તે વખતે તેની સંભાળ રાખવી જોઈએ, તેનું આશ્વાસન કરવું જોઈએ, તે તેનાથી દૂર જઈ બીજાજ આનંદમાં ભાગ લેય, એવી પ્રેરણા, એવા વિચાર, અને એવો રસ્તો સુઝાડનાર ભાવિ પરમેશ્વરની ઈચ્છાને વિરૂદ્ધ થઈ કેમ વર્તી શકતું હશે. ખરેખર હું ભાન ભૂલ્યો. મને કંઈ સુઝયું નહિ. નહિતો આ પ્રમાણે નજ બનત. મારા પ્રેમમાં, મારા કર્ત્તવ્યમાં, તેની તરફના મારા ધર્મમાં આ બીજી ખામી આવી. પ્રભુ હું શું કરૂં?" આમ વિચાર કરતાં તેની આંખ ફરી આંસુથી ભરાઇ ગઈ, અને તેના

મોઢામાંથી વારંવાર નિકળતા નિશ્વાસ તથા ડુસકાં હવે સ્પષ્ટ સંભળાવા માંડયાં.

આવે વખતે આ સ્થિતિમાં અહિં આવી બેસનારના મનમાં જે વિચાર રમી રહ્યા હતા, તે ઉપરથીજ જણાયછે કે તે કોણ હતું. "મારા આપેલ ખબર પ્રમાણે જો તે નીકળ્યાં હોય તો વેહેલામાં વહેલાં આ વખતે અંહિ આવી પહોંચવા જોઈએ," એવી આશાથી કોઈ આવેછે કે નહિ, મારાં મનની ધારણા ફળેછે કે નહિ, એમ વિચારમાં ને વિચારમાં હાથમાં ફાનસ લઈ નીકળેલ પોપટે આ પ્રમાણે અર્ધો કલાક ગાળ્યો. તેની ધારણા પાર પડી નહિ, અને તેથી થયેલી તેની દુઃખદાયક સ્થિતિ એવી ને એવી ક્યાં સુધી રહેત તે કહેવાઈ શકાતું નથી, પણ તેટલામાં દૂર વંડીની ડેલીનું બારણું ઉઘડતું સંભળાયું, અને સૌથી પેહેલાં નીકળેલા માણસના હાથમાં રહેલાં ફાનસના અજવાળાથી જણાયું, કે કેટલાક જણ જ્યાં તે બેઠા હતા તે તરફ, અથવા બીજી કોઈ તરફ જતા હતા. "મને એ ઓળખશે અથવા મને આ સ્થિતિમાં જોઈ એ સર્વનાં મનમાં મારે વિષે નવાજ તર્ક થશે," એમ વિચાર આવતાંજ તે ત્યાંથી ઉઠયા અને ઉતારા તરફ ચાલવા માંડયા. સામાં આવતાં માણસોની નજર પડતાં, તેમનામાંથી એકે "કોણ છે?" એમ પ્રશ્ન કર્યો, બીજાએ ફાનસ ઉંચું લઈ જોયું, અને કેટલાક ત્યાંજ ઉભા રહ્યા, પણ પોપટે કંઈ પણ ધ્યાનમાં લીધા

વગર એમને એન આગળ ચાલવા માંડયું. પાસે આવતાં નજરે નજર પડતાં

"કાણ! પોપટભાઈ."

"હા."

"આ વખતે આમ કેમ?"

"સહેજ."

એમ બને તેટલી ટૂંક વાતચીતથી એ સર્વનું સમાધાન કરી તે ઉતારા તરફ બનતી ત્વરાએ ગયા, અને અંદર જઈ પોતાની પાછળ બારી બંધ કરી.

સવાર પડતાંજ ચારે કોર ધામધુમ થઈ પડી. એક કોર ગામનાં સગાંઓ આનંદ અને ઉત્સાહથી સ્નેહીઓને મળવા આવતાં દેખાતાં હતાં, એક કોર સર્વ જણ નાહી ધોઈ એ અવસરને યોગ્ય વસ્ત્રાભૂષણ સજતાં તથા સજાવતાં દેખાતાં હતાં, એક કોર બાલકો નવાં લુગડાં તથા ઘરેણાં પહેરી ત્રાંસાં ઢોલ વિગેરે વાગતાં હતાં ત્યાં ટોળે મળી તેમાં મન લીન થઈજવાથી તેના તાલ પ્રમાણે નાચતાં તથા તાળીઓ પાડતાં દેખાતાં હતાં, અંદરના ખંડમાં સ્રીઓ ઉત્સાહથી ગીત ગાતાં હતાં, તથા પોતાનાં બાલકોને હોંશથી શણગારતાં હતાં, આ પ્રમાણે સર્વ ઠેકાણે અતિશય આનંદ જોવામાં આવતો હતો, તેવે વખતે પોપટ નદીનાં ઠંડાગાર પાણીમાં નાહી, રાત્રિને સ્થળેજ, એકજ દિશા તરફ નજર કરી, આશામાં ને

આશામાં પોતાનો વખત ગાળતા હતા. અંતે જેમ ભર-દરિયે પડેલ માણસને કંઈ આધાર મળે, તેમ તેને દૂરથી ઉડતી ધૂળ દેખાઈ, તેની વચ્ચે એક વાહન આવતું જણાયું, આગળ ચાલતાં પોતાના મુરબ્બી ભાઈને ઓળખ્યા, અને આપ્રમાણે તેની ચિંતા દૂર થઈ, તેની દુઃખદાયક સ્થિતિ ફરી ગઈ, તેની આશા પાર પડી, વ્યાકુળ મન શાંત થયું, ઉદાસ મુખ કંઈક પ્રફુલ્લીત થયું, અને ત્યાં સામા જઈ પોતાનાં પ્રેમપાત્રને મળવું એ બીજાં સર્વના મનમાં અવિવેક થયો ગણાશે એમ જાણી, જોરજુલમથી તેને મળવાને આતુર હૃદયનો ઉભરો દબાવી, ઉતારા તરફ બનતી ત્વરાએ ગયા. થોડા વખતમાં વાહન આવ્યું. બળદ છૂટયા. સૌ. જયાકુંવરને તેનાં સખી તથા સખીનાં મુરબ્બી સાસુ આવી, હેતનો ઉભરો બહાર નીકળતો હોય. કંઈક ખેદ સાથે તેને શરીરે સ્વસ્થ જોઈ તથા મળી તેથી થતો આનંદ આંખમાંથી પણ વેહેતો હોય, તેમ ઝળઝળી આંખે, "આવો બાપુ!" એમ કહી બેય જણે હાથ ઝાલી વાહનમાંથી ઉતાર્યાં, અને મુરબ્બીએ પોતાની છાતી સાથે હેતથી દાબી પોતાને પગે પડતાં પોતાનાં એ બાલકને, "બચા ઘણું જીવો, ઈશ્વર તમને——" એમ આશીર્વાદ આપતાં તેમનું હૈયું ભરાઈ આવ્યું. અંતે તે તથા સખી બેય જણ તેમને અંદરના ઓરડામાં લઈ ગયાં. ત્યાં તેમને બીજાં સર્વ સ્ત્રીઓ મળ્યાં, અને સૌ.

આગળ પ્રમાણે કામમાં પડવાથી પોતે પોતાનાં સખી સાથે થોડીવાર એકલાં પડચાં. આ પ્રસંગનો લાભ લઈ તેમણે પૂછ્યું, "બેન પદ્મને શું થયું? આમ પાછળ કેમ રહેવું પડયું? પોપટ તને મુકીને કેમ આવી શકયા?"

સૌ. જયાકુંવરે જવાબ આપ્યો, "આ વાત હમણ કહાડી પદ્મને સંભારી, ઉદાસ થઈ રડવાનો આ વખત નથી જે કાળે જેમ બનવાનું હોય તેમ બને છે. પદ્મને કંઈ નહોતું મરણ આવું નજીક હશે એમ મને સ્વપ્ને પણ નહોતું. હું તો નિશ્ચિંતપણે તેનાં ઘોડિયાં પાસે સુતી હતી. જરા ઉંઘ આવવા માંડી તેટલામાં કામકાજ કરવા માટે રાખેલી બાઈએ મને ઉઠાડી અને કહ્યું, "બેન જો તો ખરી આને શું થાય છે." મે તરત પદ્મને મારા હાથમાં લીધી. તેનું શરીર ઠંડુંગાર થઈ ગયું હતું બોલાવવા છતાં તેણે આંખ ઉઘાડી નહિં. શ્વાસ વધારે જોરથી ચાલવા માંડયો. આથી હું ગભરાઈ અને મારાં માતાપિતાને બોલાવવા એ બાઈને મોકલી. પણ તે નીચે આવે, અને તેની આ મરતી બાલકીનું મોઢું જુવે, તેટલા વખતમાં કીધેલા સર્વ ઉપચારને, મારી મહેનતે, તેના પિતાના અનહદ પ્રેમને અને મારા માતાપિતા તથા પવિત્ર સસરાની અતિશય સંભાળને ન ગણકારી, એક પછી એક એમ ત્રણ ડચકાં ખાઈ એ બિચારી ત્યાંજ મરણ પામી. એના દિવસ પૂરા થયા. એની સહેજ માંદગીને માટે હું પાછળ રહી પણ

પરિણામ આ આવ્યું. એને કંઇ નથી એમ ધારી મેં એના પિતાને સર્વ જણ સાથે જવાનું કહ્યું. આમ કહેતાં મારૂં હૃદય દુઃખી થયું, પણ મારી પાસે રાખવાથી અયોગ્ય થયું ગણાશે એમ જાણી મેં એ રસ્તો લીધો. તેમની પોતાની મને મુકીને જવાની જરા પણ ખુશી નહોતી. મારાથી છૂટાં પડતાં તે કચવાયા, તેમની આંખમાંથી આંસુ પડયાં, તથા પદ્મને પોતાના હાથમાં લઈ ઝળઝળી આંખે વારંવાર ચુંબન કર્યું, એ સર્વ આજ પણ મને સાંભરી આવેછે. પણ અંતે ભાવિ એમજ, તેથી તે ગયા, અને તેજ રાત્રે પદ્મ સંસાર છોડી ચાલી નીકળી. બીજેજ દિવસે મને એના પિતાનો તાર મળ્યો. તેમણે મને ધીરજ આપી, અને પોતાની પાસે તેડાવી, તે પ્રમાણે હું ત્યાંથી નીકળી અને આજ તમને મળી.”

“બેન હવે એ વાત સંભારી દુઃખી થઈશ માં.” તેમણે નીચું જોયું અને આંખમાં આવતાં આંસુ લૂયાં.

“મને જરા પણ દુઃખ નથી. સારૂં અથવા માઠું પરિણામ બનવું એ પ્રારબ્ધને આધીન છે, તેમાં અસંતોષ માની લેવાથી ઉલટું મનનું દુઃખ વધેછે. ગયું તે ગયું, એમ જાણી હું તો ઉલ્હાસથી આ આનંદમાં ભાગ લેવા આવી છું.”

આ વખતે પોપટ એ ઓરડામાં દાખલ થયા. સૌ. જયાકુંવરની નજર પડતાંજ ચારે આંખ એક થઈ. એક પળમાં આંખેજ નમન કર્યું, આંખેજ ઉત્તર આપ્યો, અને

આંખેજ પરસ્પર થોડી વાતચીત કરી બેયનાં મોઢાં ઉદાસ મટી તેજ પળે પ્રફુલ્લિત થયાં, અને પોપટનું અંતઃકરણ શાંત થતાં, મનને ધીરજ મળતાં, તથા જરા આનંદનો અંકુર ઉત્પન્ન થતાં, જેવા આવ્યા તેવાજ એકપણ શબ્દ બોલ્યા-વગર તે પાછા ફરી સર્વ સમુહના ઉત્સાહમાં મળી ગયા.

સૌ. જયાકુંવરે પોતાનાં સખીને કહ્યું, "ચાલો ઉઠો. આમ અહિં બેશી રહેવાથી આપણે સર્વથી જુદાં પડી જશું. મુરબ્બી આપણને આવા આનંદના સમયમાં ઉદાસ જોઈ અંતઃકરણમાં દુઃખી થશે, માટે મનમાંથી સર્વ કહાડી નાંખો. એ પોતે આપણને તેડવા આવે તે પહેલાં આપણેજ જઈ સર્વ સાથે મળી જઈએ, અને આનંદમાં વખત ગાળીયે. જુવો, સર્વ જણ હવે નીકળવાની તૈયારીમાં છે. સ્ત્રિયો એક એક બહાર નીકળી વાહનમાં બેસેછે. આપણે પણ જઈ એ સર્વમાં ભળિયે." એમ બોલી તેણે પોતાનાં સખીનો હાથ ઝાલ્યો અને સ્ત્રીસમૂહ આગળ જઈ, મોટેરાંને પગે પડતાં, સરખી વયનાંને આનંદથી બોલાવતાં, તથા નાનેરાંની હેતથી ખબર પૂછતાં સર્વ જણ સાથે મળી ગયાં.

વિપત્તિમાં ધીરજ રાખવી એ વિદ્વાનનું વાક્ય અમૂલ્ય છે, એ પ્રમાણે ચાલનારની દૃઢતા પણ અમૂલ્ય છે, અને એ પ્રમાણે વર્તવાની શિખામણ આપનારની એ શિખામણ પણ અમૂલ્ય છે. સંસારમાં સુખદુઃખ વારાફરતી આવેછે અને જાયછે. સુખમાં ખુશી રહેવું, આનંદ પામવો, સંતોષ

રાખવો એ સર્વ સમજુના હૃદયમાં જોવામાં આવેછે. દુઃખમાં ઉદાસ થવું, દુઃખી થવું, આંસુ પાડવાં એ પણ સાધારણ સમજણના સર્વ સમૂહમાં દેખાય છે. મન સર્વ ઠેકાણે સ્વાભાવિક વલણ લેછે. સ્વાભાવિક હદ મુકી એક બાજુ અથવા બીજી બાજુ ઢળવું, એ મનની ચડતી ઉતરતી સહનશક્તિ તથા સમજણશક્તિની સાબીતિ આપેછે. કેટલાંક કંઈ અચાનક દુઃખ આવી પડતાં દિઙ્મૂઢ થઈ જાયછે, ભાન ભૂલેછે, સર્વ સંસારને તેમાં રહ્યાં છતાં અકારો ગણેછે, દુઃખી થાયછે, એવી સ્થિતિમાં બીજાને ચિંતાનું સાધન થઈ પડેછે, વ્યાધિને હાથે કરી પાસે બોલાવેછે, અંતઃકરણને આગની પેઠે બાળેછે અને આ પ્રમાણે વિશ્વકર્તાની સર્વ ઈચ્છાને પ્રતિકૂળ થઇ, અતિશય સંતાપ, કલ્પાંત અને ખેદમાં પોતાના દિવસો ગાળેછે. આ મનની ઉતરતી સહનશક્તિ તથા સમજણશક્તિના પ્રત્યક્ષ દાખલા ઠેકાણે ઠેકાણે વારંવાર જોવામાં આવેછે, પણ સમજુ મન પણ આ સ્થિતિને ઠપકાને યોગ્ય ગણી શકતું નથી. અંતઃકરણ, જો તેમાં પ્રેમનો કંઇક પણ અંશ હોય, જો તેમાં દયાનું કંઈક પણ બીજ હોય, જો તેમાં પરમાર્થની કંઈક પણ પ્રેરણા હોય, અને જો તે પોતાનાં સુખદુઃખ પ્રમાણે સર્વનાં સુખ દુઃખ ગણતું હોય, તો પોતાનું, પોતાનાં સ્નેહીનું, પારકાનું અથવા બીજાં કોઈનું પણ નિકટનાં સંબંધવાળું મનુષ્ય શરીર સંસાર છોડી ચાલી નીકળે, ત્યારે આવી સ્થિતિમાં

આવી પડે તેમાં કંઇ નવાઈ નથી. વિદ્વાનની વિદ્વત્તાનાં વાક્યો વાક્યોજ છે, સમજુની શીખામણ શીખામણજ છે, અને પરિણામમાં એ વાક્યો અને શીખામણ પ્રમાણે ચાલનાર દૃઢતા ક્યાંકજ જોવામાં આવેછે.

પણ જ્યારે સંસારનો મોટો જનસમૂહ સર્વ દુઃખમાં આ વલણજ લેછે, અને નાના મોટા, મૂર્ખ તથા વિદ્વાન, ગરીબ અને ધનવાન સર્વ આ વિચિત્ર પણ સ્વાભાવિક પ્રેરણાનેજ આધીન થઈ વર્તેછે, ત્યારે તે સર્વ સમૂહની વચમાં અંધકારમાં દીવાની પેઠે ફક્ત જૂજ સમુદાય વિપત્તિમાં ધીરજ રાખતો દેખાય, મન શાંત રાખી શકે, સંસારમાં બનતા બનાવોને ઈશ્વરાધીન ગણી તેમાં હર્ષશોક ન રાખે, દુઃખ જોઈ દુઃખી ન થાય, થતું અથવા થયેલું દુઃખ ભુલવાનાં યત્ન કરે, અંતઃકરણને બીજી બાબતોમાં પરોવે, અને આ પ્રમાણે મધ્યમ માર્ગ લઈ કોઈને ચિંતાનું સાધન થઈ ન પડે, એવાં માણસને તેમની આ શક્તિમાટે ખરેખર સાબાશી ઘટે છે.

આવી રીતે વર્તવાવાળો અથવા વર્તી શકે તેવો સમૂહ ઘણો થોડો છે. તે બીજા સાધારણ માણસોની પંક્તિમાં ન ગણાતાં ધૈર્યવાન, વિચારવાન અને સહનશીલ ગણાય છે. આ વિશેષણ ખરેખર તેમને ઘટેછે, સંસારની વિચિત્રતા તેઓ સમજેછે, તે પ્રમાણે પોતે ચાલેછે, અને પોતાનો દાખલો દેખાડી બીજાને ચાલવાનું સૂચવેછે. પણ ધૈર્ય-

વાનની ધીરજ, વિચારવાનની વિચારશક્તિ અને સહનશીલની સહનશક્તિ અહિં આવી અટકતી નથી. પ્રેમમય અંતઃકરણ અને દયાર્દ્ર હૃદય છતાં, પોતાના નિકટ સહવાસવાળું મનુષ્યશરીર, પોતાનુંજ અંગ, અરે પોતાનુંજ બાલક સંસાર છોડી ચાલી નીકળે, ત્યારે મનમાં આવેલ દુઃખનો ઉભરો તરત શમાવી, પ્રિયપતિની ઈચ્છાને અનુસરવા, મુરબ્બીની આજ્ઞાપ્રમાણે વર્તવા, એજ વખતે બનતા એક આનંદદાયક, શુભ, હમણાં તેની નજર આગળજ બનેલા દુઃખદાયક બનાવથી સાવ ઉલટા બનાવમાં ભાગ લેવા, પોતાની ઉપર વીતેલું સર્વ ભૂલી જઈ, પોતાનીજ ખુશીથી ઉલ્હાસથી અને આનંદથી જાય, એ ધૈર્યતા, એ વિચારશક્તિ અને એ સહનશીલતાની સીમામાટે ક્યાં નજર કરવી !

"પદ્મને સંભારી ઉદાસ થઈ રડવાનો આ વખત નથી. —ઉઠો. આમ અહિં બેશી રહેવાથી આપણે સર્વથી જુદાં પડી જશું. મુરબ્બી આપણને આવા આનંદના સમયમાં ઉદાસ જોઈ અંતઃકરણમાં દુઃખી થશે, માટે મનમાંથી સર્વ કહાડી નાંખો. એ પોતે આપણને તેડવા આવે તે પેહેલાં આપણેજ સર્વ સાથે મળી જઈએ અને આનંદમાં વખત ગાળીયે."

ધન્ય સૌ. જયાકુંવર ! તમારી આ ધૈર્યતા અને સહનશીલતાને.

---

## પ્રકરણ ૯મું.

### વ્યાધિગ્રસ્ત; હવા ફેર.

ઉપર લખેલું શુભ કાર્ય પૂરૂં થયું, અને સૌ. જયાકુંવર પોતાનાં સાસરિયાં સાથે થોડા દિવસમાં પાછાં મુંબઈ આવ્યાં. તેમના સખી મુંબઇથી તેમનાથી છૂટાં પડી કેટલાક દિવસ પછી પોરબંદર પાછાં ગયાં.

આ બનાવને દશ માસ થઈ ગયા. બે બાલકની માતા તે બેયને ભૂલી ગયાં. ભૂલ્યાં કે નહિ એ જાણવું અશક્ય છે, પણ પોતાનાં મનની ચિંતા જોઈ દુઃખી થાય એવા પોતાના પતિ, પોતાના સસરા તથા માતાપિતાને તેમણે બતાવ્યું કે બાલક વિષેનું જરાપણ દુઃખ તેમનાં મનમાં નથી. સાસરિયાં તરફના સુખમાં સર્વ રીતે સંતોષથી રહેવા માંડયા. આવા દુઃખદાયક બે પ્રસંગ પડવા પછી તેણે નિશ્ચય કર્યો કે હવે કોઈ પણ દિવસ, ગમે તેવા નિમિત્તે પણ પતિથી વિખુટાં પડવું નહિ, ગમે તે થાય તોપણ સાસરાનું મુંબઈનું ઘર છોડી બીજે ક્યાંય પણ જવું નહિ, અને આ વિષયમાં કદાચ ફરીથી પતિ એવી આજ્ઞા કરે, તો તે તેમની ક્ષમા માગીને તેમની આગળ કરગરીને પણ ઉલ્લંઘન કરવી. " શું કામ પ્રિયથી વિખુટાં રહેવું પડે ! ઈશ્વરની એ ઇચ્છાની હાથે કરી શું કામ અવગણના કરવી

પડે ! આટલા દિવસ દુઃખ ખમ્યું તે એ કારણથીજ. હવે એવો પ્રસંગ પડવા નજ દેવા જેથી ફરીથી એવું દુઃખ જોવું ન પડે. બાલકને તજતાં, વિશ્વકર્તાની સમક્ષ પોતાનાં કેહેવાયેલને સોંપી દેતાં થતાં દુઃખમાં, તેજ બાલકના પિતા તરફથી મળતો દિલાસો જે ધીરજ આપી શકે, તેવી ધીરજ આપવાને, તે વખતે આંખમાંથી પડતાં આંસુ લુવાને, અને એ દુઃખ ભુલાવવાને બીજું નિકટના સહવાસવાળું પણ કયું સંબંધી શક્તિવાન છે ? કોઈ નહિ. ત્યારે એ શ્રેષ્ટ સંબંધીથી હાથે કરી વિખુટી પડી એ મારીજ ભૂલ, મારોજ વાંક અને હવે જો ફરી એવો પ્રસંગ આણું તો મારા જેવું મુર્ખ કોણ ?"

અભ્યાસથી થોડા વખતમાં પાછા ફરનાર પોતાના પ્રાણનાથની વાટ જોતાં, ઘરકામથી નિવૃત્તિ મળવાથી પોતાના ઓરડામાં પલંગ ઉપર પડી, એક દિવસે સાંજે સૌ. જયાકુંવર ઉપરનો વિચાર કરતાં હતાં. આ પ્રમાણે વિચાર કરવાનું તેમને આજ શું કારણ મળ્યું હતું?

તેમનાં અંતઃકરણના વિચાર ધ્યાનમાં લઈ પોપટે વચન આપ્યું હતું કે હું તમને મારાથી છૂટાં પડવાનું હવે કોઇ દિવસ પણ કહીશ નહિ. એ વચન ફેરવવાનો પોપટને વખત આવ્યો હતો. સૌ. જયાકુંવરનું શરીર ઘરની ચિંતાથી, કે બાલકના વિરહદુઃખથી, પવિત્ર સસરાને સંતોષ આપવાના અનેક નિષ્ફળ ગયેલા વિચારથી, કે પતિને

સુખી કરવાની મનમાંજ રહેલી આશાથી દિવસે દિવસે ક્ષીણ થતું હતું. "મારાથી કોઇને સંતોષ ન મળ્યો, હું કોઈને સુખનું સાધન થઈ ન પડી, મારીજ ચિંતામાં સૌએ પોતાના દિવસો ગાળ્યા અને હજીપણ ગાળે છે. અરે પ્રભુ! મારા જન્મનું સાર્થક શું?" એવા અનેક વિચારથી વારંવાર મનમાં મુંઝાઈ, ગભરાઈ, દુઃખી થઈ, કોઈ ન જાણે તેમ આંસુ પાડતાં તે, જો આમજ ચાલે તો હવે લાંબો વખત હમણાં પોષણ કરતાં બાલકને તેને સંસારમાં જન્મ પામવાનો વખત આવે ત્યાંસુધી પોષી શકશે નહિ, એવી ચિંતા તેના પતિના મનમાં થઈ. અભ્યાસની બેડીમાં હજી સુધી પ્રારબ્ધયોગે ફસાયેલ પતિ જો હમણાં તેમાંથી નીકળી જાય તો ભવિષ્યમાં પોતાને તથા પોતાનાં વહાલાંને સુખી જોવાની આશા પણ બાંધી ન શકે એવી સ્થિતિમાં હતા, "માત્ર બીજાં બે વર્ષ અને પછી હું સ્વતંત્ર થઈશ, અને મારાં પ્રિયને સર્વ તરેહનું સુખ આપી શકીશ." એવા વિચાર મોઢેથી જણાવવાની પણ હિંમત તેનામાં હતી નહિ, કારણ તેની આ પ્રિયા તરફ નજર કરતાં આજ શું છે, અને કાલ કેવો વખત આવશે તેનો નિશ્ચય તેને થતો નહોતો.

૧૮૮૭નાં વર્ષની વૈદ્યકની ત્રીજી પરીક્ષા દિવસે દિવસે પાસે આવતી હતી. પ્રારબ્ધ યોગે તેમાં નિષ્ફળ થવાય, તો સૌ. જયાકુંવર જેવાં સુશીલને સર્વ પાંતીનું સુખ આપવાનો વખત વળી એક વર્ષ દૂર જાય, એ વિચાર તેના પતિને સૂચવતો હતો કે ગમે તેવી મેહેનતથી

પણ તેણે તેમાં નિષ્ફળ ન પડવું. પણ તેજ પછે પ્રેમીની વ્યાધિગ્રસ્ત સ્થિતિ અને તેથી થતી ચિંતા તેન મનને સ્થિર થવા દેતી નહતી. એકજ સંતોષકારક પરિણામ મેળવવાને બે જુદાં જુદાં કર્ત્તવ્ય એક બીજાંથી ઉલટાં હોવાથી બરાબર પાર પડી શકતાં નહોતાં. હેડકીનું અસહ્ય દરદ સૌ. જયાકુંવરને લાગુ પડ્યું હતું, અને તેથી કોઈ કોઈ વખતે તેનું જોર થતાં તે બેશુદ્ધ થતા, અને કેટલીક વખત ઘણોજ વિકટ સમય તેજ દર્દમાં નજરે દેખાતો હતો. આમ દુઃખી થતી પ્રિયાને માટે મનમાં કંઈ પણ ચિંતા રાખ્યા વગર આખો દિવસ બીજે ઠેકાણે અભ્યાસમાં ગાળવો, એ તેના પતિનાં મનને અસંભવિતજ લાગતું હતું, તે છતાં ઘરનાં માણસોને તેની સંભાળ લેવાનું સૂચવી, તેમણે અભ્યાસ પાછળ ધ્યાન આપવાનો પ્રયોગ વારંવાર કરી જોયો, પણ તેમાં તે નિષ્ફળ નિવડ્યા. અંતે રસ્તો એકજ રહ્યો. સૌ. જયાકુંવરનાં માતાપિતા આ વખતે ગોંડલ હતાં ત્યાં તેમની સંભાળમાં પોતાને પરીક્ષા માટે જે બાકી વખત રહ્યો હતો, તેટલો વખત તેમને મુકી આવી, અને આ પ્રમાણે જો થવાય, તો એ તરફની ચિંતાથી મુક્ત થઈ અભ્યાસમાં ખામી પડવા ન દેવી. આ વિચાર પોપટે કર્યો, પણ તે તેમના મનમાંજ રહ્યો. કારણ એક વખત કદી છુટાં ન પાડવાનું વચન આપ્યા પછી આ વિચાર કરવો તે સાંભળીનેજ સૌ. જયાકુંવરનાં મનમાં કેટલું દુઃખ થશે, તે તે સારી રીતે જાણતા હતા.

અંતે ઉપર જણાવેલા દિવસે સવારમાં સૌ. જયાકુંવરના પિતા તરફથી પોપટને એક પત્ર મળ્યો હતો, તેમાં લખ્યું હતું કે "અહિંની હવા સારી છે, માટે તેમને જેમ બને તેમ અહિં મોકલો." પોપટે આ પત્ર વાંચી પોતાનાં પ્રેમપાત્રના હાથમાં મુકતાં કહ્યું હતું કે, "તમારાં માતાપિતાની આ પ્રમાણે ઈચ્છા છે, માટે થોડા દિવસ તમે ત્યાં જઈ આવો તો સારૂં. હમણાં તો હું જાઉંછું પણ સાંજના પાછો આવું તેટલા વખતમાં તમારો શું નિશ્ચય થાયછે, તે મને કહેજો"

થોડા વખતમાં પોપટ આવ્યા.

સવારે આપેલો કાગળ એમને એમ પાસેજ પડયો હતો.

સૌ. જયાકુંવરે તે કાગળ લઇ ઉભાં થતાં કહ્યું, "આ કાગળ. એનો જવાબ ક્યારે લખશો ?"

"જ્યારે તમારો નિશ્ચય થશે ત્યારે."

"મેં તો નિશ્ચય કર્યો છે, અને તે તમે જાણોછો. વચન આપવા છતાં આમ ભૂલી કેમ જાઓછો ?"

"હું ભૂલતો નથી. મેં જે કહ્યું છે તે મને બરાબર યાદ છે, પણ જ્યારે આપણાં એ મુરબ્બી લખે, ત્યારે તેમનું મન પણ કંઈક ખુશી થાય તેમ કરવું જોઈએ. તમે અહિં દશ મહિના થયાછો, તો એક માસ તેમની પાસે રહી આવશો તેમાં તેમને કેટલો સંતોષ થશે ?"

"માતાપિતાને તો બાલકને જોઈને સંતોષ થાયજ, પણ કંઈ દીકરીથી વારંવાર જઈને પીયર રહેવાય નહિ."

"શરીર સારૂં ન હોય, અને અહિંની હવા ઠીક ન પડતી હોય, તેથી કદાચ જવું પડે તો તેમાં શું ખોટું છે ?"

"મારૂં શરીર સ્વસ્થ છે. અહિંની હવા મને કોઈ પણ રીતે પ્રતિકૂલ નથી. હું સુખી છું. એટલે મારે જવુંજ શું કામ પડે ?"

"સ્વસ્થ છે કે નહિ એ તો આ તમારી સ્થિતિ પ્રત્યક્ષ કહી આપેછે. કાલે બપોરનાજ હેડકી આવ્યા પછી તમારી શું દશા હતી, તે તમે સારી રીતે જાણોછો. મારી તો તમને ભલામણ છે કે થોડા દિવસ ત્યાં રહેવાથી તમે સારાં થશો."

"નહિ નાથ ! હવે ઘણું થયું. ઘણું ભોગવ્યું. મારી આ ઘર મુકીને જવાની જરા પણ ઈચ્છા નથી. તમે મારી સંભાળ લ્યોછો, ઉપચાર કરોછો, તેથી અધિક કાંઈ થઈ શકે તેમ નથી. દેહને કષ્ટ ભોગવવાનું હશે, તો અહિં અથવા ત્યાં સર્વ ઠેકાણે સરખુંજ ભોગવવું પડશે."

"મેં વચન આપ્યું છે કે હું તમારાથી છૂટો નહિ પડું, માટે આ પ્રમાણે હું તમને કોઈ દિવસ પણ કહેત નહિ; પણ તમે જાણોછો કે આ વખતે મારે મારા અભ્યાસ પાછળ એટલું બધું ધ્યાન આપવું પડેછે, કે તમારી પાસે નિશ્ચિંતપણે બેશી થોડો વખત પણ હું ગાળી શકતો નથી. તમારી શારીરિક સ્થિતિ હું નજરે જોઉંછું, અને એવી સ્થિતિ છતાં હું કંઈ પણ ઉપચાર કરી શકતો નથી, અથવા કરવાને યોગ્ય નથી. માત્ર બે માસ પછી મારી પરીક્ષા છે, તેમાં હું ધ્યાન

આપું, તો તમારી કંઈપણ સંભાળ મારાથી લેવાઈ શકાતી નથી, અને તેથી મને વારંવાર ચિંતા થતાં અભ્યાસ એક બાજુ રહેછે, અને એમાં નિષ્ફળ થવાથી આગળ શું થશે ?"

"હું પ્રાર્થના કરીને કહુંછું કે તમે મારી જરાપણ ચિંતા કરો મા. મારા સસરા વારંવાર મારી ખબર પૂછેછે. જેઠાણી મારી સંભાળ લેછે, બેન પ્રસંગોપાત આવી મને ખુશી રાખેછે, તે છતાં તમને મારી ચિંતા શું કામ જોઇએ ?"

"હું જાણતો નથી કે મારે તમારી ચિંતા શું કામ જોઈએ. ગમે તેટલી સંભાળ તમારી લેવાતી હોય, તે છતાં પણ જ્યાંસુધી તમે અહિં છો, ત્યાંસુધી હું ચિંતામુક્ત થઈ શકું નહિ. તમે જાઓ. ત્યાં જવાથી સુખી થશો. તમારાં માતાપિતા ખુશી થશે. તમારૂં શરીર સારૂં થશે, અને હું મારૂં કામ પરવારી તરત તમારી પાસે આવીશ."

"નહિ. મને પરાણે હા પડાવા જેવું શું કામ કરોછો ?" તેમનું હૈયું ભરાઈ આવ્યું.

પોપટે તેમનાં આંસુ લૂતાં કહ્યું, "મારે વધારે કેહેવાનું કંઈ નથી ફક્ત તમારે હવે સમજવાનું છે આગળ પાછળનો વિચાર કરો. શરીર સારૂં નહિ રહે તો આગળ જતાં શું થશે ? જેવું દુઃખદાયક પરિણામ બે વખત આવ્યું તેવું ત્રીજી વખત પણ આવે એમ તમારી ખુશી છે ? શરીર સંભાળવાનો આ જેવો વખત છે તેવો બીજો એકે નથી. આ વખતે મારાથી તમને છૂટાં પાડવાં એ મારી કૃતઘ્નતા સ્પષ્ટ રીતે

બતાવેછે; પણ અભ્યાસ, અને પાસે આવતી પરીક્ષા મને તેમ કરવા સુચવેછે. તમે ન જવાનો નિશ્ચય કર્યો છે. અહિં તમારૂં શરીર સારૂં નહિ રહે, અને અંતે પરિણામ શું આવશે ?"

આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

સૌ. જયાકુંવરે કંઈપણ ઉત્તર આપ્યો નહિ.

"મારૂં કહ્યું માનો. થોડા દિવસ માતાપિતા પાસે જઈ આવો. એમાં તમારા ધર્મમાં કંઈ ખામી નહિ આવે."

નીચું જોઈ બેઠેલ પ્રેમપાત્રના મોઢામાંથી એકપણ શબ્દ નીકળ્યો નહિ.

"કાલ નીકળવાની તૈયારી કરો. તમારા પિતા વઢવાણ સુધી આવવાના છે, માટે ત્યાંસુધી હું તમારી સાથે આવીશ. બોલો, જવાબ આપો."

પોતાની આંખમાં આવતાં આંસુ તેણે લૂયાં.

"નાથ! તમે દુઃખી થાઓછો. મારા જન્મનું આ સાર્થક થયું? હું તમને પણ દુઃખકર્તા થઈ પડી? હું જઈશ. જેમ તમે કહેશો તેમ કરીશ."

આ પ્રમાણે બીજે દિવસે રાત્રિયે વઢવાણ તરફ જતી મેલટ્રેનની એક ગાડીમાં આ બેય પ્રેમી જોવામાં આવતાં હતાં. સૌ જયાકુંવર અસ્વસ્થ હોવાથી સૂતાં હતાં, અને તેના પતિ તેની પાસેજ તેની સામું જોઈ બેઠા હતા.

કંઇ અચાનક વિચાર આવ્યો હોય તેમ પતિ તરફ

જોઈ તે બોલ્યાં, "અરેરે! કાલ આ વખતે આપણે એક બીજાથી કેટલાં છેટાં હશું! મારી તબિયત કેમ સુધરશે!'

પોપટે કંઈપણ જવાબ આપ્યો નહિ. નજર ફેરવી બારી તરફ જોયું, અને આંખમાં આવતાં આંસુ પ્રિયા ન જુવે તેમ લુઈ નાખ્યાં.

બીજે દિવસે બપોરનો વખત થતાં આ બેય જણ વઢવાણ આવી પુગ્યાં. અહિં તેમને સૌ. જયાકુંવરના પિતા મળ્યા. પોપટને અહિંથી પાછું ફરવાનું હતું, પણ તેનાં અંતઃકરણથી તેમ થઈ શક્યું નહિ, અને તેથી "તેમને ઠેઠ સુધી પુગાડી હું પાછો ફરીશ" એમ મનમાં નિશ્ચય કરી તે પણ સાથેજ ગયા.

ગોંડળ આવી પુગતાં સૌ. જયાકુંવરનાં માતાને આ તેમનાં બેય બાલકોને સાથે જોઈ અતિ હર્ષ થયો. પોપટ ત્યાં થોડા દિવસ રહ્યા. અંતે તેમણે મુંબઈ જવા રજા લીધી. "આપણે અહિં સાથે રહિયે તો કેવું સારૂં" એમ બોલતાં, અને તેજ વખતે એ પ્રમાણે બનવું અસંભવિત છે એમ સમજતાં સૌ. જયાકુંવરે પોપટને જતી વખતે ઉદાસ ચિત્તે કહ્યું, "હવે મારી જરાપણ ચિંતા કરશો નહિ અને નિશ્ચિતપણે ધારણામાં સફળ થઈ પાછા મને તેડવા તુરત આવજો."

"જેમ બનશે તેમ જલદી આવીશ. તમે શરીર સંભા-

જાજો. ઔષધસેવનમાં આળસ રાખશો માં, અને ખુશીમાં રહેજો."

દુઃખી થતા, નિશ્વાસ મુકતા, આંસુ પાડતા પોપટે આ સ્થળ મુકયું.

મુંબઈ પહોંચી તેજ દિવસે તેમાણે નીચે પ્રમાણે પત્ર લખ્યો.

**"પરમ પ્રિય પ્રાણ,**

મુંબઈથી પ્રેમી પોપટના પ્રેમપૂર્વક આશીર્વાદ.

પ્રિયે! હું ખુશીથી આજે મુંબઈ પહોંચ્યો છું તે જાણી નિશ્ચિંત થશો. રસ્તામાં જરાપણ દુઃખી થયો નથી માટે તે વિષે ચિંતા કરશો નહિ.

હું ત્યાં હતો ત્યારે અમ સર્વેએ મળી તમારે સારૂ જે ઓસડ ચાલુ કરવાનો વિચાર કર્યો હતો, તે હવે તૈયાર થયું હોય તો યોગ્ય ઉપચાર કરવામાં આળસ રાખશો નહિ. કદાચ તમારાં સુખની તમને લેશ માત્ર પણ ચિંતા ન હોય, તોપણ જેની સાથે તમે ઈશ્વરસાક્ષીએ સુખ આપવા બંધાયેલાં છો તેનાં સુખમાટે તમારાં શરીરનું જતન કરી જલદી સારાં થાઓ.

એમ નક્કી સમજજો કે સારૂં થવું એ પણ એક રીતે દરદીના હાથમાં છે; પણ જો દરદી પોતે એમ માની બેસે કે મારે સારૂં થવુંજ નથી, તો પછી તેને માટે કરેલા સર્વ ઉપાયો નિષ્ફળ જાયછે. તમને શું છે? કંઈજ નથી. તમારા

કરતાં વધારે પીલાતાં દરદીઓ સારાં થયાં છે, અને થાયછે, ત્યારે તમે સારાં થાઓ એમાં શું નવાઈ! પણ આમ હિંમત હારવી, દુઃખી થવું, અને મનમાં મુંઝાવું, એ તમે જાણોછો કે દરદને સમાવવાને બદલે ઉલટું વધારેછે. જીવ આનંદમાં રાખો. હું અહિંનું કામ ઉકેલી તરત તમારી પાસે આવીશ, તેટલા દિવસ રમતમાં જીવ રાખી ખુશી રહો. જે દુઃખ દેછે, તે સુખ પણ આપેછે, માટે તે પરમકૃપાળુ ઉપર ભરોસો રાખી દિવસ નિર્ગમન કરશો, તો થોડા દિવસમાં ઈશ્વર સારો વખત દેખાડશે.

હું અહિં ખુશીમાં છું. મારી લેશમાત્ર પણ ચિંતા કરશો નહિ. વખતો વખત પત્ર લખતો જઇશ. તમારામાં શક્તિ હોય, અને જીવને ઠીક પડે તો પત્ર લખજો, નહિ તો બે અક્ષર અમથા કાર્ડમાં લખી તમારી સ્થિતિના સમાચાર આપતાં રહેજો, જેથી હું નિશ્ચિંત રહું. કોઈને ચિંતા થશે એમ ધારી મનનું દુઃખ મનમાં સમાવવું એ વધારે દુઃખી થવા જેવું છે, માટે તબિયતમાં જે ફેરફાર થાય, તે બીજાં કોઈને નહિ, તો તમારાં માતુશ્રીને કહેજો. ત્યાં સુખી થવા અને સારા થવા મે રાખ્યાં છે માટે તે સુખ મેળવજો. હાલ એજ."

સૌ. જયાકુંવર તરફથી આ પત્રનો નીચે પ્રમાણે ઉત્તર મળ્યો.

**"સૌભાગ્યરક્ષક શિરછત્ર પ્રિય પ્રાણનાથની પવિત્ર સેવામાં.**

મુ. મુંબઈ.

ગોંડળથી આપની અપરાધી દાસીના દંડવત્ પ્રણામ ફુરસદની વખતે સેવામાં સ્વિકારશો. વિશેષ આપનો કૃપાપત્ર બે રોજ થયા આવ્યો છે. વાંચી આ માણસનું મન. ઘણુંજ હર્ષિત થયું છે.

પ્રિય પતિ! આપે જઇને તરત આ મંદભાગ્યવાળી ઉપર કૃપા કરી પત્ર લખ્યો, તેથી આપનો ઘણોજ ઉપકાર માનુંછું. આપ ખુશી છો, જાણી ખુશી થઈછું. હું અહિં આપની શિખામણ પ્રમાણે ખુશી રહીશ. આપ મારી ચિંતા રાખશો માં, અને આપનાં શરીરનું યત્ન રાખી તેની આરોગ્યતાના ખુશી ખબર લખી સંતોષ આપશો.

આપને રસ્તામાં કંઈ હરકત ન આવી, અને ખુશીથી પહોંચ્યા તે વાંચી ખુશી થઈછું. અને એ માટે ઈશ્વરનો અંતઃકરણથી ઉપકાર માનુંછું. જ્યાંસુધી પહોંચના ખબર નહોતા આવ્યા, ત્યાંસુધી મારો જીવ ઉંચો હતો. હવે આપ મારી ચિંતા ન રાખતાં આપનાં કર્તવ્યમાં લક્ષ રાખી તેમાં સફળ થાઓ તેવું કરશો પણ તેમ કરતાં શરીરની

દરકાર ન રાખવી તેવું કરશો નહિ, એવી મારી વારંવાર પ્રાર્થના છે. આપ મને સુખી કરવા અહિં મુકી ગયાછો, તેમજ હું આપને સુખી કરવા મારી મરજી ન છતાં અહિં આવીછું, માટે તે સુખ આપ મેળવજો. મારી તબિયત સુધારવા અહિં સર્વ જણુ મહેનત લેછે અને હું તે સર્વના કહેવા પ્રમાણે ચાલુંછું. ઈશ્વરકૃપાથી સારૂં થશે એ વિષે કંઈપણ ચિંતા હું મારા મનમાં રાખતી નથી. મારે લીધે બીજાં દુઃખી થાયછે, અને કોઈને મારી તરફનું સુખ મળતું નથી. આ દેહ એટલા જવાસ્તે ધર્યો હશે, એવો વિચાર આવી મને રોવરાવેછે. બાકી મારા રોગ વિષે કાંઇ દુઃખ માનતી નથી. એજ વળતી પત્રની કૃપા તરત કરશો."

---

પોપટ આ પત્ર વાંચી મનમાં કંઈક ઉદાસ થયા. આવાં નિર્મળ અંતઃકરણવાળાં માણસને પણ પરમેશ્વર આમ દુઃખી શું કામ કરતો હશે, એમ વિચારી તેણે નિશ્વાસ મુકયો અને પછી નીચે પ્રમાણે તેનો ઉત્તર વાળ્યો.

**"પરમ પ્રિય પ્રાણ!**

પ્રેમી પોપટના પ્રેમપૂર્વક આશીર્વાદ સાથે લખવાનું કે તમારો પત્ર પહોંચ્યો. વાંચી સંતોષ પામ્યોછું. ફરી પણ ઈશ્વરકૃપાથી શરીરે સ્વસ્થ હો, તો એજ પ્રમાણે લખી સંતોષ આપજો.

ગોંડળમાં રહ્યાને પંદર દિવસ થઈ ચુકયા હશે, તો તેટલા દિવસમાં તમારી તબિયતમાં શું શું ફેરફાર થયાછે ? પેટનો દુખાવો કેવો છે, ખાવા પીવા વિગેરેમાં રૂચિ થાયછે કે નહિ, ચકરી કેમ છે, શક્તિ કેવી છે, અહિંથી કંઈ વિશેષ ફાયદો જોવામાં આવેછે કે નહિ, રાત્રે ઉંઘ આવેછે કે અહિંની પેઠે પીડા થયા કરેછે, શરીરમાં તાવ કેવોક રહે છે, વિગેરે સવિસ્તર સમાચાર આ પત્રના જવાબમાં લખવા ચુકશો નહિ. હાલ શું ઉપચાર ચાલેછે ? ઓસડો ખાવામાં તમે આળસ તો નથી કરતાં ? એ ઓસડોથી તમને શું શું ફેરફાર લાગેછે? વિગેરે ખબરો પણ મને જાણવા સારૂ જરૂર લખશો. એમ માની બેસવું કે મારી તબિયત સુધરવાનીજ નથી, એ ભૂલ છે. પણ ઔષધોના ઉપચારોનું ફળવું, અને શરીર સ્વસ્થ રહેવું, એ મનની સારી અથવા નરતી સ્થિતિ ઉપર કેટલું આધાર રાખેછે, એ કંઈ તમારૂં અજાણ્યું નથી. ખુશીમાં રહેવું, આનંદમાં દિવસ કહાડવા, અને સર્વ સ્થિતિમાં સુખ માનવું, એ દરદીને માટે અપાતાં ઓસડોનું અનુપાન છે, અને જેમ બીજાં અનુપાન વગર દવા ફાયદો કરી શકતી નથી, તેમ આ અનુપાન વગર પણ ફાયદો થતો નથી.

મારી સ્થિતિ અહિં સારી છે, અને ઈશ્વર કરશે તો મારી મહેનતનું સારૂં ફળ મેળવી હું તરત તમારી પાસે આવીશ.

તમારા લખવા પ્રમાણે હું શું સુખ મેળવવા તમને ત્યાં મુકી આવી અહિં રહ્યોછું તે મારાથી સમજાતું નથી. તમારા ગયાથી અહિં મને શું સુખ છે? અહિં મારા એકલા રહેવાથી મારી કઈ સ્થિતિને તમે સુખી માનોછો ? તમે તમારી મરજી ઉપરાંત ત્યાં રહ્યાંછો એ હું હા કહુંછું, પણ હું પણ તમને મારી મરજી ઉપરાંત ત્યાં મુકી આવ્યોછું, એમાં તમે ના પાડી શકશો નહિ. અહિં તમારી શું સ્થિતિ હતી, અને વધારે દિવસ એમજ રહેત તો કેવી સ્થિતિ થાત તે તમેજ વિચારો. મારે મારા અભ્યાસમાં આખો દિવસ બહાર રહેવું પડે, અને પછવાડે ઘરમાં તમારી ગમે તેવી સ્થિતિ થાય, એ મારાં અંતઃકરણથી સહન થઈ શકે તેમ નહોતું. તમે સાજાં હત, તનદુરસ્ત હત, અને તેને લીધે તન અને મનની બાબતમાં સુખી હત, તો મારા આ વખતમાં પણ મારા અભ્યાસથી પાછો ફરત તેમજ કંટાળીને થાકયો હત, તે વખતે શું તમે મને આનંદ અને સુખ ન આપત ? આમ વિચાર કરતાં 'હું આપને સુખી કરવા મારી મરજી નહિ છતાં આવીછું, માટે હવે તે સુખ મેળવજો' એ તમારૂં વાકય કેવું ખોટું પડેછે ? તમારાથી વિશેષ સુખ મને શું છે? એક ક્ષણભર સ્વપ્નાવસ્થામાં પણ તમે એમ ધારતાં હો, કે તમને ત્યાં મુકી આવી હું અહિં સુખી છું, તો તે તમારી ભૂલ છે, એટલુંજ નહિ પણ એ તમારા વિચાર મારાં હૃદયને દુઃખી કરેછે.

તમારી તરફનું સુખ આજ દિવસ સુધીમાં ઈશ્વરે ઘણું આપ્યું છે, અને તેજ કૃપાળુની કૃપાથી ફરી પણ તમે સાજાં થશો ત્યારે આપશે. એ વિષેનો તમારો કચવાટ તમને પોતાને દુઃખી કરેછે, એટલુંજ નહિ પણ એવો તમારો સ્વભાવ તમારી તન્દુરસ્તી ઉપર પણ કેવી ખરાબ અસર કરેછે, તે તમેજ વિચારો. ખુશીમાં રહેવાથી, અને ઓસડનું સેવન નિયમપ્રમાણે કરવાથી, તમે જલદીથી સારાં થશો, અને તમારી તરફનું સુખ સર્વને જલદીથી આપી શકશો, માટે તે પ્રમાણે વર્તવામાં આળસ કરશો નહિ."

---

પત્ર લખ્યાને પાંચ, દશ, પંદર અને વીશ દિવસ થઈ ગયા, પણ પોપટને તેનો જવાબ મળ્યો નહિ. તેનું ખરૂં કારણ શું હતું?

ઉનાળાના સખ્ત તાપના દિવસો પૂરા થયા પછી ચારે-કોર વરસાદ ત્રુટી પડ્યો હતો, અને ખેતરો, કુવાઓ, નાળાંઓ, તથા ખાબોચિયાં પાણીથી ભરપૂર થયાં હતાં. થોડા દિવસ આ પ્રમાણે ધમધોર ચાલ્યા પછી પાછો અચાનક અસહ્ય તાપ શરૂ થયો, અને એ રીતે થયેલી હવાની ખરાબ સ્થિતિથી એ તરફ કોલેરા, તાવ, મરડો વિગેરે દરદો ક્રૂર શત્રુની પેઠે ઠેકાણે ઠેકાણે ફેલાયાં હતાં. સૌ. જયાકુંવરની નબળી સ્થિતિ ઉપર પહેલાં તાવે હુમલો કર્યો, અને તેની સાથે થોડા દિવસમાં મરડો પણ શરૂ

થયો. દિવસે દિવસે આ બેય રોગ તેમનાં શરીરમાં મજબૂત ઘર કરતા ગયા. અને આ પ્રમાણે થયેલી પોતાની લાચાર સ્થિતિમાં પતિના પત્રનો ઉત્તર તે વાળી શક્યાં નહિ. દૂર બેઠેલ પતિ, જેનાં મનમાં પ્રિયા માટે કંઈક સારી આશા હતી, તેને સ્વપ્નમાં પણ આ વિચાર આવ્યો ન હતો, પણ જ્યારે આજ આવશે, કાલ આવશે, એમ રોજ વિચાર કરતાં છતાં ઘણા દિવસ સુધી એક પણ પત્ર મળી ન શક્યો, ત્યારે તેમની સ્થિતિ ખરેખર દુઃખદાયક થઈ પડી. "હું તેમને ત્યાં શું કામ મુકી આવ્યો? મેં ભૂલ કરી. અહિં રાખ્યાં હત તો નિશ્ચિંતપણે હું મારૂં કામ કર્યો જાત. હવે શું કરૂં?" એમ વિચાર કરતાં, તથા વારંવાર આંખમાંથી પડતાં આંસુ, તથા નખાતા નિશ્વાસ કઠણ હૈયું કરી દબાવતાં તેમણે નીચેનો પત્ર પોતાનાં પ્રેમી તરફ લખ્યો.

"**મારાં પ્રિયપ્રાણ!**

આજસુધી વાટ જોઈ પણ તારો પત્ર ન મળ્યો, તેથી અંતઃકરણમાં બહુજ ચિંતા થાયછે. જો તારામાં શક્તિ હોય, તો જરૂર આ પત્ર વાંચીને તુરત તારી તબિયતના સમાચાર લખી મોકલ, જેથી મારાં વ્યાકુળ મનને વિશ્રાંતિ મળે. હું જાણુંછું કે આ પ્રમાણે હું તને મહેનતમાં નાખુંછું, પણ મારૂં મન તારા હસ્તાક્ષરના પત્ર વાંચ્યા વગર શાન્ત થતું નથી, એટલુંજ નહિ પણ અનેક તર્ક

વિતર્ક થયા કરેછે. મેં બે ત્રણ પત્ર લખ્યા છે તેનો પણ ઉત્તર નથી, માટે જરૂર જરા મહેનત લઈ લખજે. તારી તબિયત ઠીક ન હોય તો, અને ત્યાં ગમતું ન હોય તો તારાં માતાપિતા સાથે વિચાર કરી એક નિશ્ચય કર. મને મળવાનું મન થતું હોય, તો ત્યાં આવી મળી જાઉં. અહિં આવવાનું મન હોય, તો હું અથવા તારા મુરબ્બી સસરા આવી તેડી જઈએ. વખત એવો છે કે હું મારાં પોતાનાં માણસ સારૂ પણ કંઈ કરી શકતો નથી. આશરે પડેલાં માણસ માટે જે કંઈ પણ કરી ન શકે તેના જેવું ધિઃકારપાત્ર બીજું કોઈ પણ નથી. મારી એવીજ સ્થિતિ છે. હું લાચાર છું, મારાથી કંઈ બની શકતું નથી. અને તેથીજ મારા ધર્મમાં આ ખામી આવે છે. જે વખતે મારે તારી સ્થિતિ ઉપર હંમેશ કરતાં વધારે ધ્યાન આપવું જોઈએ, તે વખતે હું તને ત્યાં મુકી આવ્યોછું. પણ શું કરૂં? બીજું મારાથી શું બની શકે? પ્રારબ્ધમાં એટલા દિવસ એમજ કાઢવાના હશે તે કંઈ મિથ્યા થશે!

તારી શું ખુશી છે? તું કેમ રાજી થઈશ, તથા કેમ સંતોષ પામીશ, તે મને જણાવ, એટલે તે પ્રમાણે કરૂં. આમ સાવ પત્ર લખવા બંધ કર્યા, તેનું કારણ તારા મનની ઉદાસી છે, તારી તબિયત વધારે નબળી થઈ છે, કે બીજાં કોઈ કારણથી એ પ્રમાણે કરવું પડયું છે?

ખરૂં કહુંછું કે પત્ર વગર જેમ જેમ વધારે દિવસ જશે,

તેમ તેમ મારૂં મન વધારે મુંઝાશે. તું એમ સમજતી હઈશ કે તને ત્યાં મુકી આવી હું અહિં સુખમાં દિવસ કાહું છું; પણ મારા આધાર! જો તું એમ સમજતી હો, તો એમાં તારી ભૂલ છે. જે રસ્તો મેં લીધો છે તે મારે લાચારીએ લેવો પડયો છે, અને તે પણ પરીક્ષા છે ત્યાં સુધીજ; કારણ એટલો વખત એમાં ધ્યાન ન આપું તો એ ભાર ઉતરવાનો વખત વળી દૂર જાય, અને તારી સ્થિતિમાં ધ્યાન ન રાખું, તો તું વધારે દુઃખી થાય; આમ સમજીનેજ ત્યાં તારી વધારે સંભાળ થાય, એમ ધારી મેં તને ત્યાં રાખી છે, પણ જ્યારે પત્ર વગર આ પ્રમાણે મારે દિવસ કહાડવા પડેછે, ત્યારે હું અંતઃકરણથી પસ્તાઉંછું, કે તને ત્યાં મુકી આવવામાં મેં શું સારૂં કર્યું. મારૂં મન કાંતો તને મારી પાસે રાખવાનું, અથવા તારા પત્ર હંમેશા વાંચવાનું છે. પણ જો બેય નહિ બની શકે, તો જે કામ પાર ઉતારવા હું તને ત્યાં મુકી આવ્યોછું, તે કામ પાર પડશે નહિ.

જો તારી ધીરજ રહેતી હોય, તો હું એક મહિનામાં આવીશ. જો ન રહેતી હોય તો હમણાં આવી તેડી જાઉં. મારો જે વખત હવે જાયછે, તે મારે બહુજ ઉપયોગનો છે, માટે હવે જો કંઈ કરવું હોય તો ઢીલ ન કરતાં તરત લખજે, એટલે તેપ્રમાણે કરીશ, પણ પત્રવગર આહિં મનમાં મુંઝાઈ ઉલટાં દુઃખી થવા જેવું થવા દઈશ માં એજ."

આ પત્ર ગોંડળ પહોંચ્યો, ત્યારે સૌ. જયાકુંવરની વ્યાધિમાં ઘણોજ વધારો થયો હતો. પથારીમાંથી ઉઠી બેસવાની શક્તિ તેમનામાં હતી નહિ. તેમનું શરીર પરાધીન થઇ પડયું હતું. ખાવાપીવાનું તેમણે તજ્યું હતું. ધીરે ધીરે તે ઘસાતાં હતાં. તાવ, મરડો, ઉલટી, વિગેરે દરદોએ તેમને અસાધારણ દુઃખમાં નાંખ્યાં હતાં અને આ સ્થિતિમાં તેમણે પોતાનાં જીવનની આશા છોડી હતી. આમ છતાં માતાપિતા પૂછે, તે વખતે "હું ઠીક છું. મારી ચિંતા કરો માં. હું હમણાં સારી થઈશ" એ પ્રમાણે કહી પોતાને થતી અસહ્ય પીડા તેમનાથી છુપાવતાં હતાં. પતિનો પત્ર તેમને મળ્યો. આ સ્થિતિમાં પણ તે તેમણે આનંદથી વાંચ્યો. વાંચતાં પતિને પોતાની ચિંતા થાય છે એમ જાણી આંખમાંથી અશ્રુની ધાર પડવા માંડી. "હું તેમને કેવી રીતે નિશ્ચિંત કરી શકીશ" એમ બોલતાં ઉંડો નિશ્વાસ મુક્યો. આ પછી તેજ દિવસે પોતાનાં સખી તરફથી પોરબંદરથી આવેલો પત્ર તેમણે ઉખેડયો, અને વાંચવા માડયાં. સખીનો અનહદ પ્રેમ, તેમના સહવાસમાં કહાડેલા દિવસો, તેમણે કરેલું લાલનપાલન, એ સર્વ આ વખતે સૌ. જયાકુંવરને સાંભરી આવ્યાં. "ધન્ય સખી તારા સ્નેહને" એમ બોલતાં તેમણે આખો પત્ર વાંચ્યો. પણ છેવટ "બેન તારી આ માંદી સ્થિતિમાં તને એક અતિ દુઃખદાયક ખબર લખતાં મારૂં હેયું ચાલતું નથી,

પણ શું કરૂં મારે લખવું પડેછે. બાશ્રી વખ્તુબાની પુત્રી ગઈ કાલે એની માતાની પાછળ ચાલી નીકળી છે. ઈશ્વરે એને પણ જીવતી ન રાખી." એ વાક્યો વાંચતાં તેમને વખ્તુબા યાદ આવ્યાં. "સખી તું ગઈ, તારી દીકરી ગઈ, અને મારે પણ હવે થોડા દિવસમાં એજ રસ્તો લેવો છે." એમ બોલી મહા મહેનતે તે પથારીમાં ઉઠયાં. માણસ પાસે લખવાનાં સાધનો મગાવ્યાં, અને પત્રમાં પોતાનાં અંતઃકરણમાં થયેલા શોક તથા ખેદનો ઉભરો બહાર પડી ન જાય, એવિષે અતિશય સંભાળ રાખી તેમણે પતિ-પ્રત્યે નીચેનો પત્ર લખ્યો.

**"સૌભાગ્યરક્ષક શિરછત્ર પ્રેમસાગર**
**પ્રાણનાથની પવિત્ર સેવામાં.**

ગોંડળથી આપને ચિંતામાં નાખનાર આપની અપરાધી દાસીના પ્રણામ વાંચશો. પ્રિય પ્રાણ ! આપના બે પત્ર આવ્યા, પરંતુ તેનો ઉત્તર ન લખી શકી તે માટે ક્ષમા માગુંછું. આજરોજ આપનો પત્ર આવ્યો, તેમાં આપ મારે વિષે વિચાર કરી દુઃખી થાઓછો, એમ જાણી ખેદ પામુંછું. મારી તબિયત એવીજ ચાલેછે, તેમાં વળી હું આળસુ કેવી છું તે આપ જાણોછો, એટલે તેવિષે આપના આ વ્યવસાયના વખતમાં ચિંતા કરી દુઃખી ન થશો, એવી મારી વારંવાર પ્રાર્થના છે. આપ મારાં સુખવાસ્તે કેટલી કાળજી રાખોછો, અને અહિં આપ પોતે કષ્ટ ભોગવી

મને મુકી ગયાછો, તે પણ મારાં સુખ વાસ્તેજ. પરીક્ષા પછી મને આવી મળશો એટલા દિવસ મેં ધારણા રાખી છે. હું કંઈ ગભરાતી નથી. તેમ આપના તરફથી કે કોઈ, બીજાં કારણથી હું ઉદાસ નથી, માટે મારા પ્રાણાધાર! આપ ચિંતા કરી ઉલટી મને ચિંતામાં નાખો માં, એ હું આપ પાસે વિનવિ વિનવિને માગી લઉંછું. તેડવા આવવાની કંઈ જરૂર નથી. મારાં બા રોજ મુકવા આવવાનું કહેછે, પણ તેમને પણ હું ના કહુંછું. આપે આ કાગળ લખી મને ઉલટી ચિંતામાં નાખી છે. હું અહિં બેઠાં એટલો સંતોષ માનતી કે મારા પ્રાણને હમણાં મારી ચિંતા નથી, તેથી અભ્યાસ બરોબર થતો હશે, પણ તે મારો વિચાર ખોટો પડયો. હું અહિં મારાં માતાપિતા પાસે છું, તે છતાં આપ મારી ચિંતા ભોગવોછો, ત્યારે મારે ત્યાં આવવું પણ સરખું છે અને અહિં રહેવું પણ સરખું છે. અરે આ અસાર સંસારમાં સારરૂપ જે પ્રિયતમ પ્રાણનાથ, તેને ચિંતારૂપજ થવા આ મંદભાગ્યવાળાં માણસે જન્મ લીધો હશે. કયારે આ માણસ તરફથી તેના પ્રેમસાગર પ્રિયને સુખ મળશે? હે મારા વહાલા પ્રાણાધાર! હવે જે રસ્તો લીધો છે તેનું પરિણામ સારૂં ઉતરે તેમ કરશો, આનંદમાં દિવસ ગાળશો, મને સંતોષ પમાડવા હું ખુશી થાઉં એવા પત્ર હંમેશ લખશો અને આપની તબિયતની સંભાળ રાખશો.

મારી તબિયતમાં અહિં કંઈ સુધારો નથી, તેમ કંઈ ચિંતા કરવા જેવું પણ નથી.

આપ અભ્યાસમાં છતાં આપની આ દીનદાસીની પત્ર વડિયે વારંવાર સંભાળ લેવા ચુકતા નથી, તથા ત્યાં બેઠાં પણ મારેવિષે એટલી કાળજી રાખોછો, એ આભાર હું કયા શબ્દોમાં માનું તે મને સુજતું નથી. જોકે મારા ચાલુ મંદવાડથી કંટાળીને મને આ સંસાર અસાર જેવો લાગેછે, તોપણ આપનો અગાધ પ્રેમ સંભારીને સંસારને ધન્ય માનુંછું અને સર્વ શક્તિમાન પરમદયાળુ પરમેશ્વર પાસે અહર્નિશ માગુછું, કે "ઈશ્વર આવા પ્રેમી પતિના આભારરૂપી સમુદ્રમાં બુડેલી છું તેમાંથી તો મુક્ત થવાય તેમ છેજ નહિ, તોપણ કિંચિત્ માત્ર પણ આ શરીરથી તેને સંતોષ થાય, માટે જલદી આ માણસને તેના પતિની સેવા કરવા રોગરહિત કરી, તેના દુઃખી અને ચિંતાવાળા પતિને સુખી કર.

પ્રાણેશ્વર ! આજે પોરબંદરથી આવેલા પત્રમાં બાશ્રી વખ્તુબાનાં પુત્રીના કૈલાસવાસના દુઃખદાયક સમાચાર વાંચી મારૂં મન બહુ ઉદાસ થયુંછે. ઈશ્વરે એને સંસારમાં રાખી હત, તો આપણને તથા તેનાં મુરબ્બીઓને બા તરફનો કંઈક સંતોષ મળત, પણ ભાવી આગળ લાચારી વગર બીજો ઉપાય નથી. મેં ધારેલું બાશ્રી વખ્તુ-

બાનું વૃત્તાંત પણ હજી મારાથી આ વ્યાધિને લીધે લખી શકાયું નથી. ઈશ્વર ક્યારે સારા દિવસ દેખાડશે!

પ્રિય પ્રાણનાથ! ઘણા દિવસથી આપ અંહિ આવવાને એક મહિનો બાકી છે, એમ લખોછો, તો તે કયો મહિનો તે હું સમજતી નથી, માટે સમજાવશો. એજ."

---

આ પત્ર લખી તેમણે તે બીડયો અને પછી સખી પ્રત્યે બીજો એક પત્ર તેજ વખતે લખ્યો.

**"પરમ પ્રિયા પ્રાણથી પણ અધિક વહાલી, દુ:ખી પણ સદ્‌ગુણી અને ધીરજવાન સખીનાં આંસુ લૂવા આ પત્ર પહોંચે.**

પ્રિય પ્રેમી સખી! તારા બે પત્રો આવ્યા તે વાંચી મારાં મનમાં જે હર્ષ થયોછે તે લખવાને હું શક્તિવાન નથી. મારી પ્રિય દુ:ખી સખી! તારા અપાર દુ:ખમાં ડુબેલ છતાં પણ તું આ માણસની પત્ર વડિયે દૂર દેશ બેઠાં સંભાળ લેવા ચુકતી નથી, તે ઉપકાર હું કયા શબ્દોમાં માનું, તે મને સૂઝતું નથી. પ્રિય સખી! તારાં દુ:ખના વખતમાં મારે તારી સંભાળ રાખવી જોઈએ, ને રોજ પત્ર લખી તને દિલાસો આપવો જોઇએ, પણ લાચાર! તેમ મારાથી બનતું નથી. ઈશ્વર મને તારા અપાર પ્રેમનો બદલો વાળવા શક્તિવાન કરે, એવું હું અહર્નિશ માગુંછું. મારી તબિયત બગડવાથી મને મુંબઈથી તારા પુત્રતુલ્ય

દેર અહિં મુકી ગયા છે; પણ મંદભાગ્યથી અહિં આવ્યા પછી તે બહુજ બગડી હતી. હમણાં તારા આશીર્વાદથી ઠેકાણે આવવા માંડી છે, માટે ચિંતા કરીશ માં. બીજું તારે કંઈ મારી તરફનું ઓછું આણવું નહિ. મને તું અહિં રોજ પત્ર લખીશ તો મારૂં અરધું દુ:ખ હું ભૂલીશ, અને તે તારો મોટો ઉપકાર માનીશ. તારાં પ્રેમી લખાણનો ઉત્તર લખવાની મારામાં શક્તિ કે બુદ્ધિ નથી, તોપણ બે અક્ષર લખી તારા પત્રનો ઉત્તર વાળવા ચુકીશ નહિ. તું સંતોષી છો, તે સંતોષ માનીશ એવી મને આશા છે. મારે અહિં કેટલું રોકાવું છે, તે હજી નક્કી નથી, માટે પાછળથી લખીશ. તારા પત્ર મને પ્રાણજેવા વહાલા છે, તે હું સાચવીને રાખીશ. ત્યાં તારી કેવી સ્થિતિ છે તે લખજે. મોટાંબાને તથા કાકીજીને મારા પગેલાગણ કહેજે. ભાઈને આશીર્વાદ કહેજે.

બેન! બાશ્રી વખ્તુબાની પુત્રી ગુજરી ગયાના ખબર વાંચી અપાર ખેદ થાયછે, પણ શું કરવું! જ્યારે બાશ્રી આ સંસાર તજીને ચાલ્યાં ગયાં, ત્યારે પણ આંસુપાડી બેશી રહ્યાં. બીજું શું થઈ શકવું? ઈશ્વરગતિ વિચિત્ર છે. તેની આગળ કોઈનું જોર ચાલતું નથી.

મારાં બાએ તને આશીર્વાદ કહ્યા છે. તારો પત્ર વાંચી તેની આંખમાંથી અશ્રુની ધાર ચાલી હતી.”

---

પતિ ઉપરનો પત્ર પતિને પહોંચતાંજ તેની ચિંતા દૂર થઈ. પ્રિયાની આવી સ્થિતિ છતાં પત્ર ઉપર વિશ્વાસ રાખનાર તેના પતિ આ બાબતમાં કેટલા ઠગાયા તે સ્પષ્ટ દેખાયછે. મનની વ્યાકુળતા મટી ગઈ. પ્રિયના કુશળ સમાચાર વાંચી, કુશળ નહિ પણ ધીરજ આપે એવા સમાચાર પોતાના પત્રના જવાબમાં મેળવી, પોપટ નિશ્ચિતપણે પોતાના અભ્યાસમાં પાછા પડયા. ઈશ્વર સર્વ સારૂંજ કરેછે અને કરશે, એવો વિશ્વાસ રાખનાર પોપટને ખબર ન હતી, કે તે આ વખતે તેનાથી પ્રતિકૂળ હતો. પ્રેમપાત્રની ખરી સ્થિતિ જાણતાં છતાં તેણે જાણી નહિ. તેનો સ્વભાવ ઓળખતાં છતાં આ વખતે ઓળખ્યો નહિ. મનતું દુઃખ મનમાં ન સમાવવાની શિખામણ આપનાર પતિ, પ્રિયનાં મનમાં દબાઈ રહેલ દુઃખ સમજી શકયા નહિ. તે સુખી છે, કુશળ છે, અને વધારે થશે, હું મારાં કામમાં પાર પડી તેની સાથે મારા દિવસ સુખમાં ગાળીશ, એવી આશા તેના મનમાં વધારે અને વધારે દૃઢ થતી ગઈ. પત્ર વાંચી તેણે પોતાની પાસે રાખ્યો, અને નિવૃત્તિ મળતાંજ નીચે પ્રમાણે પ્રત્યુત્તર મોકલ્યો.

"પરમ પ્રિયા પ્રાણ,

તારો પત્ર પહોંચ્યો. તારી ધીરજને માટે હું તને ધન્ય માનુંછું, અને ઈશ્વરનો ઉપકાર માનુંછું કે મારાં સુભાગ્યે તારાં જેવું માણસ મને મળ્યું. તારા સ્વભાવથી અને

તારી સરલતાથી મને સંતોષ મળ્યોછે, એટલુંજ નહિ પણ આ કાગળમાં તારા મનના વિચાર જાણી હું તારો જેટલો ઉપકારી થાઉં તેટલો થોડો. ઈશ્વર તારી સર્વ ધારણા પૂર્ણ કરશે, અને જે સ્વચ્છ મન તથા સરલતાથી તું વર્તછ તે સામું જોઈ તે તને અને મને સુખી કરશેજ.

હું ખુશી છું, અને તારો પત્ર વાંચી વિશેષ ખુશી થયોછું, ત્યાં બેઠાં જે સંતોષ મને આપછ, તે માટે જો પતિએ પ્રિયાનો ઉપકાર માનવો યોગ્ય હોય તો તે માનુંછું. જે આનંદમાં મારા દિવસ જાયછે, તેજ આનંદમાં તારા દિવસ કહાડજે. તારા પત્રથી સંતોષ પામી હું ખુશીમાં દિવસ કહાડુંછું, પણ મારા પત્રોથી હું તને કેવી રીતે ખુશી કરૂં, તે મને સૂઝતું નથી. આજે આ મહિનાની ચોથી તારીખ છે, અને છવીશમી તારીખે મારી પરીક્ષા શરૂ થશે, તે પુરી થયે મારે ત્યાં આવવું છે. ઘણા દિવસ થયા મહિનો મહિનો કહુંછું તેનું કારણ એજ. હવે કેટલા દિવસ બાકી છે, તે તારી આંગળીના વેઢા તને કહેશે. હાલ એજ.

બાશ્રીનાં પુત્રીના સ્વર્ગવાસના સમાચાર ખરેખર ખેદકારક છે. વિશ્વની વિચિત્ર ગતિ કયા ધોરણે ચાલેછે, તે સમજાતું નથી. તેની ઇચ્છાની વિરૂદ્ધ કોઈથી થવાતું નથી. બા ગયાં, આ તેમનું બાલક ગયું, ખેર ! પરમ કૃપાળુ પરમેશને સૂઝયું તે ખરૂં ! તમે ગભરાશો નહિ, દુઃખી ન થશો. કાળચક્ર એમજ ચાલ્યું જાયછે."

સંસારમાં સ્ત્રીનું પ્રયોજન શું છે ? મનુષ્યમાત્રને જો પોતાનું આયુષ્ય એકલાં એકાંતવાસમાંજ વિરક્ત થઈ ગાળવું હોય, તો સૃષ્ટિનું ચક્ર કઈ પદ્ધતિ ઉપર આજ-સુધી ફરત, તે સમજાતું નથી. હલકાં પ્રાણીથી મનુષ્ય જેવાં જ્ઞાનશક્તિને વાપરી શકે તેવાં પ્રાણી સુધી તેમની સાંસારિક રીતભાતને પરમેશ્વરે એકજ પદ્ધતિ ઉપર રાખી છે. પુરૂષને સંસારમાં સુખરૂપ રીતે દિવસો ગાળવાને, સ્થિતિ બાંધી રહેવાને, દુઃખ, નિરાશા, સંતાપ, એ સર્વમાં કંઈક પણ સંતોષનો અંશ મેળવવાને, પુત્રાદિક વિગેરે સાંસારિક સુખનો અનુભવ કરવાને, અંતઃકરણને એકજ સ્થળે રાખવાને, પોતાનું કહી શકાય એવું કંઈક પણ મેળવવાને, ચિંતાના વખતમાં ધીરજ માટે, કંટાળાના વખતમાં આશ્વાસન માટે, સુખ દુઃખમાં સહવાસી માટે, ખાવું, પીવું, આનંદમાં દિવસ ગાળવા, એ સર્વમાં પાસેજ રહેવામાટે, સ્ત્રી જેવું મનુષ્યરત્ન જેટલું ઉપયોગી છે, તેટલું બીજું એકપણ નથી. સ્ત્રી, સદગુણી સ્ત્રી, ધર્મજ્ઞ સ્ત્રી, પોતાના પતિને કેટલા સુખનું, કેટલા આનંદનું, તથા કેટલા સંતો-ષનું મૂળ છે, તે સમજવું કઠણ નથી. પતિને સંતોષ આપવા, પતિને સુખ આપવા, પતિની દરેક ચિંતામાં ભાગ લેવા, શક્તિ હોય તો તે દૂર કરવાને ધર્મજ્ઞ પતિવ્રતા સ્ત્રીનું હૃદય કેટલું ખેંચાયછે, તે એવું સુખ મેળવવાને ભાગ્યવાન થયેલા સર્વ પુરૂષો સ્પષ્ટ રીતે સમજેછે.

પતિને જોતાંજ જેની આંખ આનંદથી હસતી હોય, પતિનું દર્શન થતાંજ જેનું પ્રેમમય હૃદય તેને ભેટવાને આતુર થતું હોય, પતિથી વિખુટાં પડતાં જેનું અંતઃકરણ સંકોચાતું હોય, પતિના દર્શન હમણાં થશે એવી આશામાં તેને-માટે, પોતાનાંજ સુખ માટે, તે આનંદ પામે, સંતોષ પામે, એવી સર્વ તૈયારી કરી, એક, બે, ત્રણ, એમ મિનિટ ગણતાં જેનું મન હજી પતિ ન પધાર્યો એમ વારંવાર વ્યાકુળ થતું હોય, અરે ! એ વ્યાકુળતા પણ સુખરૂપ ગણી વારંવાર પતિનાં પગલાંના ભણકારા માટે એક ચિત્તથી કાન માંડતું હોય, અને તેનાજ સુખમાં પોતાનું સુખ માનતું હોય, એવાં સ્ત્રીરત્ન તરફથી મળતાં સુખની, સંતોષની, અને આનંદની, તથા થતી સંભાળની અને સેવાની જગતમાં જન્મ લીધેલા કયા પુરૂષને ઈચ્છા નહિ થતી હોય ?

ત્યારે શું સંસારમાં સર્વ પુરૂષ આવા ભાગ્યશાળી હશે ? પૂર્વજન્મ, જો એવું કંઈ હોય તો તેમાં કરેલાં સદ્ અથવા દુરાચરણ, પુણ્ય અથવા પાપ એને આધારે આ જન્મમાં જન્મ લીધેલાં સર્વ જણ સુખદુઃખના ભોગી થાય છે, એ આધારે સંસારમાં થોડું અથવા વધારે સુખ મેળવવાને તે યોગ્ય થાયછે, એ આધારે તેને ચાલવાના સર્વ સુખમય અથવા દુઃખમય રસ્તાઓ પ્રથમથી ઘડી રાખેલા હોયછે, એ આધારે એને યોગ્ય સાથી પ્રારબ્ધે નિર્માણ કરી રાખેલ હોયછે, એજ આધારે તે સુખી થાયછે, દુઃખી

થાયછે, દુનિયાના દિવસો પુરા કરેછે, જન્મેછે, અને મરે છે. આમ છે, અને એમજ હશે એમ વિદ્વાનોની વિદ્વત્તાથી સિદ્ધ થાયછે, ત્યારે સંસારસાગર સુખરૂપ રીતે તરવાને યોગ્ય સાથી મળે, એ પણ પૂર્વજન્મનાં સદાચરણ ઉપર આધાર રાખેછે. સખી અને મિત્ર સ્ત્રી સાથે સ્ત્રીનો તથા પુરૂષ સાથે પુરૂષનો સ્નેહ બતાવે છે; પણ તે સ્નેહ, તે ઐક્યની હદ, અંતઃકરણમાં પ્રવેશ કરતાં છતાં કેટલેક છેટે જઈ અટકી પડેછે; પરંતુ પતિ-પ્રિયા આ જુદાં જુદાં તત્વનો સંયોગ બેયના હૃદયના ઉંડામાં ઉંડા, બીજા કોઇ પણ પ્રકારનો અપ્રતીમ પ્રેમ પ્રવેશ કરી ન શકે તેવાં ગુહ્ય સ્થળમાં પોતાનું સ્થાનક રાખેછે, અને જીવિત પર્યંત ત્યાંજ રહી તેથી થયેલ અદ્ભૂત પ્રેમનું સંભાળથી પોષણ કર્યા કરેછે. મિત્રત્વ અને સખિત્વમાં સર્વ ઠેકાણે ગમે તેવી સમાન સ્થિતિ છતાં પણ તે બરાબર નિરંતર માટે જાળવવાને સેવ્ય-સેવકનો ધર્મ જોવામાં આવેછે. કોણ સેવ્ય, અને કોણ સેવક, એ મિત્રત્વ અથવા સખિત્વની દૃઢ ગાંઠ બંધાયા પછી તરત સિદ્ધ થાયછે. પણ આ બાબતમાં, જેની ઉપર સંસારનાં સર્વસ્વનો આધાર રહેલછે, તેમાં પતિ પ્રિયાની દૃઢ પ્રીતિને અચળતા આપવાને પરમેશ્વર તરફથીજ સેવ્ય-સેવકનું નિર્માણ થયુંછે. પતિ સર્વ ઠેકાણે સેવ્ય ગણાયછે, અને પ્રિયા સેવક ગણાયછે. આ સેવ્ય સેવકનો સબંધ કંઈ રોટલાનો કટકો આપી નોકરી કરા-

વતા હઇએ, અને તે પણ તેજ આશાએ શેઠની ચાકરી કરતો હોય, એવો નથી. બેય પ્રેમીને સમાન ગણ્યા છતાં, વિશ્વના નિયમપ્રમાણે સમાનતા એકજ સ્થળે બે જુદે જુદે ઠેકાણેથી આવી ઠકી ન શકે તેવી બીકથી પરમકૃપાળુ પરમેશ્વરે તે બેમાંથી એકને કંઇક મહત્તા આપી હશે; માટે ઈશ્વરથીજ નિર્માણ થયેલી એ મહત્તા પુરૂષને એમ સૂચવેછે, કે તું એની સંભાળ રાખજે, એ તારૂં માણસ છે, તારાં સુખદુઃખમાં ભાગ લેવામાટે તને એ સોંપવામાં આવીછે, તારાં સર્વ કર્ત્તવ્યોમાં સહાયભૂત થવાને એ તારે માટે નિર્માણ થઈછે, જેમ એનું સુખ અને સર્વસ્વ તારી ઉપરજ આધારજ રાખેછે, તેમ તારૂં સુખ અને સર્વસ્વ એની ઉપરજ આધાર રાખેછે, જેમ તારૂં કર્ત્તવ્ય એનાં ભલાંસારૂ થોડું જરૂરનું નથી, તેમ એનું કર્તવ્ય તારાં ભલાં-સારૂ કંઈ પણ ઓછું જરૂરનું નથી, માટે એને તારૂંજ રૂપ ગણી તારા જેટલુંજ માન આપજે, તારા જેટલુંજ સુખ આપજે, અને તારી સર્વ સ્થિતિમાં સમાન ગણજે.

આમ છતાં જે પુરૂષ સ્ત્રી જેવાં એક સહાયકારક રત્નને પોતાથી ઉતરની પંક્તિમાં ગણી, પૈસા આપી રાખેલ નોકરની પેઠે પેટનું પુરૂં કરવા આવેલ છે એમ સમજી, એવા તુચ્છ વિચાર અંતઃકરણમાં આણી, મજુરની સ્થિતિ અને તેની સ્થિતિ એકજ ગણેછે, તેવા બુદ્ધિહીન, દયાહીન,

તથા અધર્મી પુરૂષો ઇશ્વરની આ આજ્ઞાની કેટલે બધે દરજ્જે અવગણના કરેછે !

પણ એથીજ ઉલટું, જે સદ્‌ગુણી, સદાચારી, સુશીલ, નમ્ર, ધર્મજ્ઞ સતી પતિની સર્વ સ્થિતિમાં તેની સમાનતા ભોગવવાનેજ સર્વ હક હોવા છતાં, તેને પરમેશ્વરરૂપ ગણેછે, તેને પોતાનું સર્વસ્વ માનેછે, તેના સુખદુઃખમાં પોતાનાં સુખદુઃખ માનેછે, તેનાથી ભાગ્યયોગે જરા દૂર થતાં સર્વ વૈભવ તથાં આનંદનો ત્યાગ કરેછે, તેની અણમૂલના નોકરની પેઠે એક નિષ્ઠાથી ચાકરી કરેછે, સર્વ કાર્યમાં તેને પોતાનો નિયન્તા ગણેછે, તેને સુખ તથા આનંદમાં જોઈ સુખી થાયછે, તેને કંઈ અચાનક દુઃખ આવી પડતાં અતિશય દુઃખી થાયછે, તે સતી પરમેશ્વરનાં ઘરમાં કેટલાં સુખને પાત્ર થની હશે, એ કોકજ ધારણાશક્તિ ધારી શકશે.

"મારા પતિને મારી ખરી સ્થિતિ વિષે લખીશ તો તે દુઃખી થશે, તેના આ વ્યવસાયના વખતમાં તેનું મન ચિંતાને આધીન થશે, તે પોતાનાં કાર્યમાં પાર પડી શકશે નહિ, જેને હું સુખનું સાધન હઉં તેને દુઃખકર્ત્તા કેમ થાઉં ? મારૂં ગમે તેમ થાય પણ તે સારૂ પતિને કેમ દુઃખી કરાય !" એવા અનેક વિચાર મનમાં લાવી સૌ. જયાકુંવરે પોતાની અતિ ભયંકર વ્યાધિ પણ પોતાના પતિથી છુપાવી રાખી તેમને ઘણા દિવસસુધી નિશ્ચિત રાખ્યા. પણ અંતે જ્યારે તેમની ધીરજ ધીરે ધીરે છૂટવા માંડી, તેમનાં

જીવનની આશા લાંબા વખત માટે તેમનાં મનમાંથી ઉડી ગઈ, હું મારા પ્રાણને, મારા આધારને, મારા સર્વસ્વને નહિ મળી શકું, અને એમને એમ સંસારમાંથી ચાલી નીકળીશ, એવા વિચારે તેમનાં મનમાં દૃઢતા કરી, ત્યારે અતિ ખેદથી તેમણે માતાપિતાને કહ્યું કે, "હવે ગમે તેમ કરી મને મુંબઈ પુગાડો" "બેન તારા પતિને અહિં બોલાવિયે, તારા સસરાજીને તારી પાસે તેડાવિયે, આ સ્થિતિમાં જતાં રસ્તામાં તારૂં શું થશે?" એવાં માતાપિતાનાં વચનોનો એ સુશીલના મોઢામાંથી એટલોજ ઉત્તર નીકળ્યો કે "મારે સારૂ સર્વ આજસુધી દુ:ખી થયાં છે, અને હજી થાયછે. હું કોઈને પણ સુખ આપી શકી નથી. એ સર્વ અહિં આવશે તોપણ મારાથી કંઈ મારા સાસરાનું ઘર, મારૂં પોતાનું ઘર પાછું જોવાઇ શકાશે નહિ, માટે ગમે તેમ કરી મને ત્યાં લઈ જાઓ."

---

## પ્રકરણ ૮ મું
## અવસાન.

વારંવાર લખેલા પત્રનો ઘણા દિવસ સુધી કંઈપણ જવાબ ન હતો. ચિંતાતુર જીવને ધારણા આપી શકે એવું કંપઈણ સાધન ન હતું, પરીક્ષાને માત્ર દશજ દિવસ

બાકી હોવાને લીધે દુઃખી અંતઃકરણપાસે વહાલાંના કુશળ સમાચાર મેળવવા બીજો એકે ઉપાય ન હતો, અને તેથી પોપટે એક પછી એક પત્ર નાખવાજ ચાલુ કર્યાં. અંતે સૌ. જયાકુંવરના પિતા તરફથી ફક્ત એટલાજ સમાચાર મળી શક્યા કે, "આ વખત શું બનશે તે સમજાતું નથી. આ પ્રકૃતિનું છેવટ શું પરિણામ આવશે તે નિશ્ચય થતો નથી. ઈશ્વર સમર્થ છે. સર્વ રીતે વિચાર કરતાં મુંબઈ આવવું એ વધારે સારૂં છે, એમ જાણી અમે બધાયે ત્યાં આવવા વિચાર કર્યો છે." સૌ. જયાકુંવરના વૃદ્ધ સસરા આ ખેદ-કારક ખબર વાંચી મનમાં અતિશય ઉદાસ થયા. પોપટ આ પત્ર વાંચી અંતઃકરણમાં બહુજ દુઃખી થયા, અને એ સુશીલને વિષે સર્વ જણનાં મનમાં અનેક તરેહની ચિંતા ઉત્પન્ન થઈ.

બે દિવસ પછી વઢવાણથી આવતી મેલટ્રેનમાં આવતાં પોતાનાં પ્રિયના મેળાપ સારૂ પોપટ સ્ટેશન ઉપર ઉભા હતા. ગાડી આવી પુગી, અને બારણું ઉઘાડતાંજ અંદર સૌ. જયાકુંવરને લાચાર સ્થિતિમાં ગાદી ઉપર પડેલાં જોઈ પોપટના અંતઃકરણમાંથી ઉંડો નિશ્વાસ નીકળ્યો. "તારી આ દશા!" એમ બોલી તે તેની પાસે ગયા, અને તેને ધીરેથી ઉઠાડવાને તેનો હાથ ઝાલ્યો. હાથ ઝાલ-તાંજ બંધ કરેલી આંખો તેણે ઉઘાડી, પાસેજ પોતાના પતિને જોયા, અને આ અવસ્થામાં પણ પોતાના પ્રાણને

જોઈ કેમ જાણે અંતઃકરણમાં આનંદ ઉછળતો હોય, તેમ તેમનાં મોઢા ઉપર એ આનંદના અંકુર જણાયા. આટલુંજ પોપટને ખુશી કરવાને, અને તેજ વખતે તેમની આંખમાંથી આંસુ પાડવાને બસ હતું. પ્રિયાને પોતાની સામું જોતાં જોઈ તેની આ સ્થિતિથી ઉદાસ થયેલ અંતઃકરણ આંખમાં પણ સ્પષ્ટ રીતે દેખાતાં, અને તેજ વખતે તેને મળી તેથી થયેલ સંતોષ મોઢાં ઉપર પ્રકટ થતાં, પોપટ હસતાં,અને તેજ વખતે આંખમાં આવતાં ઝળઝળિયાં સાથે ફક્ત "કેમ છો ?" એટલુંજ પૂછી શકયા. પણ તેટલામાં મુરબ્બી વર્ગ પાસે આવ્યો. અને તેથી આ સહવાસનો અહિંજ છેડો આવ્યો. દૂર ઉભી તેમણે પોતાનાં આ વહાલાંની સ્થિતિ તપાસવા માંડી. તેમનાથી ઉઠાતું નહોતું, ચલાતું નહોતું, તે સાવ પરાધીન થઈ પડયાં હતાં. આ સર્વ પોપટે જોયું, જોતાંજ ભવિષ્યના અનેક વિચાર તેમનાં મનમાં આવવા માંડયા. " તારૂં શું થશે ? મારૂં શું થશે ? અરે કેવા દિવસ હવે આવશે ?" એમ એક પછી એક પ્રશ્ન અંતઃકરણે અંતઃકરણનેજ પૂછયા. કંઈ સમાધાન થયું નહિ. સમાધાન ન થતાં મનનો ભાર પણ ઓછો થયો નહિ, અને તેથી તેવીજ સ્થિતિમાં સર્વજણ સાથે તે સૌ. જયાકુંવરનાં માતાપિતાને ઘેર આવ્યા.

મહા મહેનતે, મહેનત પડતાં છતાં વ્યાધિગ્રસ્ત આ સહનશીલના મોઢામાંથી દુઃખના કે સંતાપના એક પણ શબ્દ-

વિના તેમને ઉપર લઈ જવામાં આવ્યાં, પલંગમાં બેસા-
ડયાં, અને પછી સર્વ જણ દૂર થયાં. આ વખતે પોપટ,
આતુર અંતઃકરણની આકાંક્ષા પૂર્ણ કરવાને એ ઓર-
ડામાં દાખલ થયા. સૌ. જયાકુંવર એક તકિયાને ટેકો
દઈ, માથાને હાથનો આધાર આપી, બારણાં સામુંજ
જોઇને બેઠાં હતાં. માત્ર બે મહિનાના ટૂંક વખતમાં તેમની
શારીરિક સ્થિતિમાં ઘણોજ ફેરફાર થયો હતો. તેમનું
શરીર ઘણુંજ નિર્બળ દેખાતું હતું. ક્ષીણતા એટલી હદને
પહોંચી હતી, કે તેનું પરિણામ મહા ભયંકર નજરે આવતું
હતું. પતિને પાસે આવતા જોઈને તેમણે પોતાના હાથ
જોડયા, અને ઉભાં થઈ તેમની તરફ જવાની મેહેનત કરતાં
હતાં, તેટલામાં "નહિ નહિ" એમ કેહેતા, અને તેમને આ
શ્રમ ન પડે એવી ઇચ્છાથી બનતી ત્વરાએ પાસે આવતા
પતિએ એ પ્રેમીના જોડેલ હાથ એમને એમ પોતાના
હાથમાં લીધા, ભરાઈ આવેલ છાતી સાથે હેતથી દાબ્યા,
અને અંતે આ સ્થિતિમાં ફજેત કરતા ઉભરાને છુપાવવાને
તેજ હાથ પોતાની આંખ આડા દીધા. જેણે ધીરજ રાખવી
જોઈએ તેનાથી તે ન રહી, જેણે હિંમત આપવી જોઈએ
તેનાથી તે ન અપાઈ, જેણે અંતઃકરણ ઉપર રાજ્ય ચલા-
વવું જોઈએ તેનીજ ઉપર તેનું રાજ્ય ચાલ્યું, અને આંખ-
માંથી પડતાં આંસુથી એ હાથ ભરાઈ ગયા. દુઃખી થતી
પ્રિયાએ "આ શું કરોછો?" એમ પ્રશ્ન પૂછયું, અને

"તમારી આવી સ્થિતિ થવા છતાં પણ તમે મને જરાપણ ખબર ન આપ્યા." એમ તેનો ઉત્તર મળ્યો. "થયું. એની શું મને ક્ષમા નહિ મળે?" એમ બોલી તેમણે આતુરતાથી પોતાના પતિનો હાથ ઝાલ્યો, અને "મને જવાબ આપો." એમ વારંવાર કહેવા માંડયાં. આટલા વખતમાં પોપટે પોતાનું મન શાન્ત કર્યું હતું, ધીરજને ઘણીજ મહેનતે પણ ભેળી કરી હતી, અને તેથી તેમણે પોતાનાં પ્રેમી તરફ પ્રેમથી જોયું, શોક મિશ્રિત હાસ્ય તેમનાં મોઢા ઉપર દેખાયું, અને તે પછી તરત આ બેય પરસ્પર વાતમાં પડયાં કેવી રીતે આ સ્થિતિ થઇ, ગોંડળના દિવસો કેમ ગુજાર્યા, પરસ્પર વિખુટાં પડયાં પછી બેય જણે કેવી રીતે પોતાના દિવસો ગાળ્યા, એ વિગેરે ઘણી વાતચીત કરી અંતે પોપટે ત્યાંથી થોડા વખત માટે રજા લીધી. જતા પ્રાણનાથને સૌ. જયાકુંવરે કહ્યું.

"બાવિષે આજ સુધી મારાથી કંઈ પણ લખી શકાયું નથી."

"શું કામ ચિંતા કરોછો? તમે સારાં થશો પછી નિશ્ચિંતપણે સર્વ લખાશે."

"નહિ. એ કામ પછી એમને એમ રહેશે, માટે કંઈક નક્કી કરો."

"ઠીક ત્યારે હું હમણાં પાછો આવુંછું, એ પછી આપણે એ વિષે વિચાર કરશું" એમ કહી આ પ્રમાણે પોતાનાં

પ્રેમપાત્ર સાથે ત્રણ કલાક ગાળી પોપટ ઘેર આવ્યા.

જે દૃઢ ગાંઠથી જોડાઈ પતિપ્રિયા પોતાના દિવસો સંસારમાં સાથેજ ગાળવાને બંધાય છે, તે ઐક્ય પરસ્પર એ બેયને તેમની સર્વ સ્થિતિમાં સરખો ભાગ લેવાને સૂચવેછે. જ્યારે એક અંગ શારીરિક દુઃખને આધીન થઈ અનેક તરેહની વ્યાધિમાં પોતાના દિવસ ગાળતું હોય, ત્યારે તેનું બીજું અંગ, જેણે તેની આ સ્થિતિમાં તેની સંભાળ લેવી જોઇએ, તે જો સર્વેશ્વરની એ ઈચ્છાને પ્રતિકૂળ થઈ બીજીજ બાબતમાં ધ્યાન આપે, અને આ પ્રમાણે પોતાનો ધર્મ ભૂલે, પોતાનું અંગ ભૂલે, પોતાનો પ્રેમ ભૂલે, અને અંતે આજ સ્થળે દશ વર્ષ ઉપર આપેલું પોતાનુંજ વચન ભૂલે, તો પછી સંસારમાં બીજા કયા પ્રેમનો ભરોસો રાખી શકાય, બીજાં કયાં વચન ઉપર વિશ્વાસ મૂકી શકાય, અને બીજા કયા આધાર ઉપર આ સુશીલથી આધાર રાખી શકાય. નહિ, એમ બનેજ નહિ. પતિની સહેજ પણ માંદગીમાં તેની આગળ રાત્રિદિવસ બેશી, તેને અનેક રીતે આનંદ ઉપજાવવાને મહેનત કરતાં, એ મહેનત કરતાં પણ પતિની આ સ્થિતિ જોઈ આંખમાં આવતાં પાણી તેમનાથી વારંવાર છુપાવતાં, તેમની સર્વ ઈચ્છાઓ ગમે તેમ છતાં પણ પૂર્ણ કરતાં, કોઈ વખતે ભાગ્યયોગે આવેલ વ્યાધિથી શ્રમિત થયેલ પ્રાણનાથ નિશ્ચિંતપણે પાસેજ નિદ્રાવશ થઈ સુતા હોય, તે વખતે તેનાં

કુશળવિષે વારંવાર ચિંતા કરતાં, તથા કલાકના કલાકસુધી એકજ નજરે પોતાનાં આ સર્વસ્વ તરફ જોઈ પરમેશ્વર પ્રત્યે તેમનાં કુશળ માટે પ્રાર્થના કરતાં સૌ. જયાકુંવર કાળના કોઈ કઠણ યોગથી આવી દયાજનક, દુઃખદ, સંતાપકારક સ્થિતિમાં આવી પડે, ત્યારે તેના પ્રેમને આધીન થએલ, આ તેના પતિથી તેનાથી દૂર થવાયજ કેમ! આજ સુધી વિશ્વની વિચિત્રતાને આધીન થઇ અભ્યાસને મહત્તા આપવી પડી હતી, અને તેનાથીજ થયેલી પરતંત્રતાએ આજ સુધી આ નિઃસીમ પ્રેમને, આ અનુપમ ઐક્યને કંઈક ઉતરતી પંક્તિમાં ગણ્યું હતું, ગણ્યું હતું કે નહિ એ તો અનિશ્ચિત છે, પણ બહાર એમ દેખાતું હતું, આજ સુધી વારંવાર એજ પરતંત્રતાએ આ ધર્મમાં ખામી આવવા દીધી હતી, પણ હવે ! હવે જ્યારે તેનાં માઠાં ફળ પ્રત્યક્ષ જોયાં, સ્વપ્નમાં પણ કોઈ દિવસ ન ધારેલી અવદશા નજરે દેખાઈ, પાસે આવતું અસહ્ય દુઃખ વારંવાર અંતઃકરણને દમવા માંડયું, ત્યારે આ પ્રેમાધીન પતિ પોતાનાં પ્રેમીની પાસેથી છેટે કેમ ખસી શકે, તેનું અંતઃકરણ એ કબુલ કેમ કરે ! "મારી આંખનાં પડળ આજ છેટાં થયાં, ઠેઠ આજે મારી આંખ ઉઘડી, આજ સુધી મેં મારી સાંસારિક સ્થિતિ તરફ કેટલું ઓછું ધ્યાન આપ્યું ! દુર્ભાગ્યે એ સુખ ખોતાં આ સર્વ મહેનત નિષ્પ્રયોજન છે." એમ વારંવાર વિચાર કરતા, વિચાર કરી નિશ્વાસ મુકતા,

રડતા, દુઃખી થતા પતિ આ પોતાનાં પ્રેમપાત્ર પાસેજ પોતાનો વખત ગાળવા માંડયાં.

પરીક્ષા શરૂ થઈ, અને પુરી પણ થઈ. તેમાં હાજર થઈ શું કર્યું તે તેણે પોતે પણ જાણ્યું નહિ.

બે દિવસ બીજા ગયા. બપોરના એકનો સમય હતો. સૌ. જયાકુંવરને ઉઠાડી પથારી ઉપર તકિયાનો ટેકો દઈ બેસાડયાં હતાં, અને તેના પતિ તેનું મન આનંદમાં રાખવાને, તેની આ સ્થિતિમાં પણ પ્રાણના નિરંતરના સહવાસની તેની ઈચ્છા પૂર્ણ કરવાને, એટલુંજ નહિ પણ પોતાનાં કર્ત્તવ્યમાં ખામી ન આવવા દેવાને તેનીજ પાસે બેઠા હતા. તાબુતનો દિવસ હતો, રસ્તામાં વાગતાં વાજાં, ત્રાસાં, નગારાં, ઢોલ વિગેરે, તથા થતા અનેક ઢોંગ તથા રમત તરફ સર્વનું ધ્યાન હતું. ઓરડામાં કોઈ હતું નહિ, અને એવે વખતે આ બેય પ્રેમી પરસ્પર વાતમાં ગુંથાયાં હતાં.

પ્રસંગ મળતાં સૌ. જયાકુંવર બોલ્યાં–

"આજથી ત્રણ વર્ષ ઉપર હું આપણાં વખ્તુબાના લગ્નમાં ગઈ હતી તે તમને સાંભરેછે?"

"હા."

"તે વખતે તમે પણ ત્યાં પાછળથી આવ્યા હતા, અને આપણે ઘણા દિવસસુધી એ ઠેકાણે સાથે રહ્યાં હતાં એ પણ તમને યાદ હશે."

"હા. કેમ ?"

"સહેજ કંઇ નહિ.——ને તમે ઓળખો છો ?"

"ના."

"તમે ત્યાં હતા ત્યારે એને ગાતાં શીખવતા, વાંચતાં શીખવતા અને એ સર્વ એટલી વારમાં તમે ભુલી ગયા ?"

"હશે કદાચ, પણ તે આજ યાદ કરવાનું પ્રયોજન શું?"

"કંઇ નહિ. એને વિષે કેટલીક વાત મેં મારાં એક વિશ્વાસુને કરી છે તે તમને મળશે ત્યારે કહેશે."

"તમારા બોલવાનો કંઈ પણ મર્મ હું સમજી શકતો નથી."

"કહું ? ગુસ્સે ન થશો. આપણાં ઘરને યોગ્ય, તમારે યોગ્ય——"

"વાહ ! આ સાંભળી મારાં અંતઃકરણમાં શું થશે તેનો તમે વિચાર ન કર્યો ? આવા વિચાર તમને કેમ સૂઝે છે ?" તેણે એક નિશ્વાસ મુકયો. અને આંખમાં આવતાં પાણી છુપાવવાને નીચું જોયું.

સૌ. જયાકુંવરે કહ્યું, "માફ કરો. હું નહિ બોલું. મારી સામું જુવો."

"તમારો સ્વભાવ હજી એવોજ રહ્યો. મારે સાજાં થવું નથી એવા તમારા વિચાર કોઈ દિવસ ફરશે કે નહિ ? સમજુ માણસનું આ લક્ષણ ? તમને શું છે ? ત્રણ માસમાં તમે તમારી આ સ્થિતિમાંથી છુટશો, અને તે પછી તમારૂં શરીર સારૂં થતાં કેટલી વાર લાગશે ?"

"નાથ! એ સર્વ આશા ખોટી છે. હું ખરૂં કહુંછું." તેમની આંખ આંસુથી ભરાઈ આવતાં ગળગળે સાદે તે આગળ બોલ્યાં, "જ્યારે આ સ્થિતિમાંથી હું છૂટીશ, ત્યારે તેજ વખતે મારૂં મરણ થશે."

પોપટનું હૈયું ભરાઇ આવ્યું. આંખમાંથી પાણી ટપકવા માંડયાં તે લૂતાં તે બોલ્યા, "એમ ન બોલો. ખોટા તર્ક ન કરો. જરા હિંમત રાખો. ઈશ્વર ઉપર——"

તેનાથી વધારે બોલાયું નહિ. બેય પ્રેમીની સરખી સ્થિતિ થઈ. બેય જણે સાથે હૈયાનો ભાર ઓછો કર્યો. અંતે આવા ખેદકારક મેળાપનો છેડો લાવવાને સૌ. જયાકુંવરનાં માતાને તેનાં એ બાલક પાસે બેસવાનું કહી, પોતે થોડો વખત દૂર થયા, અને આ પ્રમાણે બેયનું મન બીજી બાબતમાં પડવાથી થયેલી વાતચીત પાછા મળે તેટલા વખતમાં ખરેખર અથવા જાણી જોઈને ભૂલી ગયા.

નોરતાંના શુભ દિવસ આમ આ સંતાપમાં ગયા. સર્વને આનંદ આપનાર, પણ આ વખતે આ જોડાંને આજસુધી ભોગવેલું સુખ યાદ આપી રડાવનાર દિવાળીના દિવસો આવી પૂગ્યા. પદ્મપ્રભાને તેડી, જે દિવસે એની માતા આનંદથી, ઉત્સાહથી, પતિને ઘેર આવ્યાં હતાં, તેજ દિવસે, ધનતેરશની રાત્રિયે સૌ. જયાકુંવર અતિ ભયંકર સ્થિતિમાં પલંગ ઉપર પડયાં હતાં. તેમની

વ્યાધિમાં દિવસે દિવસે અતિશય વધારો થતો હતો. કરેલા અનેક ઉપચારોમાંથી એકે ઉપચાર તેમનાં ઘસાતાં શરીરને ટેકવી શક્યો નહોતો, અને અંતે આ રાત્રિએ તેમનું શરીર જીવન અને મરણ એ બેયની વચ્ચે વખત ગાળતું હતું. તેમના પતિ આખો દિવસ તેમની પાસેજ હતા. પોતાની પ્રિયાની આ સ્થિતિ થતાં, ઉપરાઉપર આવતી અંતઃકાળની ગણાતી હેડકીથી થતી તેમની અતિ દુઃખદ સ્થિતિ નજરે દેખતાં તે દેખી અંતઃકરણમાં દુઃખી થતાં, અને એ દુઃખથી આંખમાં આવતાં આંસુ પ્રિયા ન જાણે તેમ લૂતા, અંતે એ સર્વ એ પ્રેમીથી છુપાવી રાખવાની શક્તિ ન રહેતાં પાસેનાજ ઓરડામાં એક બાજુ બેશી, વારંવાર આંસુ લૂઈ, પોતાનાં આ પ્રિય પાસે આવી, તેનું શરીર તપાસતા, નાડ જોતા, અતિવ્યાધિથી બોલી પણ ન શકતાં સૌ. જયાકુંવરને કપાળે, માથે હાથ ફેરવી "ઈશ્વર સારૂં કરશે" એમ વારંવાર બોલતા અને આ સ્થિતિમાં પણ "તમે મારી ચિંતા ન કરો" એમ એ સહનશીલ તરફથી ઉત્તર મેળવતા આ તેમના પતિની આ વખતે શું દશા હશે તે જાણવું કંઈ કઠણ નથી. આ સુશીલની આવી ભયંકર માંદગી સાંભળતાં તેને જોવા એક પછી એક આવતાં સ્નેહીસંબંધીઓ તેની પાસે જતાં, થોડીવાર ત્યાંજ ઉભા રહેતાં, અને અંતે બહાર આવી ઉંડો નિશ્વાસ નાખતાં દેખાતાં હતાં. મુરબ્બી વર્ગ, સૌ. જયા-

કુંવરના સસરા, પિતા તથા બીજા ઘણાક જણ વિચારમાં નિમગ્ન થઈ એક જુદે ઠેકાણે બેઠા હતા. એ સર્વમાંથી એક એક જણ વારા ફરતી તેમની ખબર કાઢવું તેને એ સહનશીલ રત્ન તરફથી સર્વ વખત "મને ઠીક છે." એમજ જવાબ મળતો. અંતે આ અવસ્થા એટલી હદને પહોંચી કે, "જો આમને આમ રહેશે તો સૌ. જયાકુંવર આ રાત્રિ કહાડી શકશે નહિ." એવા મતે કેટલાકનાં અંતઃકરણમાં દ્રઢતા કરી. આ સાંભળતાંજ તેમની માતાની આંખમાંથી દડદડ આંસુ પડવા માંડ્યા. તેમના પતિ ફરી તેમની પાસે જઈ બેઠા. વાતજ કરવાની શક્તિ સૌ. જયાકુંવરમાં હતી, પણ કંઈપણ પ્રશ્ન પૂછતાંજ તેમના પતિનું હૃદય ભરાઈ આવતું, અને તેથી તે જોઈએ પોતે દુઃખી થાય એમ ધારી તેમણે એક પણ પ્રશ્ન પૂછ્યો નહિ. કંઈપણ બોલ્યા વગર પ્રિયાનીજ સામું જોતા, તેમ જોતાં પણ મનના અનેક વિચારથી આંખમાં આવતાં પાણી તેમનાથી છુપાવવાને વારંવાર બીજી તરફ ફરતા પોપટનાં મનમાં આ વખતે કંઈક નવો વિચાર આવ્યો. "હું જરા જઇને આવુંછું." એમ કહી તેમણે સૌ. જયાકુંવરની-રજા લીધી. તે તરત પોતાના એક શિક્ષક, એક ભલા દાક્તર પાસે ગયા. એ માયાળુએ પોપટને મોઢેથી સર્વ વાત સાંભળી તરત તેમની સાથે આવ્યા. એક વડિલ જે પ્રેમથી પોતાનાં બાલક તરફ જુવે, તેવાજ સ્નેહથી તેમણે આ

શીલની સ્થિતિ તપાસી, તરત ઓસડ આપ્યું, અને અંતે "તમને સારૂં થઈ જશે, ચિંતા ન કરશો." એમ હિંમત આપી તે ગયા. પોપટે આ રાત્રિ ત્યાંજ ગાળી. વારંવાર વખતે વખત ઓસડ આપવાનું કામ તેમણે પોતાના હાથમાં લીધું. જો આયુષ્ય હોય, જો ઈશ્વરની કૃપા હોય, તો આવી અવસ્થામાંથી પણ કંઈક સારી આશા રાખી શકાય, એમ વિચારી આખી રાત્રિ જાગવાનો તેમણે નિશ્ચય કર્યો નવ વાગા સુધી તે પલંગની પાસેજ એક ખુરશી ઉપર બેઠા. એ પછી સૌ. જયાકુંવરે તેમને કહ્યું, "હવે તમે સુઈ જાઓ, દાક્તરે કહ્યું છે કે મને આરામ થઈ જશે માટે તમે શું કામ ચિંતા કરોછો?" આ સાંભળી અંતઃકરણની જરાપણ ઈચ્છા ન હોવાછતાં ફક્ત તેમનાં મનનેજ સંતોષ આપવાને તે ત્યાંથી ઉઠયા, અને બીજા ઓરડામાં પોતાનું શરીર ઢાળ્યું. વિવિધ વિચારમાં, સંતાપમાં, દુઃખમાં તેમણે એ પછીના ત્રણ કલાક ગાળ્યા. બાર વાગ્યા. બીજી વખત ઓસડ આપવાનો વખત થયો. તે ઉઠયા, ઓસડ લીધું, અને પોતાનાં આ પ્રેમી તરફ ગયા. તેમણે નિદ્રાનો ત્યાગ તો ઘણા દિવસથી કર્યો હતો. પ્રાણપતિને આવતા જોઈ પ્રથમ તો "કોણ છે?" એમ પ્રશ્ન કર્યો પણ જ્યારે "હું છું." એમ જવાબ સાંભળતાંજ પોતાના પ્રાણપતિને ઓળખ્યા, ત્યારે તેમની આંખમાં પાણી ભરાઈ આવ્યાં, "અરેરે આ તમે શું કરોછો?

આટલી રાત્રે પણ હજીસુધી સુતા નથી? હજી પણ મારી ચિંતામાં વખત કહાડોછો? મને ઓસડ શું કરશે? કંઈ ફાયદો નહિ કરે! આમાંથી હું ઉઠીશ એમ તમે ધારોછો? એ સર્વ ખોટી આશા છે. તમે દુઃખી થાઓછો. તમારી તબિયત બગડશે, માંદા પડશો, કૃપા કરીને સુઈ જાઓ, મારી વિનંતી સાંભળો." પતિ તરફ હાથ જોડી રડતાં રડતાં તે આ પ્રમાણે બોલ્યાં. આ સાંભળી પોપટનાં અંતઃકરણમાં અતિશય ખેદ થયો, પણ તે તેમણે દબાવ્યો. "આટલું ઓસડ પીજાઓ, ફરીથી હું નહિ આવું." "અરે પ્રભુ! આ અંતકાળે પણ આની પાસે મારી ચાકરી કરાવેછે? મારૂં શું થશે?" એમ બોલતાં પતિનો આધાર લઈ તેમણે તેમની આજ્ઞા પાળી પાછાં પ્રથમની સ્થિતિમાં બેચ જણ પડયાં.

બીજે દિવસે સૌ. જયાકુંવરને કંઈક ઠીક જણાયું. એ ફેરફારનો લાભ લઈ પોપટે તેમને કહ્યું:-

"મારી એમ ઈચ્છા છે કે તમે આપણે ઘેર આવીને રહો. તેમ કરવાથી હવાનો પણ કંઈક ફેરફાર થશે અને તમારૂં શરીર જલદી સુધરશે."

"શરીર હવે સુધરશે એમ માનવું એ તો ભૂલજ છે. હું ગોંડળથી તમારૂં મોહું જોવા, તમને મળવાજ આવીછું. ત્યાંજ મારૂં મરણ થાત તો મારાં મનની ઈચ્છા મનમાંજ રહેત. હવે હું સંતોષથી બાકીના દિવસ કહાડીશ."

"આ શબ્દ તમારાં જેવાં સમજુનાં મોઢામાં ઘટતા નથી. તમને આજ કાલના કરતાં કંઈક ફાયદો છે, અને જો એમજ ચાલ્યું તો ઈશ્વર સારા દિવસ પણ દેખાડશે. જો બીજું કંઈ ધ્યાનમાં ન આવે તો ફક્ત મારાં મનનાં સમાધાનમાટે મારૂં મન રાજી રાખવા તમે ત્યાં આવો."

"હું આવું. મને આવવાને કંઇપણ હરકત નથી. પણ જ્યારે તમે અહિં પણ આખો દિવસ મારી પાસેજ ગાળો છો, અને કાલે આખી રાત્રિ ઉંઘ વિના કહાડી હતી, ત્યારે હું ત્યાં આવું તો તમે મારી આગળથી ઉઠોજ નહિ. મુરબ્બીનાં દેખતાં એવી રીતે વર્તવું, એ કેવું અવિવેકી ગણાય મારો અંતઃકરણનો વિચાર એટલોજ છે, કે હું વાલકેશ્વર થોડા દિવસ માતાપિતા સાથે જઈશ. એક માણસને મારી ચાકરીમાટે પાસે રાખીશ. છેવટને વખતે સર્વનો ઉપકાર મારી ઉપર ચડેછે. તે મારાથી સહન થઇ શકતું નથી, તેમાં વળી ત્યાં આવી, તમારીપાસે ચાકરી કરાવું, તમને ચિંતારૂપ થાઉં, અને દુઃખી કરૂં, એ સર્વનો બદલો મને શું મળે?"

"અને મારી ઈચ્છા, મારી મરજી મારી આજ્ઞા પ્રમાણે નહિ કરો તેનો બદલો? આટલા દિવસ હું મારા અભ્યાસમાં હતો, તમારી તરફ મારાથી ધ્યાન અપાશે કે નહિ તે વિષે મને નક્કી ન હતું, નહિતો હું પ્રથમથીજ તમને ત્યાં લઈ જાત; પણ હવે જ્યારે મને બીજી કંઈ ચિંતા

નથી, ત્યારે મારાં મનની ઈચ્છા મેં તમને જણાવી. ખુશીથી તમારે વાલકેશ્વર જવા મરજી હોય, તો મારી ના નથી, પણ થોડા દિવસ આપણે ઘેર આવી રહી જાઓ. ત્યાં તમને ઠીક ન લાગે તો પછી વાલકેશ્વર જજો. ”

તમે પરીક્ષામાં સફળ થયા, તેથી હું ઈશ્વરનો ઉપકાર માનુંછું. ગોંડળથી નીકળી ત્યારે મને તો તમારી પાસેજ આવી રહેવાની ખુશી હતી, પણ હું વિઘ્નકર્તા થઈ પડીશ એમ ધારી તે વખતે બોલી નહિ, છતાં તમે તો બધો વખત મારી પાસેજ ગાળ્યો. હમણા ના કહુંછું તેનું કારણ એટલુંજ કે હું અહિં છતાં તમે રાત્રિ-દિવસ મારીપાસે રહોછો. એટલે ત્યાં આવી વળી બીજાં સર્વને ચિંતામાં નાખવામાં શું ફાયદો ? ”

“તેની જરા પણ હરકત નહિ. આજસુધી તમે કોઈનું પણ મન દુખવ્યું નથી, તમે કોઈને પણ ખોટું લાગે તેવું બોલ્યાં નથી; તમને આ સ્થિતિમાં જોઈ સર્વજણ ઉદાસ છે, તમને ઘરમાં જોઈ તે સર્વ ખુશી થશે. આપણા મુરબ્બીને સંતોષ થશે, અને મારા મનની ઈચ્છા પણ પાર પડશે. શરીરને કંઈક પણ ફાયદો થાય તો ત્યાંજ રહેજો, નહિતો પછી તમે કહેશો ત્યાં હું પણ તમારા માતાપિતા સાથે આવીને રહીશ.”

“ઠીક ત્યારે જેમ તમારી ખુશીમાં આવે તેમ કરો. હું આવીશ. ”

આને બીજેજ દિવસે સૌ. જયાકુંવર એક પાલખીમાં પોતાને સાસરે આવ્યાં.

બીજા બે દિવસ ગયા તેટલામાં તેમનાં શરીરને ઠીક ફાયદો જણાયો. એક દિવસે સાંજનાં આશરે સાત વાગે તે પોતાને સ્થાનકે સુતાં હતાં, બારીમાંથી આવતું ચંદ્રમાનું તેજ તેમનાં અર્ધા શરીર ઉપર પડતું હતું. તેમની પાસેજ એક ખુરશી ઉપર તેમના પતિ બેઠા હતા, અને બીજી બાજુ તેમના ઉપકારમાં આવેલ એક સ્નેહી બાઈ તેમને પંખો કરતાં હતાં. તે શાંત હતાં, સાસરે આવ્યા પછી કોઈ દિવસ ઉદાસ થયાં નહોતાં, તેમની તબિયત સુધરતી હોય એમ કંઈક દેખાતું હતું, અને તેથી તેમના સસરા તથા પતિ અને ઘરનાં સર્વ સંબંધીઓને સંતોષ થયો હતો. આ સાંજે લાંબો વખતસુધી પતિ-પ્રિયા, સર્વ વ્યાધિ, સર્વ ચિંતા, અને દુઃખ ભૂલીને વાતમાં પડ્યાં હતાં, અને સૌ. જયાકુંવરને પણ પોતાનાં શરીરવિષે કંઈક ભરોસો આવ્યો હોય એમ દેખાતું હતું. હાસ્યમાં તે બોલ્યાં, " હું તરત સાજી થઈશ. ઘણા દિવસ તમે સર્વને મારી ચિંતા કરવી નહીં પડે, બે ત્રણ દિવસમાં હું ઉઠીશ, અને મારાં ઘરનાં કામમાં ફરીથી આનંદથી પડીશ."

જો સારૂં પરિણામ આવવાનું હોય, તોપણ એ વખત તો છેટો હતો, તે છતાં તેમનાં મોઢામાંથી પડતાં આવાં વચને ત્યાં પાસેજ બેઠેલા તેના પતિના મનમાં કંઈક

ધીરજ તથા આનંદ ઉત્પન્ન કીધો, પણ એ આનંદનું પરિણામ ઉલટુંજ આવ્યું. આવી આશાએ ખરેખર મનમાં દ્રઢતા કરી હોય અને તેથી કદાચ થયેલા અતિશય આનંદથી, અંતઃકરણના કંઈક વિચાર હોય અને બહાર કદાચ સર્વને ખુશી કરવા જણાવેલા આવા વિચારે મનમાં કરેલાં દુઃખથી, અથવા એજ વખતે કંઈ બીજા ભયંકર વ્યાધિએ એ શરીરમાં પોતાનું સ્થાનક કર્યું હોય તેથી તેજ વખતે ત્યાંજ એ સહનશીલને મૂર્છા આવી, આંખ ખેંચવા માંડી, હાથ પગ તણાવા માંડ્યા, એક પણ પ્રશ્નનો ઉત્તર તેમનાં મોઢામાંથી નીકળ્યો નહિ, અને આજ વખતે અતિશય દુઃખકારક વખત નજીકજ દેખાયો. પતિએ ગુલાબજળ તેમનાં મોઢા ઉપર છાંટ્યું. અને તેમની પાસે બેઠેલ બાઇએ વાળાના પંખાથી પવન કરવા માંડયો. આ પછી થોડે વખતે તેમણે ઉંચી ચડાવી ગયેલી આંખ પાછી બંધ કીધી, તથા કેટલીક વાર ગાઢ નિદ્રામાં હોય તેમ પડી રહ્યાં. અંતે તેમણે આંખ ઉઘાડી, પતિતરફ નજર કરી, એ પ્રેમમય નજરને પતિએ તેવીજ રીતે ઉત્તર આપ્યો, અને પૂછ્યું—

"તમને શું જણાય છે? કેમ છે?"

"ઠીક છે. મને કંઈ જણાતું નથી. ફક્ત મારૂં મન જરા ગભરાતું હોય એમ મને લાગેછે તે થોડા વખતમાં સારૂં થઈ જશે."

પતિના હાથમાંથી ઓસડ લઈ પીધું, તેટલામાં તેમને જોવાને તેજ ભલા દાક્તર આવ્યા. ત્યાં આવતાંજ તેમણે પોતાનાં આ દરદીની, પોતાનાં બાલકની પ્રથમ ખબર પૂછી, પછી તે તેમની પાસે ગયા, સ્થિતિ જોઈ, "તમને સારૂં થશે." એમ હિંમત આપી અને સર્વની રજા લઈ ગયા.

સૌ. જયાકુંવરને આ પ્રમાણે મૂર્છા આવ્યા પછી તેમનું શરીર પાછું દિવસે દિવસે ઘસાવા માંડયું. આજ સુધી એ સહનશીલ પથારીમાંથી ઉઠી શકતાં, બેશી શકતાં અને માણસનો હાથ ઝાલી ફરી શકતાં, પણ હવે એ સર્વે ક્રિયા બંધ થઇ. દુર્બળતા અતિશય વધી ગઈ અને સ્વાધિનપણું સાવ જતું રહ્યું. એક દિવસ આ અવસ્થામાં સાસરે રહી બીજેજ દિવસે તેમણે પોતાના પતિને કહ્યું:—

"હવે મારૂં શરીર એટલું બધું નબળું થયું છે કે મારાથી ઉઠીને બેશી પણ શકાતું નથી. હજી કેવો વખત આવશે અને આ શરીર કેટલેસુધી પરતંત્ર થશે તે કહેવાઈ શકાતું નથી. તમારી ઈચ્છા પ્રમાણે હું આહિં આવીછું, હવે–"

તેમનું અંતઃકરણ ગભરાયું અને આંખ આંસુથી ભરાઈ ગઇ.

પતિએ રખાઈ શકાય તેટલી ધીરજ રાખી તેમની પાસે બેશી તેમનાં આંસુ લૂતાં કહ્યું, "ગભરાઓ નહિ. ધીરજ રાખો. તમારા વિચાર હું જાણુંછું. શું ત્યારે એમજ તમારી ખુશી છે?"

"બસ એટલુંજ. હવે આ સર્વ મુરબ્બીઓ પાસે મારી ચાકરી કરાવું એ કેમ બને! આ અંતકાળે મારાં મનનું સમાધાન પછી કેમ થાય! મને માફ કરજો. આ ઘર મુકીને જવાની મારી જરાપણ ઈચ્છા નથી, પણ——"

બોલતાં તેમનો શ્વાસ ભરાઇ આવ્યો, તેમની આંખમાં પાછાં આંસુ આવ્યાં, પણ પાસે બેઠેલ પતિએ તે પાછાં લૂચાં.

"પણ હજી મારે કોણજાણે કેટલા દિવસ કાહાડવા હશે. કદાચ આવીજ અથવા એથી પણ વધારે પરાધીન સ્થિતિમાં માસ બે માસ નીકળી જાય."

પતિની આંખમાંથી આંસુ નીકળી તેમના ખોળામાં પડેલા સૌ. જયાકુંવરના હાથ ઉપર પડયું.

"નાથ! તમે દુઃખી ન થાઓ. રડો નહિ. સંસારમાં એમજ ચાલ્યું જાયછે. કોઈ અમર રહ્યું નથી. સાસરાંને ઘેર મરવું, પતિની પાસે મરવું, એ જેવું સ્ત્રીને બીજું ભાગ્ય શું છે? જો હું આમ પરાધીન થઈ પડી ન હત, તો આ ઘર મુકવાનો વિચાર પણ કરત નહિ; પણ ઈશ્વરે આવો વખત આપ્યો, અને તેથીજ હું હવે મારો પ્રથમનો વિચાર પાર પાડવા તમને વિનવુંછું."

નિશ્વાસ મુકતાં પોપટે કહ્યું "ઠીક જેમ તમારી ખુશી."

તેજ દિવસે સાંજે તેમને વાલકેશ્વર લઇ જવા તેમનાં માતાપિતા, પતિ તથા સસરાએ તૈયારી કરી. પાલખીમાં

બેસાડવા એક ખુરશીમાં સુવારી તેમને નીચે ઉતાર્યાં. પતિ પાસેજ હતા, તેમની તરફ જોઈ તે બોલ્યાં, " હું આ ઘર મુકુંછું, પાછું મારે અહિં આવવું હોય એમ મારૂં અંતઃકરણ કહેતું નથી. " આમ બોલતાંજ તેમની આંખમાંથી દડદડ આંસુ પડવા માંડયાં.

પતિએ કહ્યું, " ધીરજ રાખો, દુઃખી ન થાઓ."

તેમને પાલખીમાં સુવારવામાં આવ્યાં. તે ઉપડે તે પહેલા ઘરનાં સર્વ માણસો, પાડીશીઓ, સ્નેહીસંબંધીઓનો સ્ત્રીવર્ગ આ સુશીલને મળવા, ઘરમાંથી કદાચ હવે હમેશમાટે જતી આ સહનશીલ વહુની ખબર પૂછવા, કોઈ દિવસ પણ કોઈનું અંતઃકરણ જેણે દુઃખવ્યું નહોતું એવી નમ્ર વહુનું છેવટનું મોઢું જોઈ લેવા તેમની આસપાસ ભરાયો.

વૃદ્ધ સ્ત્રીઓએ તેમને આશીર્વાદ આપ્યો, "ઈશ્વર તને સારૂં કરશે, તારા પતિ તથા વૃદ્ધ સસરા સામું જોઈ તને સુખ કરશે. બેન ! મુંઝાઈશ નહિ. ગભરાઇશ નહિ."

આ સુશીલે તે સર્વને જવાબ આપ્યો. " ઈશ્વર તમારાં વચન સાચાં પાડે."

સમાન વયનો સ્ત્રીવર્ગ પાસે આવતાં તેમાંથી કેટલાંક જણે કહ્યું, " જયાબેન ! કંઇ કહોછો ? "

" હા બેન ! ખુશીમાં રહેજો, વખત મળે ત્યારે મને મળી જજો. આપણે સરખે સરખાં છઈએ, હસતાં રમતાં

કંઈ બોલ્યાં હશું તે મનમાં લાવશો નહિ. ઈશ્વર સારૂં કરશે તો પાછાં હંમેશ મળવુંજ છે, નહિ તો જેવા પ્રારબ્ધ" બોલતાં બોલતાં તે ગભરાયાં અને થોડો વખત મૂર્છાવસ્થામાં પડયાં.

તેમનાં જેઠાણી પાણી લાવ્યાં, મોઢા ઉપર પાણી છાંટયું, પાસે ઉભેલાં એક જણે પંખો કર્યો, અને તે શુદ્ધિમાં આવ્યાં.

પાલખી ઉપડી. "હું સર્વની રજા લઉંછું." એમ સ્ત્રીવર્ગ તરફ જોઈ તે બોલ્યાં, અને તરત પાલખી દરવાજા બહાર નીકળી.

માતાપિતા, પતિ, વડિલ સસરા, જેઠ વિગેરે બીજાં કેટલાંક માણસો સાથે તે વાલકેશ્વર આવ્યાં. અહિ તેમની ઈચ્છા પ્રમાણે તેમની પાસે તેમની વારફેર માટે ફક્ત એકજ માણસ રાખી માતાપિતા તથા પતિ શિવાય સર્વ જણ પાછાં ગયાં.

રસ્તાના થાકથી થોડીવાર તે સુતાં. જરા સ્વસ્થ થયાં. પછી તેમણે પોતાના પતિને પાસે બોલાવ્યા, અને કહ્યું,–

"મારાં મનમાં જે જે વાત આવી છે, તે સર્વ હું કહી ચુકીછું. માત્ર મારાં બેય સખી વિષે મનમાં જરા ધોખો રહી જાયછે. મારી આ સ્થિતિ થઈ, બાનું વૃત્તાંત લખવું મેં વારંવાર મુલતવી રાખ્યું, હવે હું કેમ લખી શકીશ? મારૂં એટલું કામ—"

"હું કરીશ. તમારી મરજી પ્રમાણે લખી તમારી એ ચિંતા હું દૂર કરીશ. બોલો. બીજાંને માટે શું કહોછો?"

નિશ્વાસ મુકતાં તેમણે કહ્યું, "શું કહું, પોરબંદરમાં રત્નના મરણને દિવસે પરસ્પર આપેલાં વચનની વાત મેં તમારી આગળ કરી છે, પણ તે પ્રમાણે બનવું મને સંભવિત લાગતું નથી. વળી એ દુઃખીને આ દુઃખ દેખાડી વધારે દુઃખી કરવાં, એવી મારી ઇચ્છા પણ નથી. એ વિષેનું તો હું મારા મનમાંજ સમાધાન કરૂંછું. ઈશ્વર એની સંભાળ રાખશે!"

તેમની આંખમાં પાણી આવ્યાં.

પતિએ કહ્યું "એ સર્વ ચિંતા દૂર કરો, તમારૂં અંતઃકરણ એથી દુઃખી થાયછે, માટે—"

"નહિ નાથ! મારાથી એ કેમ ભૂલાય? એના કરેલા ઉપકાર યાદ આવેછે. એણે મારે સારૂ ઘણું કર્યું છે, મારાથી કંઈ નથી થયું. ઈશ્વર! જેવી તારી મરજી."

આમ બોલતાં એક નિશ્વાસ નાખી તે શાંત થયાં, શાંત થતાંજ પતિએ આ પ્રસંગ બદલાવી નાખ્યો. તેમનું અંતઃકરણ બીજી બાબતમાં નાખ્યું, અને એ પ્રમાણે દૃઢ પ્રેમથી બંધાયેલ આ દંપતિએ આવે વખતે પણ પરસ્પરના સહવાસમાં સુખ માની લીધું.

આ ઠેકાણે આ સ્થિતિમાં કેટલાક દિવસ એમને એમ નીકળ્યા. તેમનું મન અહિં આવ્યા પછી શાંત હતું, પણ

તે તેમની શારીરિક સ્થિતિના કંઈપણ સુધારાનું પરિણામ ન હતું. એતો દિવસે દિવસે બગડતીજ હતી; પણ મનની વ્યાકુળતા, મારાં મુરબ્બીઓને મારી ચાકરી કરવી પડેછે, અને તેથી હું આ અંતકાળે અપરાધમાં પડુંછું એવી ચિત્તની ચિંતા તેમનાં મનમાંથી દૂર થઇ હતી, તેથીજ તે શાંત દેખાતાં હતાં. "જગતમાં કેટલું જીવવું છે, માટે જેમ બને તેમ ભલાઈ લેવી" એ તેમનાં મોઢામાંથી તેમની સ્વસ્થ સ્થિતિ વખતે બોલાતા શબ્દો આજ આમ ખરા પડતા હતા. કેમ જાણે પ્રથમથીજ કંઈ પ્રેરણા થઈ હોય, તેમ મોત નજીકજ છે એમ તેમનાં હૃદયમાં નિશ્ચય થયો હતો, અને જેમ જેમ તે પાસે આવતું હતું, તેમ તેમ સંસાર સાથેનો પોતાનો સંબંધ તે ધીરે ધીરે તજતાં હતાં. આજ એક, કાલ બીજું, એમ તે એક એક પોતાનાં અંતઃકરણનું, પોતાનું પ્રિય કંઈકપણ છોડતાં હતાં, અને જેમ હમણાંજ વાત કરી તેમ તેમણે સખી વિષેના વિચાર વગર બીજા સર્વ વિચાર અંતઃકરણમાંથી કહાડી નાખ્યા હતા. સાસરેથી નીકળતી વખતે એ ઘરની, પોતાનાં સર્વ સંબંધીઓની રજા તો તેમણે ત્યાંથીજ લઈ લીધી હતી, તોપણ એ સર્વને પોતાને મળવાનું સૂચવ્યું હતું, તે માત્ર તેમનાં મનમાં સંતોષ રહેવા માટેજ. સખી વિષેની ચિંતાનો આજેજ રાત્રે તેમણે પોતાનું અંતઃકરણ પતિ આગળ ખુલ્લું કરી ત્યાગ કીધો હતો. હવે ફક્ત તેમની

આ અવસ્થા જોઇ દુ:ખી થતાં તેમનાં માબાપ, પોતાનાં બાલકને આવાં દુ:ખમાં જોઈ આંખમાંથી પાણી પાડતા તથા તેમને વિષે અને પોતાનાં ઘરની સ્થિતિ વિષે અતિશય ચિંતા કરતા વૃદ્ધ સસરા, અને અપ્રતીમ પ્રેમથી નિરંતર બંધાયેલ દુ:ખ જોઈ દુ:ખી થતા, સુખ જોઈ સુખ પામતા, આ અસહ્ય પીડામાં જોઈ વારંવાર કલ્પાંત કરતા અંત:કરણના આધારરૂપ પ્રિય પ્રાણનાથ, એ ત્રણજ જણ વિષેના વિચારે તેમનાં મનમાં ઘર કર્યું હતું.

પતિએ પ્રિયાના સંતોષ માટે તેમનાં સખીનું વૃત્તાંત લખવા માંડયુ, પણ તે લખતી વખતે તેમનાં અંત:કરણની શું સ્થિતિ હતી? "આજ શું છે, કાલ શું બનશે, રાત્રિ કેવી જશે, ફરીથી ઉગતો સૂર્ય એ સુશીલ જોઈ શકશે કે નહિ, અરે મેં કેટલું સુખ ભોગવ્યું! શું મારૂં પુણ્ય પુરૂં થયું, પાપના પરિણામ ભોગવવાનોજ હવે વખત આવ્યો? ઈશ્વર એને જીવતી નહિ રાખે?" આ વિચાર અંત:કરણમાં વારંવાર ઉભરાઈ આવતાં, આંખમાં સ્પષ્ટ દેખાતાં તે દરેક વખતે દબાવી મન શાંત રાખવાની બનતી મહેનત કરી તેમણે તે લખ્યું. લખ્યું પણ ટુંકમાંજ લખ્યું. વધારે તેમનાથી બની શક્યું નહિ. લખેલું પ્રિયાને દેખાડયું. તે જોઈ સંતોષ પામ્યાં, અને કહ્યું, "હું એ વિષે હવે નિશ્ચિંત થઇ. તૈયાર થયે એમનાં તથા મારાં સર્વ સખીને એ આપજો."

માતાપિતા, વૃદ્ધ સસરા તથા પ્રિયપતિ એ વગર સંસારનાં સર્વ સંબંધનો તેમણે આ પ્રમાણે ત્યાગ કર્યો. અંતઃકરણને ખેંચનાર સાંસારિક સર્વ સુખદુઃખમાંથી તેમણે પોતાનું મન કહાડી નાખ્યું. તે હવે તો અતિશય શાંત થયાં. ગમે તેવી પીડા હોવા છતાં " દેહને દુઃખ છે હું સુખી છું " એમ માની તેમણે મોઢામાંથી દુઃખદર્શક એકપણ શબ્દ કહાડયો નહિ, અને આ પ્રમાણે માતાપિતા તથા પતિને આ વખતે પણ નિશ્ચિંત રાખ્યાં. આમ બીજા દશ દિવસ નીકળી ગયા.

એક દિવસે રાત્રિના દશ વાગે તે હુંમેશનીજ અવસ્થામાં સુતાં હતાં. શરીર સ્વસ્થ ન છતાં તેમનું મન સ્વસ્થ હતું. પતિ વારંવાર પાસે આવતા, બહાર જતા અને " કેમ છે? " એમ પુછતા હતા. આ વખતે તેમણે તેમને થોડીવાર પોતાની પાસે બેસવા સૂચવ્યું. નખાઈ ગયેલ શરીરમાં પડખું પણ ફેરવવાની શક્તિ હતી નહિ. બોલતાં પણ તેમનો શ્વાસ ભરાઈ આવતો હતો. શારીરિક પીડા મોઢા ઉપર સ્પષ્ટ જણાતી હતી, અને હવે તો હાડપિંજર વગર શરીરમાં કંઈપણ નજર આવતું નહોતું. ધીરેથી તેમણે ઉઠવાની તજવીજ કરવા માંડી, પણ પાસેજ બેઠેલ પતિએ તેમ ન કરવા વિનંતી કરી. પતિ સામું જોઈ થોડી વારે તે શાંત રહ્યાં. પોતાનો હાથ લાંબો કરી પતિના ખોળામાં મુક્યો. પતિએ તે લીધો, પ્રેમથી ભરાઈ

આવેલ હૃદયે તે દાબ્યો, અને હેતથી તે હાથ ઉપર ચુંબન કર્યું. "નહિ નાથ! હવે હું એને યોગ્ય રહી નથી." એમ બોલી તેમણે પોતાનો હાથ પાછો ખેંચ્યો. આજસુધી જીવની પેઠે જાળવી રાખેલ પોતાના પ્રાણનાથની છબી તેમણે સંભાળથી ગળામાંથી કહાડી, પતિના હાથમાં મુકી અને કહ્યું, "આ સાચવો. હમણાં મારાથી એ પહેરી શકાય તેમ નથી."

સર્વ અલંકારનો તે તેમણે ઘણા દિવસ થયા ત્યાગ કર્યો હતો. ફક્ત આ છબીજ આ વખત સુધી સંભાળથી પોતાનાં અંતઃકરણ ઉપર તેમણે જાળવી રાખી હતી. હવે તેમનાં હૃદયે તેનો પણ ત્યાગ કરવાનું તેમને સૂચવ્યું. "હું અચાનક મરીશ અને તે વખતે મારા પ્રાણનાથની છબી એમજ દેહ ઉપર રહી જશે તો?" એવા કદાચ વિચારથી, અથવા "જ્યારે મરણજ પાસે આવ્યું છે, સાંસારિક પ્રપંચ, ચિંતા, દુઃખ એ સર્વમાંથી હંમેશમાટે અંતઃકરણ કહાડી નાખ્યું છે, ત્યારે એ અવસરની, સંસારમાંથી ચાલી નીકળવાના એ કાળની થોડોજ વખત અગાઉ મારાં મનને સાવ વિરક્ત કરૂં તો શું હરકત!" એવા કદાચ વિચારથી તેમણે પોતાનાં શરીર ઉપર, હૃદય પાસેજ રાખેલ આ પ્રાણનો ત્યાગ કર્યો. તે સાથે સંસારના સર્વ નિકટના સંબંધમાંથી પણ પોતાનું મન કહાડી નાખ્યું, અને તે પછી તેમણે પોતાના પતિને કહ્યું, "મારી

એમ ઈચ્છા છે કે આજ સવારના તમે અહિંજ છો માટે ઘેર જાઓ. અહિં રોકાવાથી વડિલ સસરાનાં મનમાં મારી શારીરિક સ્થિતિવિષે વધારે ચિંતા થશે. તમે ત્યાં જાઓ, અને કાલે સાંજના મારી પાસે આવજો. હું ખુશી છું, મારી ચિંતા કોઈ કરે નહિ એમ સર્વને કહેજો."

પતિ થોડી વારતો અહિં સ્તબ્ધ રહ્યા, પણ પછી કેમ જાણે નીકળવાનું મન ન છતાં અંતઃકરણ આ ઈચ્છાને આધીન થવા સૂચવતું હોય તેમ પ્રિયાની રજા લઈ તે ત્યાંથી નીકળ્યા. દશ વાગી ગયા હતા. રસ્તાઉપર કોઈપણ માણસ હતું નહિ. હારબંધ પ્રગટેલાં ફાનસનું અજવાળું દૂરના અંધકારમાં મળી જતું હતું. પાસેજ સમુદ્રના નાના નાના મોજાં એક પછી એક થોડી થોડી વારે એક બીજામાં અથડાઈ, કેમ જાણે કોઈ નિશ્વાસ મુકતું હોય, કોઈ રડતું હોય, તેવો ભાસ આપતા હતા. આ વખતે પોપટ દરવાજામાંથી બહાર નીકળ્યા, અને આગળ ચાલવા માંડયા. તેમનું મન સ્થિર હતું નહિ, અનેક વિચારમાં તે મુંઝાતું હતું. "શું રસ્તો લેવો, આ વખત શું કર્તવ્ય છે? હું શું કામ અહિંથી જાઉંછું? એની પાસેજ રહું." એમ વિચાર કરતાંજ તેમણે પોતાનાં પગલાં સ્થિર કર્યાં, પાછા ફર્યા, પણ તેટલામાં એમ કરવાથી પ્રિયા ઉદાસ થશે તેમ જાણી તે આગળ ચાલ્યા. ચાલતાંજ એકાએક તે સ્તબ્ધ થયા. દૂર આકાશમાં ચડતા ધુવાડા તથા અગ્નિના

ભડકા તેમને દેખાયા, વિચાર કરતાં ત્યાં સ્મશાન છે એમ તેમને યાદ આવ્યું, અને નિશ્વાસ નાખતાં " સર્વની અંતે આ દશા !" એમ બોલી તે ધીરે ધીરે આગળ ચાલ્યા.

તે ચાલ્યા, પણ અંતઃકરણ વિચારમાં મગ્ન થતાં ચાલવાની ક્રિયા બંધ પડવા માંડી, વારંવાર ઉભા રેહેતા, પાછળ નજર કરતા, પ્રિયાને મુકી આવેલ ઘરમાં બળતા દીવા તરફ દર વખતે જોતા જોઈનેજ નિશ્વાસ મુકતા તેમણે હૃદયને હવે સ્વતંત્રતા આપી. "અરેરે! ત્યાં એ મારાં સુખનું સાધન પડેલું છે. ઈશ્વરે તેની કેવી દશા કરી! શું હવે તે નહિ ઉઠે? મારા દિવસ કેમ જશે! હું હવે કેવો વખત જોઈશ! અરે પ્રભુ એક બીજાં દશ વર્ષ, દશ વર્ષ એમને એમ એને જીવાડીને કહાડ. અરે એવીજ રીતે ખાટલામાં કહાડ. હું એની સંભાળ રાખીશ. એણે મારી ચાકરી કરીછે, એણે મને સંતોષ આપ્યોછે, સુખ આપ્યુંછે, ભવિષ્યની સ્થિતિની સર્વ સારી આશા મેં એની નમ્રતા, એના વિવેક, વિનય તથા સદાચાર ઉપર બાંધી છે. એ જતાં એ સર્વ આશા ધૂળ મળશે. હું સંસારમાં એકલો થઈ પડીશ. મારા હાથથી સુખ ભોગવવાનો વખત એને નહિ મળે. પરતંત્રતામાં આટલા દિવસ કહાડ્યા. માત્ર બે વર્ષ હવે મને બાકી રહ્યાં, પણ સ્વતંત્રતાનો વખત આવતાં તો એ જાયછે. જાયછે, અને એનું મોઢું પણ જોવાની પછી આશા ક્યાંથી! મારાં મનનું મનમાંજ રહેછે.

એને સુખી કરવાની ધારી રાખેલી સર્વ ધારણા ધૂળ મળેછે. એનો ધર્મ સંતોષકારક રીતે બજાવી એ જાયછે, અને પછી મારી શું સ્થિતિ! શું ત્યારે ખરેખર મારે સર્વ આશા મુકવી? હજી પણ પરમદયાળુ——"

કોઈ રડતું હોય એવો ભાસ તેમને થયો. "શું આ વખત આવ્યો?" એમ બોલતાં તે સ્થિર થયા, પાછળ જોયું, ધબકતી છાતીએ એ ઘર તરફ નજર કરી, પણ તરતજ સર્વ શાંત થયું. "શું મારાં પ્રારબ્ધ આજથી ઉંધાંજ? જ્યાંસુધી જીવનની દોરી ત્રુટી નથી ત્યાંસુધી કેમ કહેવાય! ઈશ્વરનાં ઘરમાં કંઈ પણ કઠણ નથી. કદાચ આ અવસ્થા સુધરે, ભાગ્ય એવું બળવાન હોય, જતું સુખ પાછું હાથમાં આવે." થોડી વાર મન શાંત થઈ ગયું. તેમણે પાછું મોઢું ફેરવ્યું, તેજ ઘર તરફ જોયું, પણ હવે તે દેખાતું બંધ થઈ ગયું હતું.

"અરેરે! મારાં મનની સર્વ આશા મને ખોટી લાગેછે. શું આ સ્થિતિમાંથી એ ઉઠી શકે? જો એમજ બનવું હોય તો આવો વખત કેમ આવે? સાંસારિક સુખ સર્વ નાશ પામ્યું. અરે પ્રભુ? આ મારા કયા અપરાધની શિક્ષા?"

મોઢામાંથી ડુસકાં સંભળાવા માંડયાં, આંખમાંથી આંસુ દડદડ પડવા માંડયાં, અને તેમનું શરીર શિથિલ થઈ ગયું. પાસે એક પથ્થરના બાંક ઉપર તે બેઠા, અને જેટલો બની શકે તેટલો હૈયાનો ભાર ત્યાં એ વખતે આવી

દુ:ખદાયક સ્થિતિમાં ઓછો કર્યો. કંઈક શાંત થતાં તે ઉઠયા, અને ઘર તરફનો રસ્તો લીધો.

સૌ. જયાકુંવર, એ સુશીલ નમ્ર રત્ન ખરેખર હવે સંસારમાં થોડા વખત માટેજ હતાં. જગત્ જંજાળ સાથેનો તેમનો સંબંધ દિવસોનો મટી કલાકોનો થયો હતો. આ કદાચ એ પોતે અંત:કરણમાં જાણતાં હતાં, પરંતુ બીજાં કોઇને પણ એવિષેની ખબર ન પડી. અંતકાળનું કંઈપણ દુ:ખ, અંતકાળની કંઈપણ અસહ્ય પીડા, અને એ દુ:ખદાયક વખતની કંઈપણ વ્યાકુળતા તેમનામાં જોવામાં આવતી નહોતી. તે શાંત હતાં, નિરંતર જેવાંજ શાંત હતાં, અને ધીરે ધીરે જે જે અશુભ સૂચક ચિન્હ તેમનાં શરીરમાં શરૂ થતાં હતાં, તે વગર પાસે આવતા વિકાળ કાળને જાણવાને બીજું કંઈપણ સાધન હતું નહિ. સવારથી તેમને વિષેની ચિંતાએ તેમનાં નિકટનાં સંબંધીઓનાં મનમાં ચિંતા ઉત્પન્ન કરી હતી, અને બપોર થતાં આ ચિંતાએ અતિશય વધારો કર્યો હતો. પોપટ આવ્યા, પોતાનાં આ પ્રિયને મળ્યા, પણ રાત્રિની સ્થિતિ અને હમણાની સ્થિતીમાં અતિશય ફેરફાર તેમણે જોયો. ખરેખર તેમનાથી તે સહન થયું નહિ. તે પથારી પાસે બેઠા, તેમની નાડ જોઈ, "કેમ છો?" એમ પ્રશ્ન પૂછયું, પણ "ઠીક છે." એટલોજ ઉત્તર એમની તરફથી મળી શકયો. આ વખતે, આ છેવટને વખતે પણ "મારૂં દુ:ખ સાંભળી એ

દુ:ખી થશે." એવા કદાચ વિચારથી એ સહનશીલ રત્ને આ પ્રમાણે જવાબ આપ્યો. પોપટથી બીજાં પ્રશ્ન તો થઈ શક્યાંજ નહિ. "ઠીક છે." એ ઉત્તર આવી સ્થિતિમાં પણ સાંભળતાં આજસુધીનું તેમનું નમ્રપણું, આજસુધીની તેમની મુરબ્બી તથા પતિ માટેની ચિંતા હજીસુધી આવી વખતે પણ ટકી રહીછે, એમ અંતઃકરણમાં આવતાં તેમનું હૈયું ભરાઈ આવ્યું, તે હાથ રહ્યું નહિ, અને તેથી તે આ પ્રેમી પાસેથી ઉઠી બહાર ગયા. અને આ સ્થિતિમાં રાત્રિ પડી. ખબર પડતાં સર્વ સ્નેહી સંબંધીઓ એક પછી એક આવી, એ સુશીલની ખબર પુછી, તેમની ઈચ્છાને અનુકુલ રહેવા ત્યાંથી પાછાં ગયાં.

આ પછીના ચાર કલાક અનહદ ખેદ, દુ:ખ તથા વ્યાકુળતામાં ગયા. આઠ, નવ અને દશ એમને એમ આજ સ્થિતિમાં વાગ્યા. પતિ, માતાપિતા, અને વડિલ સસરાને આ વખત અતિ સંતાપકારક થઈ પડયો. તેજ ભલા દાક્તર, પોપટના શિક્ષક પણ આ વખતે ત્યાંજ બેશી એ સુશીલની સંભાળ રાખતા હતા. સર્વ ખેદમય, દુ:ખમય, સંતાપમય દેખાતું હતું. હવે શું થશે, થોડાવખતમાં શું બનશે, એ વિષેની ચિંતા આ ચારેયને દુ:ખી કરતી હતી. તે પોતે શાંત હતાં. "મને કંઇ દુ:ખ નથી." એમ આ વખતે પણ તેમના મોઢાંમાંથી નીકળતું હતું, પણ તેમની થયેલી અસાધ્ય સ્થિતિ હવે સર્વ ભય અને ચિંતા

સાચી પાડવાને આગળ પડતી હતી. અગિયાર વાગ્યા. આ વખતે સૌ. જયાકુંવરે એક પુત્રને જન્મ આપ્યો. જન્મ થતાંજ જીવનનાં થોડાં ચિન્હ બતાવી તે મરણ પામ્યો. સૌ. જયાકુંવર થોડો વખત બેશુદ્ધ રહ્યાં. સાંઝ આવતાંજ તેમનાં માતાએ પૂછયું, "બેન કેમ છે? જેનો "મને ઠીક છે." એમ જવાબ મળ્યો. શરીર ધીરે ધીરે કાળને આધીન થતું હતું, તે છતાં તેમનાં મોઢામાંથી નીકળેલા આ શબ્દે તેમના પતિને કંઈક હિંમત આપી. "અરે આ સ્થિતિમાંથી પણ કદાચ તે ઉઠે." એમ અંતઃકરણમાં આણી તેમણે એ વખતને યોગ્ય સર્વ ઉપચાર કરવા માંડયા. ઓસડ, દુધ વિગેરે કંઈ સારી આશાએ પાવા માંડયા. અર્ધ મૂર્છાવસ્થા અને અર્ધ જાગ્રત અવસ્થામાં તેમણે એ સર્વ પીધું. પણ હવે આયુષ્યની દોરીનો વળગી રહેલો ભાગ ત્રુટયો, હવે સૃષ્ટિ સાથેનો તેનો સંબંધ પુરો થયો, હવે માતાપિતાને તેમના આ પ્રિયબાલકને ખોવાનો વખત આવી પુગ્યો, વૃદ્ધ વડિલ સસરાને આ સદ્ગુણી નમ્ર વહુ સાથેનો સંબંધ પૂરો થયો, અને તેના પ્રિયપતિ, પાસેજ બેઠેલ દુઃખી થતા રડતા પોપટને પોતાનાં આ વહાલાંનો વિયોગ નજરે દેખાયો. દુધનો એક ચમચો ભરી તેમણે તે તેમનાં મોઢાં આગળ ધર્યો. હોઠને અડતાંજ તેમણે આંખ ઉઘાડી. પતિ તરફ જોયું. "**નહિ નાથ! હમણાં નહિ.**" એમ કહી તેમણે તે પાછી બંધ કરી. પતિ-

તરફની એ નજર છેવટનીજ થઈ. પ્રિયપ્રાણનાં અંતકાળે દર્શન કરી તેમણે તે બંધ કરી, અને સદાને માટે તે બંધજ રહી, બંધ કરતાં તે બોલ્યાં "મને થોડું પાણી આપો." ધ્રુજતા હાથે, આંખમાંથી પડતાં દડદડ આંસુ સાથે તે લઇ તેમણે એ અનુપમ રત્નના મોઢાં આગળ ધર્યું. મોઢું ઉઘડતાંજ અંદર નાંખ્યું, ગળે ઉતર્યું, પણ તેજ વખતે, હાય ! હાય ! તેજ પળે તેમનું માથું પાછળ ખેંચાયું, આંખો ઉંચી ચડી ગઈ, અને શ્વાસ બંધ થવા માંડયો, "હરિ હરિ આ શું?" એમ બોલતાં તેમના પતિએ તે પોતાના ખોળામાં લીધું, ઉંચી ચડાવી ગયેલ આંખ હાથે કરી બંધ કરવા માંડી, મોઢા ઉપર ગુલાબજળ, ગંગાજળ છાંટયું, પણ નિરંતરની મૂર્છાની દુઃખદ ગતિ આગળજ ચાલી, અને પ્રાણપતિના ખોળામાં, અંતઃકાળના બે ત્રણ શ્વાસ લઈ, વૃદ્ધ સસરા તથા માતાપિતાની પાસેજ, જગત્‌ને જંજાળરૂપ ગણી, સંસાર સાગરને દુઃખરૂપ દેખી, સૃષ્ટિક્રમણને પ્રયોજન રહિત જાણી, એ સર્વથી વિરક્ત થઈ, તે આ પ્રમાણે હંમેશમાટે ચાલી નીકળ્યાં.

સુશીલ સદ્‌ગુણી સૌ. જયાકુંવરે આ પ્રમાણે સંસારનો ત્યાગ કર્યો. માતાપિતાનું વહાલ, વૃદ્ધ વડિલની સંભાળ, તથા પ્રિયપતિનો પ્રેમ, કોઈપણ તેમના ઉડી જતા જીવને એક પળ પણ રોકી શક્યું નહિ. આવાં નમ્ર, નીતિવાન જયાકુંવરે કાળને આધીન થતાં પોતાની એ અવસ્થા અંતઃ-

કરણમાં સમજી, સૃષ્ટિના કોઈ પણ મોહમાંથી પોતાનું મન પ્રથમથીજ કહાડી નાખી, હરેની અનુપમ અવિચળ ગતિમાટે આ ક્ષણભંગુર, દુઃખદ, નિઃસાર સંસારને છોડી દીધો.

બાળપણું માતાપિતાના અનહદ પ્રેમમાં ગાળ્યું. તેમાં દરેક રીતે એ બેયને સંતોષ આપી માતાપિતાને એક સદ્ગુણી, નમ્ર, વિવેકી બાળકથી મળતું સર્વ સુખ તેમણે દેખાડ્યું. અતિ આનંદથી, અતિશય પ્રેમથી અને વારંવાર મનમાં રટણ થતા પ્રેમીને પોતાનાં અંતઃકરણના વિચાર જણાવી, સંસારના સાથ માટે શોધી લીધા. તે સુખ દુઃખથી ભરેલા સાગરમાં પડતાંજ આ પ્રમાણે થયેલ પતિની અનુપમ સેવા કરી તેમને સંતોષ આપ્યો, સુખી કર્યા અને શરીર અને પ્રાણનો સંબંધ હોવાસુધી પોતા તરફની કંઈ પણ વ્યાકુલતા માટે સાધન આપ્યું નહિ. પતિના સહવાસમાં મોઢામાંથી ઉંચે સ્વરે એક પણ વાકય બોલ્યાં નહિ, તે દુઃખી થાય એવું એક પણ કર્ત્તવ્ય તેમનાથી થયું નહિ, નાનાં, મોટાં, મુરબ્બી, સર્વને સંતોષ થાય તેવું નિરંતર પોતાનું આચરણ રાખ્યું, અને આ પ્રમાણે સર્વ વખતે આખા જીવિતમાં કોઈને પણ અસંતોષનું મૂળ થયાં નહિ. પોતાનાં ઘર વિષેની ચિંતા તેમના મનમાં નિરંતર એમને એમ અચળ રહી, અને **"મારા પતિ, મારા પવિત્ર સસરા, તથા મારાં સર્વ સંબંધી કેવી રીતે સુખી થશે તથા સંતોષ પામશે."** એ વિચારમાં તેમણે

પોતાનાં આયુષ્યનો મોટો ભાગ ગાળ્યો. અંતે વિકાળ કાળનો ઝપાટો, તેનો ક્રુર હાથ આ સહનશીલ રત્ન ઉપર પડયો, અને સુખનું તથા સંતોષનું આ સાધન સર્વને દુઃખ તથા સંતાપમાં ડુબાડી આજ અદ્રશ્ય થયું.

સંસારસુખદુઃખનાં દશ વર્ષ આ પ્રમાણે પૂર્ણ થયાં. પતિનું સુખ ગયું. માતાપિતાનુ બાલક ગયું. અને બીજાં સર્વનું એક સુશીલ સંબંધી ગયું. કાળની વિચિત્રતા કાળે જણાવી, તેની અદ્ભૂત અને બળવાન શક્તિ સામે આ સુશીલને નિરંતર પાસે રાખવાની ઈચ્છાવાળાં તેમનાં નિકટનાં સંબંધીઓ, તેમના દુઃખી પતિ, માતાપિતા અથવા વૃદ્ધ વડિલ પણ લડી શકયા નહિ. એ શક્તિ આગળ મનુષ્યની શક્તિ નિર્માલ્ય અને તુચ્છ ગણાઇ. સર્વ દુઃખ પામતાં, સંતાપ પામતાં, પણ માથે હાથ દઈ બેશી રહ્યાં; અને હતું તે ન હતું જેવું થઈ ગયું.

પાછલી રાત્રિના ત્રણ વાગા હતા. સર્વ શોકમય તથા દુઃખમય દેખાતું હતું. "ગરીબડી જયા ! હાય હાય ગઈ !" એવા દુઃખદ શબ્દો આ વખતે થતાં અતિશય કલ્પાંતમાં કાને પડતા હતા, તેવે વખતે અંદરના ઓરડામાં એક ધીના દીવા પાસે લીપીને સ્વચ્છ કરેલી જમીન ઉપર સૌ. જયા-કુંવર, તેમનું હવે બાકી રહેલું શરીર નિરંતરની નિદ્રામાં પડયું હતું. પતિ, તેના ઉપર સર્વ સંસારનો આધાર રાખનાર પતિ, આજસુધી સુખી પણ હવે સદાનેમાટે

દુઃખી પતિ, આ પ્રમાણે પોતાનું પ્રિય ખોઈ દીધેલ પતિ પાસેજ નિશ્વાસ નાખતા, વારંવાર ડુસકાં ભરતા પોતાની આ ભાંગી પડેલી પાંખ તરફ જોતા બેઠા હતા. પ્રેતને પવિત્ર કરી, વિશાળ લલાટમાં સૌભાગ્યસુચક કુંકુમની પીળ કરવામાં આવી હતી, અને તે તેમનાં મોઢાંને અતિ-શય તેજ આપતી હતી. મુખ ઉપર તેજ શાંતપણું એમને એમ અચળ રહ્યું હતું. આંખ બંધ હતી, અને તેથી કેમ જાણે નિશ્ચિંતપણે આ અનુપમ રત્ન, આ ઉડી ગયેલું રત્ન નિદ્રા કરતું હોય તેમ જણાતું હતું. ભાન ભૂલેલ પતિ "રખે એનામાં જીવ હશે, મૂર્છા તો નહિ આવી હોય!" એમ વારંવાર ભ્રમિત થઈ, એક નજરે તેમની સામું જોતાં, હાથ હાથમાં લઈ બોલેછે કે નહિ એમ નિશ્ચય કરવા તે વારંવાર હલાવતા, તથા અંતે જીવનનાં કંઈપણ ચિન્હ ન જણાતાં નિરાશ થઈ, નિશ્વાસ મુકી, ફરીફરીને રડતા પોતાનાં આ હંમેશમાટે સૂતેલાં વહાલાં વિષે, અને હવે ભવિષ્યમાં પોતાનો વખત કેવો દુઃખદાયક થઈ પડશે તે વિષે વિચાર કરતા હતા.

શબને સ્મશાને લઈ જવાની સર્વ તૈયારી થતાં, આ ઉડી ગયેલ રત્નના પડખામાંજ તેનાં છેલ્લાં અને તેની સાથેજ જતાં બાલકને મુક્યું. મા અને પુત્રને મરણની છેવટની એકજ શૈયામાં સુવાર્યાં, અને અંતે આજ સુધીનો સહવાસ, આજ સુધીનો પ્રેમ, આજસુધીનું હેત, માતાપિતાનું આજસુધીનું

વહાલ, અને પ્રિયપતિની નિરંતરની અચળ પ્રીતિ સર્વ મુકી, તે સર્વનો હંમેશને માટે ત્યાગ કરી, આ સુશીલ સ્વર્ગવાસી પોતાનાં બાલક સાથે એ ઘરમાંથી નીકળ્યાં. કલ્પાંત કરતો, રડાપીટ કરતો, અસહ્ય દુઃખથી રડતો સ્ત્રીસમુહ આ તેમનાં આજસુધીનાં અનુપમ સહવાસીની પાછળ થોડે સુધી જઈ, નિરાશ થઈ, વધારે દુઃખી થઈ, એવીજ સ્થિતિમાં પાછો ફર્યો, અને સૌ. જયાકુંવર, તેમનો હવે બાકી રહેલો દેહ આ સર્વથી ઘણે દૂર જતાં અદૃશ્ય થયો.

ચિતા તૈયાર કરી બાલક અને માતાને વિખુટાં પાડી એ કૈલાસવાસી સદ્ગુણી રત્નનાં શરીરને તેની ઉપર સુવારવામાં આવ્યું. જે શરીરને કોઈ દિવસ સાસરે અથવા માતાપિતાને ઘેર જમીન ઉપર પણ સુવાનો વખત નહોતો આવ્યો, તેજ કોમળ શરીરને આજ માતાપિતા અને સાસરિયાંનાં સર્વ સંબંધીઓની પ્રત્યક્ષજ આ કઠોર, શરીરને છોલીનાખે એવા લાકડાના કટકા ઉપર સુતાં દેખી પતિની આંખમાંથી ચોધાર આંસુ વેહેવા માંડયાં. જેને જન્મ પર્યંતમાં પીયર અથવા સાસરામાં જરાપણ ભાર સહન નહોતો કર્યો, તેનાં શરીર ઉપર આજ એક પછી એક આ જડ પદાર્થના કઠણ કટકા ગોઠવાતા જોઈ, દુઃખી પતિનું હૃદય ચીરાવા માંડયું, અને આંખમાંથી પડતો પ્રવાહ હવે હંમેશને માટે સુતેલ પ્રિયાનાં શરીર અને વસ્ત્ર ઉપર પડવા માંડયો. જે કોઈ દિવસ પણ પોતાના પતિને દુઃખી થતા

જોઈ ન શકે, જે કદી પણ પતિને ઉદાસ જોઈ અતિશય સંતાપ પામે, પતિને જરાપણ દુઃખી જોઈ જેનું અંતઃકરણ અનહદ દુઃખમાં ડુબે, પતિની આંખમાં આંસુ જોતાંજ જેનાં નેત્રો ગળવા માંડે, અનેક તરેહનાં આશ્વાસનથી જે આ વખતે પતિને ખુશી કરવા, તેમની ઉદાસી દૂર કરવા અતિશય તજવીજ કરે, તે પતિના પ્રેમથી પોષાયેલી પ્રિયા આજ તેની પાસેજ કલ્પાંત કરતા પતિને આશ્વાસનનો એક પણ શબ્દ કહી શકી નહિ. "મારી આ સ્થિતિ? મને સુખી કરનાર હવે કોણ? આવી મારી સ્થિતિમાં મને જરાપણ જવાબ કેમ ન મળે! ક્રૂરતા આટલી હદને કેમ પહોંચી?" ભ્રમિત થયેલ પતિએ પ્રિયાને મોઢે ઢાંકેલું વસ્ત્ર દૂર કર્યું, ફરી ફરી તેનું શાંત, નિર્મળ મોઢું જોયું, અને પછી "હાય હાય! હવે શું આશા!" એમ બોલતાં દૂર જઈ બેઠા.

ચિતાનું હૃદયભેદક કામ પુરૂં થયું, પણ એથી પણ વધારે દુઃખદાયક કર્ત્તવ્ય હજી બાકી હતું. ચિતા પ્રકટવાને આ દુઃખી પતિનો હાથ ઝાલી પાસે લાવવામાં આવ્યા. અરેરે! જેણે આ દશ વર્ષમાં ઉંચે સ્વરે તેનાં આ પ્રેમીને એક પણ શબ્દ કહ્યો નહોતો, જેણે કોઈ દિવસ પણ ક્રોધ કરી આ તેની પ્રિયાને જરાપણ દુઃખ દીધું નહોતું, જેણે તે કદી પણ ચિંતાગ્રસ્ત અથવા દુઃખી ન થાય તેમાટે અતિશય તજવીજ રાખી હતી, જે તેને દુઃખી થતાં જોઈ નિરંતર દુઃખી થતા, તેને વ્યાધિગ્રસ્ત જોઈ વ્યાકુળ થતા, અને

તેને જરાપણ ઓછું ન આવવા દેવાને હંમેશ ચિંતા કર્યા કરતા, તેજ તેના પ્રેમી પતિને આ વખતે તેનું હૈયું કઠોર વજ્ર જેવું કરવું પડયું, અને સળગતો, ધિક્‌ધિક્‌તો અગ્નિ લઈ, એ શરીરની સ્થિતિ નિરંતર માટે બદલાવવાનું સાધન થવું પડયું.

ભડભડ તાપ સળગતાં પોતાનું એ અંગ જવાથી અંતઃકરણમાં એકલા થઈ રહેલ પોપટે નિશ્વાસ મુકી, દૂર છાયામાં જઈ પોતાનું શરીર એક બાંક ઉપર ઢાળ્યું ધિક્‌ધિક્‌તાં આંસુથી હૃદય ખાલી કરવા માંડયું. તે ખાલી થતાં રાત્રિના ઉજાગરાને લીધે આંખ વીંચાઈ, અને અંતે નિદ્રાવશ થયા.

સાયંકાળને વખતે સમુદ્રતીરે આવેલા એક સુંદર બાગમાં પતિપ્રિયા હાથમાં હાથ નાખી, વિનોદથી વાતો કરતાં, આનંદ કરતાં ઘટાવાળાં સુંદર પુષ્પથી શોભિત વૃક્ષો આગળ તેમાંથી તે ફુલ તોડી પરસ્પર આપતાં, આમથી તેમ ફરતાં હતાં. આ પ્રેમી દંપતિનાં બાલકો તેની પાસે પાસે, ઘડીમાં આગળ દોડતાં, ઘડીમાં પાછળ રહેતાં, એક બીજાં સાથે રમત કરતાં, જમીન ઉપરથી કંઈ અજાણી ચીજ ઉપાડી માતા અથવા પિતાના હાથમાં આનંદથી આપતાં કલ્લોલ કરતાં હતાં. આ અનુપમ સુખમાં પડેલાં બેય પ્રેમી આ પ્રમાણે આ સ્થિતિમાં કેટલોક વખત સુધી રહ્યાં, તેટલામાં પાછળથી "પોપટ!" એવો શબ્દ સંભળાયો. પોપટે પાછળ જોયું, કોઈ જણાયું નહિ,

પણ ફરીને પ્રિયા તરફ જોતાં તે પોતાથી થોડે દૂર પોતાનાં ત્રણેય બાલકોના હાથ ઝાલી દૂરથી એ બાજુ આવતી કોઈ ચીજ તરફ એક ચિત્તથી જોતાં હતાં. પોપટ તેની પાસે ગયા, "એ શું છે ?" એમ પુછ્યું, પણ "કંઈ નથી, સહેજ હું કંઈ જોઉંછું." એમ તેમને ઉત્તર મળ્યો. આ વખતે ફરી "પોપટ !" એવો શબ્દ તેને કાને પડયો. ફરી એ તરફ જોતાં કોઈ પણ જણાયું નહિ, અને પાછું ફરી પોતાનાં પ્રેમી તથા બાલકો તરફ નજર કરતાં, પહેલાંથી જરા દૂર જઈ હવે તેમની પાસે સ્થિર થયેલ તેજ ચીજની નજીકમાં એક બીજાંનો હાથ ઝાલી તેઓ ઉભાં હતાં. પોપટ વળી તેમની પાસે ગયા. ત્યાં જઈ જોતાં તે ચીજ કંઈ વિચિત્ર આકારનું વાહન જણાયું. "આ કોણ લાવ્યું? એનું અહિં શું કામ છે ?" એમ તેમણે પ્રશ્ન કર્યો, પણ તેનો તેને પોતાની આ પ્રિયા તરફથી કંઈ પણ જવાબ ન મળ્યો. આ વખત "પોપટ !" એ પ્રમાણે એક બીજો અવાજ તેને પાછળથી સંભળાયો. ત્યાં નજર કરતાં શોકદર્શક વેશે કેટલાક પોતાના સંબંધીઓને પોતાની તરફ આવતા તેમણે જોયા. તેમને જોઈ એજ સ્થિતિમાં તે થોડીવાર સ્થિર થયા. પણ તેટલામાં પોતાની આગળ ઉભેલાં પોતાનાં પ્રિયા અને બાલકો તેમને યાદ આવ્યાં. તે યાદ આવતાંજ તેમણે પોતાની નજર તે તરફ ફેરવી, પણ હાય! હાય! શું બન્યું હતું! ત્રણેય બાલકો સાથે

પ્રિયાને લઈ એ વાહન પાસેજ આવેલ સમુદ્ર, અને ઉપરનું ઘમઘોર આકાશ એ બેની વચમાં વાદળાંઓમાં અથડાતું, થોડું દેખાતું, પાછું બંધ થતું પૂર જોરમાં ચાલ્યું જતું હતું. " આ શું ! રત્નપ્રભા ! પદ્મપ્રભા ! મારા પ્રાણ ! તમ સર્વે ક્યાં જાઓછો ? હું તમારી સાથે આવુંછું." એમ બોલતાં તેમણે એ દિશા તરફ જવા હેક મારી પ્રયત્ન કર્યો, ઘણે દૂરથી આવતો હોય તેમ **"નહિ નાથ ! હમણાં નહિ."** એમ પ્રિયાનો ઝીણો અવાજ તેને કાને પડયો, તે સાથેજ પૃથ્વિથી થોડે ઉંચે ગયા છતાં વધારે જવાની તેમનામાં શક્તિ રહી નહિ, પાછળથી મોટે અવાજે " પોપટ ! " એમ એક વધારે બુમ પડી, અને તે ત્યાંથી પાછા પૃથ્વિી ઉપર પડ્યા.

દશ વર્ષની ગાઢ નિદ્રા આ પ્રમાણે ઉડી ગઈ. સુખદાયક, પણ અંતે દુઃખદાયક સ્વપ્ન પુરૂં થયું. ધડકતી છાતીએ તે બાંક ઉપર ઉઠી બેઠા, અને શું જોયું ? થોડે દૂર પડેલા એક રાખના ઢગલા વગર બીજું કંઈજ નહિ !!



